ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ સુરેશચંદ્ર પોપટલાલે છાપ્યું.
સલાપોસ રોડ–અમદાવાદ.

આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

પ્રકાશક
શ્રી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સ ઑફિસ તરફથી
ડૉ. ચીમનલાલ ને. શ્રોફ
ચીફ સેક્રેટરી
૨૦, પાયધુની, મુંબઈ.

# નિવેદન.

શ્રીમતી જૈન શ્વેતામ્બર કૉન્ફરન્સના કાર્યાલય તરફથી આ ગ્રંથનો પ્રથમ ભાગ વિ. સં. ૧૯૮૨ માં પ્રકટ થયો. તેમાં આરંભમાં જૂની ગૂજરાતી ભાષાનો સંક્ષિપ્ત ઇતિહાસ ૩૨૦ પૃષ્ઠમાં પ્રસ્તાવનારૂપે પ્રકટ થયેલો છે, અને પછી વિક્રમ તેરમાથી સત્તરમા શતક સુધીના ૨૮૭ જૈન કવિઓ તથા તેમની કૃતિઓની વિસ્તૃત સૂચી આપેલી છે. ગ્રંથનો બીજો ભાગ સં. ૧૯૮૭ માં બહાર પડયો, તેમાં વિક્રમ અઢારમા શતકના નં. ૨૮૮ થી ૪૬૬ ના ૧૭૯ જૈન કવિઓ અને તેમની કૃતિઓની નોંધ કરેલી છે ને વિશેષમાં પરિશિષ્ટોમાં જૈનકથા-નામકોષ, ત્રણ ગચ્છો—નામે ખરતર, તપા અને અંચલ ગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ, રાજાવલી અને આ ગ્રંથના પ્રથમ ભાગ સંબંધી ૨૭ અભિપ્રાયો આપેલા છે.

હવે આ ગ્રંથનો ત્રીજો ભાગ વિક્રમ બે હજારના વર્ષમાં બહાર પડે છે. તેમાં ઓગણીસમા અને વીસમા શતકના નં. ૪૬૭ થી ૬૧૫ સુધીના ૧૪૯ જૈન કવિઓ અને તેમની કૃતિઓની વિસ્તૃત સૂચી આપેલી છે. આ રીતે કુલ ૬૧૫ કવિઓ થયા; તે ઉપરાંત કવિનો નંબર વધાને ૯૮૭ થાય છે, (જુઓ પૃ. ૧૫૬૮). પૃ. ૧૫૭૧ થી પૃ. ૧૭૦૩ સુધીમાં ૭૫ ઉપરાંત ગદ્યકારો અને તેની ૮૫૦ ગદ્યકૃતિઓ જણાવેલ છે.

પૃ. ૧૭૦૪ થી ૧૭૩૨ માં **કવિઓની**, પૃ ૧૭૩૩ થી ૧૭૮૬ માં **પદ્યકૃતિઓની**, પૃ. ૧૭૮૭ થી ૧૭૮૯ માં **ગદ્યકારોની**, પૃ. ૧૭૯૦ થી ૧૭૯૯ માં **ગદ્યકૃતિઓની**, પૃ. ૧૭૯૯ થી ૧૮૦૩ માં **સ્થલસ્થાનાદિની**, પૃ. ૧૮૩૧ થી ૧૮૩૨ માં **રાજકર્તાઓની**, પૃ. ૧૮૩૩ થી ૨૦૮૨ માં **દેશીઓની** અને પૃ. ૨૦૮૩ થી ૨૧૦૪ માં **મોટી દેશીઓની અનુક્રમણિકાઓ** છે.

પરિશિષ્ટ ૧ જૈનેતર-કવિઓ ૧૫મી સદીથી પૃ. ૨૧૦૫ થી ૨૨૦૩ માં; પરિશિષ્ટ ૨ જૈન ગચ્છોની ગુરૂપટ્ટાવલીઓ, પૃ ૨૨૦૪ થી ૨૨૨૨ (૪) લોંકાગચ્છ-સ્થાનકવાસી સંપ્રદાયની પટ્ટાવલી પૃ. ૨૨૨૨ થી ૨૨૨૪ (૫) કડવાગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૨૪ થી ૨૨૩૩ (૬) આગમિક ગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૩૩ થી ૨૨૪૪ (૭) પૂર્ણિમા ગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૪૪ થી ૨૨૫૪ (૮) પલ્લીવાલ ગચ્છની પટ્ટાવલી, પૃ. ૨૨૫૪ થી ૨૨૭૬ (૯) ઉપકેશ ગચ્છની એક પટ્ટાવલી તથા ૨૨૭૭ થી ૨૨૮૬ (૧૦) ઉપકેશ ગચ્છની બીજી પટ્ટાવલી, પૃ. ૨૨૮૭ થી ૨૨૯૭ (૧૧) તપાગચ્છની અન્ય પટ્ટાવલી-એમ પટ્ટાવલીઓ પૂરી થાય છે. પૃ ૨૨૯૮ થી ૨૩૩૪ માં 'જૈન સાહિત્યનો ઇતિહાસ' એ ગ્રંથપરના આવેલા ૨૩ અભિપ્રાયો છે. પૃ ૨૩૩૪ થી ૨૩૪૦ માં જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ ઉપરના અભિપ્રાયો છે. ૐ શાન્તિ :

તા. ૫-૭-૪૪. મોહનલાલ દલીચંદ દેશાઈ.

卐

# જૈન ગૂર્જર કવિઓ.

## ત્રીજો ભાગ.

### વિક્રમ ઓગણીસમી સદી.

**૪૬૭ ઉત્તમવિજય*** [ત૦ સત્યવિજય સંતાનીય જિન-વિજય (નં. ૪૫૬) શિ.]

(૯૪૪)+ સંયમશ્રેણી ગર્ભિત મહાવીર સ્તવ. સં. ૧૭૯૯ વૈ. શુ. ૩ સુરતમાં.

* અમદાવાદમાં શામળાપોળમાં રહેતા વણિક લાલચંદને ત્યાં ભાર્યા નામે માણેકથી જન્મ સં. ૧૭૬૦. નામ પુંજાશા. સં. ૧૭૭૮માં ખરતર-ગચ્છના અધ્યાત્મજ્ઞાની દેવચંદ્રજી (જુઓ નં. ૪૨૭) અમદાવાદ આવતાં તેમની પાસે ધાર્મિક તત્ત્વગ્રંથોનો અભ્યાસ કર્યો. પછી તેમની સાથે સુરતમાં પાટણથી આવીને રહેલા પ્રસિદ્ધ શાહ કચરા કીકાએ સમેત-શિખરની યાત્રા કરવા જે સંઘ કાઢયો, તે સાથે પુંજાકુમાર ગયા. યાત્રા ત્યાંની કરી, પછી અનેક તીર્થોની યાત્રા કરી સુરત આવી ત્યાં સંઘને વિશેષાવશ્યક સૂત્ર વાંચી સંભળાવ્યું. આ પરથી જણાય છે કે શ્વેતાંબરોમાં પણ સંઘ પાસે અમુક સૂત્ર-વ્યાખ્યાન શ્રાવક કરી શકતા હતા. ત્યાંથી અમદાવાદ આવ્યા કે જ્યાં જ્ઞાનવિમલસૂરિના વંશજ યોગવિમલ ગણિ અને સત્યવિજય પન્યાસના વંશજ જિનવિજય પંન્યાસ હતા. પુંજાશા જિનવિજયજીનાં વ્યાખ્યાન શ્રવણ કરતા હતા, અને તેમની પાસે તેણે સં.

આદિ—

श्री वर्द्धमानं जिनं नत्वा, वर्द्धमानगुणास्पदं
स्वोपज्ञ संयमश्रेणी स्तवस्यार्थो वितन्यते. १

ઢાલ ૧ લી.

પ્રથમ ગોવાલતણે ભવેજી એ દેશી.

કેવલનાન દિવાકરૂજી, સિદ્ધ બુદ્ધ સુખદાય,
આતમસંપદ ભોગવેજી, વર્દ્ધમાન જિનરાય,
ગુણોદધિ શાસનનાયક વીર, મેરૂ મહિધર ધીર. ગુણો. ૧

---

૧૭૯૬ વૈ શુ ૬ ને દિને દીક્ષા લીધી અને નામ ઉત્તમવિજય રાખ્યું ગુરૂશિષ્યે પ્રેમાપુરમાં ચોમાસું કર્યું ત્યાંથી સુરત આવ્યા. પછી ભટ્ટારક વિજયદયાસૂરિની આજ્ઞા લઈ પાદરા આવી ત્યાં ભગવતીસૂત્ર વાંચ્યું; અને શિષ્યને ગુરૂજીએ નંદીસૂત્ર શીખવ્યું. પછી જિનવિજયગુરૂ સં. ૧૭૯૯ શ્રાવણ શુ ૧૦ દિને દિવંગત થયા પછી ખંભાત, પાટણ, અને ભાવનગર આવ્યા ત્યાં પોતાના પ્રથમ ગુરૂ અને ધર્મબોધક શ્રી દેવચંદ્રજીને બોલાવ્યા અને તેમની પાસે ભગવતી, પન્નવણા, અનુયોગદ્વાર આદિ સૂત્રો વાંચ્યાં અને પછી તે સર્વ આગમ વાંચવાની દેવચંદ્રજીએ આજ્ઞા આપી. તેટલામાં કચરા કીકા સુરતથી સિદ્ધાચલની યાત્રા માટે સંઘ લઈ ત્યાં આવ્યા, તેની સાથે પાલીતાણે ઉત્તમવિજયજી ગયા (સં. ૧૮૦૮). ત્યાંથી રાજનગર આવી બે ચોમાસાં કરી ભગવતી સૂત્ર સંઘ પાસે વાંચ્યું. ત્યાંથી સુરત ચોમાસુ કર્યું પછી નવસારી, ખંભાત, અમદાવાદ, ભાવનગર, સિદ્ધાચલ, ગિરનાર વિહાર કરી નવાનગર ચોમાસું કર્યું. ત્યાંથી રાધનપુર, શંખેશ્વર, ગિરનાર-સિદ્ધક્ષેત્ર અને પુનઃ ભાવનગર આવ્યા. પછી ખંભાત, રાજનગર, ઇડરપુર, સુરત, ચાંપાનેર, લીંબડી, ને પછી પાલીતાણે જઈ પ્રતિષ્ઠા કીધી. પછી પાટણ, રાધનપુર, ને ત્યાંથી તારાચંદ કચરાના સંઘ સાથે તારંગા, આબુ, શંખેશ્વરની યાત્રા કરી રાધનપુર આવ્યા. ત્યાંથી પાદરા, વડોદરા, ડભોઇ, પાટણ, પછી સુરત આવ્યા. ત્યાં ગુરૂભાઇ ખુશાલવિજય પંન્યાસ સાથે રહ્યા ને ચોમાસું કર્યું. નેત્રપીડા થઈ, ત્યાંથી રાજનગર આવ્યા ત્યાં સં. ૧૮૨૭ મહા શુદિ ૮ ને દિને ૬૭ વર્ષની વયે દેહ પડ્યો. ને હરિપુરામાં ગુરૂનો સ્તૂપ થયો.

અનુક્રમિ સંયમ ફરસતાજી, પામ્યો ક્ષાયક ભાવ,
સંયમશ્રેણી ફૂલડેજી, પૂજું પદ નિષ્પાવ. ગુણો. ૨
વાચક જસવિજયે રચ્યોજી, સંખેપે સજ્ઝાય,
વિસ્તરી જિનગુણ ગાવતાંજી, જીહા પાવન થાય. ગુણો. ૩

અંતે— ઢાલ ૪ થી.

રાગ ધન્યાશ્રી–કલસરૂપ.

ગાયો ગાયોરે, ભલે **વીર** જગતગુરૂ ગાયો.
સંયમશ્રેણી થાનક પટવિધ, ઠવણા યંત્ર બનાયો,
અહઠાણ પરૂપણ કરતાં, મનુજ જનમ ફલ પાયોરે. ભલે. ૧
શુદ્ધ નિરંજન અલખ અગોચર, એહિજ સાધ્ય સુહાયો,
જ્ઞાનક્રિયા અવલંબી ફરસો, અનુભવસિદ્ધિ ઉપાયોરે. ભલે. ૨

× × × ×

સંવત **નંદનિધિ મુનિચંદ્રે**, દેવ દયાકર પાયો,
પ્રથમ જિનેસર પારણ દિવસે, સ્તવના કલશ ચઢાયોરે. ભલે. ૩
**વિ**જયદેવસૂરીસ પટોધર, વિજયસિંહ સવાયો,
સત્ય શિષ્યાધર કપૂરવિજય બુધ, ક્ષમાવિજય પુણ્ય પાયોરે. ભલે. ૪

આનો અર્થ કવિ સ્વભાષામાં કરતાં પોતાની ગુરૂપરંપરા આપે છે કે–શ્રી વીરસ્વામિના પાંચમા ગણધર શ્રી સુધર્મા સ્વામી પહેલા પટ્ટોધર થયા તિહાંથી આઠ પટ લગે 'નિગ્રંથ' બિરૂદધારી ૧, નવમેં પાટે સૂરિ મંત્ર કોટીવાર જપ્યા માટે 'કોટી' બિરૂદધારી ૨, પન્નરમે પાટે ચંદ્રસૂરિ ચંદ્રવત્ ઘણા સૌમ્ય થયા માટે **ચંદ્ર**ગચ્છ કહેવાણો, ૩, સોલમે પાટે **સમંતભદ્રાચાર્ય** ઘણા નિમમ થયા વનવાસે રહ્યા માટે 'વનવાસી' બિરૂદ થયું. ૪, છત્રીસમે પાટે **સર્વદેવસૂરિ** થયા વડતલે આચાર્ય પદ આપ્યું અને તેના શિષ્ય જે થયા તે વડશાખાની પેરે પરિવારિ વધ્યા તે વલી ઘણા ગુણે વધ્યા માટે 'વડગચ્છ કહેવાણા. ૫. ચુમ્માલીસમેં આંબિલ વર્ધમાન તપ કીધા માટે

રાણાજીએ **તપા**બિરૂદ દીધો તિહાંથી **તપા** કહેવાણા ૬. અનુક્રમે આસઠમેં પાટે આદેય નામધારીશ્રી **વિજયદેવસૂરિ**, તત્પટ્ટ પ્રભાવક સવાઇ **વિજયસિંહસૂરિ**, તેની સાચી ગ્રહણા આસેવના શિષ્યાધારી અર્થાત્ પંડિત **સત્યવિજય**ગણિ ગચ્છનાયકની આજ્ઞા માગી ક્રિયા ઉદ્ધાર કીધો. શ્રી **આનંદઘન** સાથે વનવાસ રહ્યા. અનેક તપ કીધા, અનુક્રમે વૃદ્ધાવસ્થા જાણીને અણહિલપુર પાટણમાં રહેતાં ધર્મોપદેશ દેતા. તેમના શિષ્ય પંડિત **કપૂરવિજય** અને પંડિત કુશલવિજય થયા, તેમાં શ્રી **કપૂરવિજય** ગણિ તો અરિહંત પ્રતિમા પ્રતિષ્ટાદિક અનેક ધર્મ-કાર્યકારી પ્રભાવક થયા. દેશ, નગર, પુર, પાટણે વિહાર કરતાં રહ્યા. તેમના શિષ્ય પંડિત વૃદ્ધવિજય ગણિ તથા પંડિત **ક્ષમાવિજય** ગણિ થયા તેમાં પંડિત **ક્ષમાવિજય** ગણિ તો દેશના આપવાના ગુણે કરી અનેક ભવ્ય જીવોને ઉપકારી પવિત્ર ચરણ-કમલધારી થયા.

**સૂરત**માંહે સૂરજમંડણ શ્રી **જિન**વિજય પસાયો,

**વિજયદયાસૂરિ**રાજે જગપતિ, **ઉત્તમવિજય** મહાયોરે. ભલે. ૧૧

અર્થઃ—શ્રી **સૂરત**બંદરે સૂર્યમંડણ પાર્શ્વનાથની સ્મૃતિ પ્રાણતિ મહિમાએ તથા પંડિતશ્રી ક્ષમાવિજયગણિ શિષ્યરત્ન સંપ્રતિ વિદ્યમાન, ચિરંજીવી પરમોપકારી પંડિતશ્રી જિનવિજયગણિએ ઉદ્યમ કરી મને પ્રથમ અભ્યાસ કરાવ્યો તે જેમ માતાપિતા પુત્રને પ્રથમ પગ માંડવા તથા બોલવા શિખવે તેમ ગુર્વાદિકે મને ઉપકારી કીધો. એ શ્રી તપાગચ્છધિરાજ ભટ્ટારક શ્રી વિજયદયાસૂરિશ્વરના રાજમાં જગતપતિ જગતપરમેશ્વર શ્રી **વીર**સ્વામીને મુનિ ઉત્તમવિજયે મહ્યાયોં ગાયો સ્તવનાગોચર કીધો. એ સ્તવન અમચ્છરી ગીતાર્થ પુરૂષો તમે શોધજો ભણાવજો. ભણતાં ભણાવતા સંયમશ્રેણિએ ભૂષિત થઇ સહેજાનંદ પામજો. ૧૧.

ઇતિ અનુયોગાચાર્ય પંડિત શ્રી ઉત્તમવિજયગણિ વિરચિત સ્વોપજ્ઞ વિવરણ સહિત સંયમશ્રેણિ ગર્ભિતશ્રી મહાવીર સ્તવન સમાપ્ત

—પ્ર૦ શ્રી સત્યવિજય ગ્રંથમાલા નં. ૧ શેઠ બાલાભાઈ મૂલચંદ-રીચીરોડ, અમદાવાદ.

—મૂળ લે૦ રૂપચંદઃ। પત્ર ૫-૧૦ જશવિજયમુનિ સંગ્રહ નં. ૧૭૦.

(૯૪૫)+જિનવિજય નિર્વાણરાસ. (ઐ.) સં. ૧૭૯૯ શ્રા. શુ ૧૦ પછી.

આદિ—

કમલમુખી શ્રુતદેવતા, પુરો મુજ મુખવાસ,
ગુણદાયક ગુરૂ ગાવતાં, હોય સફલ પ્રયાસ.

અંતે ઢાલ ૧૬ મી.

શ્રી ગુરૂરાજ કદીએ નવિ વીસરે, સાંભરે ગાત નિશાદીસરે.

× × × ×

ખટકાયપાલક સુગતિદાયક પાપનિવારક જગ જયકરો,
સંવેગરંગી સજ્જનસંગી **જિનવિજય** ગુરૂ જય ગુણકરો.
**માનવિજય** ગુરૂ કહણથી રચ્યો ગુરૂ-નિર્વાણ એ,
સકલ શિષ્ય ઉત્સાહ **ઉત્તમવિજય** કોડી કલ્યાણ એ.

—(૧-૨) લિ. સં. ૧૮૧૫ પત્ર ૧૨ નં. ૨૮૮૨ અને પત્ર ૧૪ નં. ૩૦૯૫ લીં. (૩) પ્ર૦ મારી 'જૈન ઐતિહાસિક રાસમાળા' (કે જેમાં કવિનું ચરિત્ર તેના રાસ સાથે આપેલ છે). (૪) સં. ૧૮૬૩ ભાદ્રવા વદ ૪ સોમે ૧૪-૧૨ પાદરા નં. ૩૭૮.

(૯૪૬)+ **અષ્ટપ્રકારી પૂજા** સં. ૧૮૧૩.

આદિ— દોહા.

શ્રુતધર જસ સમરે સદા, **શ્રુતદેવી** સુખકાર.
પ્રણમી પદકજ તેહનાં; પભણું પૂજા પ્રકાર. ૧
અર્થ સુણી જિનમુખ થકી, સૂત્ર રચે ગણધાર,
તે આગમને અનુસરી, રચસ્યું અષ્ટપ્રકાર.

નમણ, વિલેપન, કુસુમની, ધૂપ, દીપ, મનોહાર,
અખંડઅક્ષત, નૈવેદ્યની, અષ્ટમી ફલ સુવિચાર. ૩
ભાવસ્તવનને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર,
કારણથી કારજ સધે, તિણે ધુર પૂજા ઉદાર. ૪
પીઠ મનોહર થાપિને, અરિહંત પ્રતિમા સાર,
તાલ મૃદંગ વાજિંત્રયુત, કરિયે હર્ષ અપાર. ૫
તીર્થોદક કુંભો ભરી, રત્ન પ્રમુખ શ્રીકાર,
અષ્ટ સહસ્સ અડજાતિના, અથવા કલશ ચ્યાર. ૬

અંતે— કળશ રાગ ધન્યાશ્રી.

ભાવો ભાવોરે ભવિ અષ્ટપ્રકાર ચિત્ત ભાવો.

× × × ×

સત્ય વચન ભાષક **સત્યવિજયો**, સંવેગી તસ દાવો,
કર્પૂરસમી ઉજ્જવલ જસ કીર્ત્તિ, **કર્પૂરવિજય** બુધ ધ્યાવોરે.
ભાવિ. ૪

**તત્ત્વશશિ અડચંદ સંવત્સર, (૧૮૧૩) ક્ષમાવિજય** **જિન ગાવો,**
ઉત્તમ પદકજપૂજ કરતાં, **ઉત્તમ** પદવી પાવોરે. ભાવિ. ૫

—(૧) પ્ર૦ વિવિધ પૂજાસંગ્રહ પૃ. ૪૫૦ થી ૪૬૦. (૨) ૮ થી ૧૦ પં. ૧૩ નવપદ પૂજા સાથે લખેલી પ્રત મારી પાસે છે. (૩) ૫-૧૧ દા. ૮૩ નં. ૧૭ હા.

**(૯૪૭) ચોવીસી.**

—લ. સં. ૧૮૪૦ પત્ર ૧૩૯ થી ૧૫૨ નં. ૨૭૮૨ લીં.

---

**૪૬૭ ક ધર્મદાસ?** (લોંકાગચ્છ સુલચંદજી શિ.)

**(૯૪૮ ક) અઢાર પાપસ્થાનકની સઝાય.** ૧૮ ઢાલ સં. ૧૮૦૦ ભા. વ. ૧૦ બુધે અમદાવાદમાં.

આદિ— દુહા.

પ્રથમ જિણેસર પાયકમલ, પ્રણમી બે કરજોડિ,
પાપ અઢારે વર્ણવું, શુણજ્યો આલસ મોડિ. ૧
મુજ ગુરૂ રૂષિ **મુલચંદજી**, તાસ સેવક **ધર્મદાસ**,
તે ગુરૂના પયપંકજ નમી, ભણસું મન ઉલ્હાસ. ૧

અંતે— કલશ.

દશે દષ્ટાંતે દોહિલો, આ માંનવ ભવ જાંણી કરી,
રસ આઠ છાંડી ધર્મવાડી માંહિ રમો આનંદ ધરી. ૧
અંજલી જલ જિમ આઉખું, ભરોસો પાણી તણો,
કાનકુંજર બાન સંઝચા, વીજલી અજુઆલો ઘણો. ૨
એહવું જાણી સુણો પ્રાણી, આવેતનચેં નવિ એહો, ?
સમકિત સહિત તપ શીયલ સંયમ દયા મારગ ધર્મવહો. ૩
ગુણરત્નસાગર ધર્મ આગર **કાંન** (?) ઇષ્ટ દાતાર એ,
ઋષિસ્વર **ધર્મદાસજી**, તસ પટોધર ઉદાર એ. ૪
ઋષિશ્રી **મુલચંદજી**, તસ સય ગોપાસકનો વડા, ?
બાલ **બ્રહ્મચર** નામે ધર્મવર જેને સુરનર આગલિ ખડા. ૫
તે ગુરૂના પરભાવથી, વલી આગમ અનુસારેં કરિ,
એ અષ્ટદશ પાતિક કહ્યાં તેહથી ચતુર નાસેં પરહરી. ૬
એ આગમથી કાંઇ આઘો પાછો, ઓછો અધિકો ભાષીઓ,
હાથ જોડી માંન મોડી મિચ્છામિ દુક્કડ મેં દીઓ.
સંવત **શત અઢાર વરસેં**, ભાદ્રવા વદિ દશમી દિને,
શહેર **અમદાવાદ** વાર બુધે, કરજોડી ઇણિપરે ભણે. ૮

—સંવત્ ૧૮૨૨ ના વર્ષે માગશિર વદિ ૧૦ વાર ગુરૌ લિખિતં ઋષિ **સોમચંદઃ** વાચનાર્થ બાઇ **અમૃતિ** મુખેં જયણા કરી ભણજ્યો ગ્નાંનનું બહુમાંન્ય કરો; ૬–૧૩ રાજકોટ મોટા સંઘનો ભંડાર.

**૧૪૬૭ખ નિહાલચંદ** [પાર્શ્વચંદગચ્છ હર્ષચંદ્ર શિ.]

(૯૪૮ ખ) બ્રહ્મબાવની (હિંદી) સં. ૧૮૦૧ કા. શુ. ૨.
મક્ષુદાબાદમાં.

આદિ—

આદિ ઓંકાર આપ પરમેસર પરમજોતિ
અગમ અગોચર અલખરૂપ ગાયો હૈ.
દ્રવ્યતામેં એક પૈં અનેક ભેદ પરજેમેં
જાકો જસ વાસ મત્ત બહૂંનમેં છાયો હૈ.
ત્રિગુન ત્રિકાલ ભેવ તીનોંહ લોક તીન દેવ
અષ્ટ સિદ્ધિ નવો નિધિદાયક કહાયો હૈ.
અક્ષરકે રૂપમેં સ્વરૂપ ભુઅલોક હૂંકો
ઐસો ઓંકાર હર્ષચંદ મુનિ ધ્યાયો હૈ.

અંતે—

સંવત અઠારૈસૈ અધીક એક કાતી માસ
પખ ઉજિયારૈ તિથિ દ્વિતીયા સુહાવની
પુરપૈં પ્રસિદ્ધ મખસુદાબાદ બંગ દેસ
જહાં જૈન ધર્મ્મ દયા પતિતકૌં પાવની
પાસચંદ ગચ્છ સ્વચ્છ વાચક હરપચંદ
કીરતેં પ્રસિદ્ધ જાકી સાધુ મન ભાવની
તાકે ચરણારવિંદ પુન્યતેં નિહાલચંદ
કીન્હી નિજ મતિતેં પુનીત બ્રહ્મબાવની ૫૧
હમપેં દયાલકેં કે સજ્જન વિસાલ ચિત્ત
મેરી એક વીનતી પ્રમાંન કરિ લીજિયૌ
મેરી મતિહીનતાતેં કીન્હો બાલ ખ્યાલ ઇહ
અપની સુબુદ્ધિનેં સુધાર તુમ દીજિયો
ચૈનકૈ સ્વભાવતેં પ્રસિદ્ધ કીજ્યૌ ઠૌર ઠૌર

પન્નગ સ્વભાવ એક ચિત્તમેં સુણીજિયૌ
અલિકે સ્વભાવતેં સુગંધ લીન્યૌ અરથકી
હસકે સ્વભાવ હ્વૈકે ગુનકૌં ગહીજિયૌ. પર
—એક પ્રત પત્ર ૧ થી ૯ પં. ૧૧ મુનિ જશ.
—પર પદ્ય અકારાનુક્રમમાં પ્ર. કાં.

---

૪૬૭ ગ (બ્રહ્મ) રૂપચંદ [પાર્શ્વચંદ્રગચ્છ અનુપચંદ શિ.]

(૯૪૮ ગ) લઘુબ્રહ્મબાવની (હિંદીમાં).

આદિ—

ૐકાર હે અપાર પારાવાર કોઉ ન પાવે
કછુયક સાર પાવે જોઇ નર ધ્યાવેગો
ગુણ ત્રય ઉપજત વિનસત થિર રહૈ
મિશ્રિત સુભાવમાંહિ સુદ્ધ કૈંસે આવેગો
અગમ અગોચર અનાદિ આદિ જાકી નહી
ઐસો ભેદ વચન વિલાસ કૈસેં પાવેગો
નય વિવહારરૂપ ચાસૈ હૈ અનંતભેદ
બ્રહ્મરૂપ નિશ્ચૈ નય એક દ્રવ્ય થાવૈગો. ૧

અંતે—

હેતવંત દીષે સદા રાગ દોષ નાંહિ કદા
ઐસે ગુણવંતનકો મેરો પરનામ હૈ
ગ્યાતા નર હોઇ કોઊ મો પર કૃપાલ હોઊ
હંસકો સુભાવ વલી જે ગુણનકો ધામ હૈ
કછ દેશ ઉતપતિ જાતિ કુલ ભયો ગતિ
જિનગુણ ગાયો સરવંગ મેરો સાંમ હૈ
એહી લઘુ બ્રહ્મબાવની ગ્યાતા મન ભાવની
નામરૂપ ગાયો નહી ગુનહી સોં કામ હૈ. પર

લિંગાધાર સારપક્ષ શ્વેતાંબર કહ્યો દક્ષ
ધાર વિવહાર સ્યાદવાદ શુદ્ધ બ્રહ્મકી
તાહીમેં પ્રગટ ભયો પાસચંદસૂરિ જ્યો
થાપ્યો પાસચંદ ગચ્છ આસે જિનધર્મકી
તિનકુમે રૂચિવંત સાધક અનુપચંદ
સાધ સુસંવેગધારી શક્તિ સુખ સર્મકી
જિનકી મહંત કીર્ત્તિ તાહીકો નિકટવૃર્ત્તિ
સીષ્ય બ્રહ્મરૂપ બુઝી રીત બ્રહ્મ કર્મકી. ૫૩
ક્ષય પાવે ગ્યાંન જગ્યુ દેખે શુદ્ધ મોક્ષ મગ્ગ
ભગવાંન જિન જંન પછ ચોરરે
ચોરનકો સંગ છોર ફેર નિજ જોગ જોર
પરપછ ડારિ ગહે મોર પછકાર રે
અન્ય ન સરૂપ ધાર પૂરબકો દેશ સાર
જિહાં વહે સદા સુર સરિતાકો જોર રે
ચિદાનંદ તાહી રૂપ જાહિમેં અનંત સુપ
બ્રહ્મરૂપ સ્વાદ પાયો કાહે કરૂ સોર રે. ૫૪

—ઇતિશ્રી લઘુ બ્રહ્મબાવની બ્રહ્મ રૂપ સંવેગીકૃત સંપૂર્ણમ્ ।
એકપ્રત પત્ર ૧૦ થી ૧૯ પં. ૧૧ મુનિ જશ૦

(નિહાલચંદે સં. ૧૮૦૧ માં બ્રહ્મબાવની રચી છે અને તેથી આને કર્ત્તાએ લઘુ બ્રહ્મબાવની કહી છે.)

(૯૪૮ ઘ) કેવલસત્તાવની સં. ૧૮૦૧ માઘ શુદ ૫.

આદિ— સવૈયા તેઇસા.

ૐકાર પૂરણ બ્રહ્મ પદારથ સકલ પદાર્થ કે સિર સ્વાંમી
વ્યાપકવિશ્વ પ્રકાશ સુતંતર જ્યોતિ સર્વ ઘટ અંતરજામી
સિદ્ધ એહી સુર ગોવિંદ હે અરૂ શિષ્ય એહી પર છાંહી અકામી
આપુ અકર્ત્તા પુન્યતા ભોગતા તાહિ વિલોકનમેં કેવલ નાંમિ. ૧

અંતે—

લિંગ અખંડિત સુમતિ સેત કંતાંબર સાકાર સિદ્ધિ સહાઇ
**પાસશશિ** સૂર સો દીપક તાહિકી જોત **અનૂપચંદ** કહાઇ
તાહીકો અંસ બ્રહ્મ **રૂપ** સંવેગી અરિહા ધ્યાંન કરે મન લાઇ
પંચ લઘુ અક્ષરે સિદ્ધ હું કાર જ કેવલ સાધસરૂપ એ ભાઈ. ૫૫
ક્ષૈભાવ અસાર હુવૈ જબ સીઝે આગમ સાર સમયકો સારા
ત્રિપદી ભેદ અભેદ સમાવૈઇ પરમાતમ પદ પાવૈ ધારા
ચલી જાય શિવ મગ્ગકે સંમુખ નિરવિકલ્પ નિરૂપધિ તારા.
વિમલા રસ રૂપેં સિદ્ધિ પ્રગટૈ કેવલ સાદિ અનંત આચારા. ૫૬
સંવત સૈજુ **અષ્ટાદશ** જાનૌ ઉપર **એકોત્તર** વરસૈ વચી
માસ સુઉજ્જવલ **માઘ** સુપાંચૈ તા દિન વસંત રિતુ શુભ મચી
દરસ પરસ હુવો જબ જાંની **આદ** જિન છબિ સાસિત સચી
વાર સુભો મરિપં રેવતી શુભયોગે **કેવલસત્તાવની** રચી ૫૭
**કાશી** દેસ નયરી જાત્રા જુ આયે **વૃષભ** જિન કેરી
ભાવસું ભેટયો **સિદ્ધાચલ** તીરથ કર્મ કઠોર મિટી ભવફેરી
જૈ જગ પંડિત ભાવારથ વિચાર પઢે તિનકું વંદન મેરી
પૂરણ કૃપા હુવે સતગુરૂકી કેવલ સંપતિ આવહિં નેરી. ૫૮

—ઇતિ શ્રી **બ્રહ્મ રૂપ** સંવેગી વિરચિતં કેવલસત્તાવની સમાપ્તં.
ઉપલી પ્રત પત્ર ૨૦ થી ૨૬ પં. ૧૧ મુનિ જશ૦

---

**૪૬૭ઘ જયસાગર** [ ત. ન્યાયસાગર (નં. ૪૪૬) શિ. ]
**(૯૪૮ ચ) તીર્થમાલા** ૫૫ કડી (ઐ) સં. ૧૮૦૧ આષાઢ વદ ૫ બુધ અમદાવાદના જમાલપુરવાડામાં.

આદિ— દૂહા.

**સરસ્વતી** માત નમી કહું, મુઝ મુખ કરો નિવાસ
તીરથના ગુણ ગાયવા, દેયો વચન વિલાસ. ૧

અરિહંત સિદ્ધ સદા નમું, આચારય ઉવઝાય
સાધુ સકલ નમતાં થકાં, દિન દિન મંગલિક થાય. ૨
**ન્યાયસાગર** પ્રભુ મુજ ગુરૂ, ગુરૂગુણનો ભંડાર
**જય** કહે ચરણકમલ નમી, કરસું તીરથમાલ. ૩

અંતે—

સંવત **અઢારએકમાં** રહિ **રાજનગર** ચોમાસ
**જમાલપુર**ના પાડામાં મુઝ ઉપનો હરષ ઉલ્લાસ. ૫૦
કૃષ્ણપક્ષ આસાઢનો વલિ પાંચમ ને બુધવાર
**તીરથમાલા** પૂરિ કરી પાંમેવા ભવનો પાર. ૫૧
તપગચ્છમાંહી શિરોમણી શ્રી **ન્યાયસાગર** ગુરૂરાજ
ચરણસેવી **જય** ઇમ ભણે, મુઝ સીધાં વંછિતકાજ
ભવિયણ તીરથયાત્રા તુમે કરો. ૫૨

કલશ.

જય **આદિ** જિનવર **શાંતિ** જિનવર **વીર** જિનવર **પાસજી**
**તીરથમાલા** પૂરી કીધી પોહતી મુઝ મન આસજી. ૫૩
**જમાલપુર**ના પાડા માહિ ચારે ચતુર સુજાંણજી
પ્રહ ઉઠી પ્રભુચરણ નમતાં થાય જય કલ્યાંણજી. ૫૪
તપગચ્છમંડણ દુરીતખંડણ શ્રી **ન્યાયસાગર** પન્યાસજી
ચરણસેવી **જય** કહે મેં કીધો ગુણ અભ્યાસજી. ૫૫

---

૪૬૮ **ઉદયસાગર** (આં. કલ્યાણસાગરસૂરિ–વિદ્યાસાગર શિ.)

(૯૪૯)+ **કલ્યાણસાગરસૂરિનો રાસ** (ઐ.) સં. ૧૮૦૨ શ્રા. શુ. ૬ માંડવીમાં.

આદિ—

દુહા.

પ્રણમી શ્રી જિન પાસને, ધરી મનમાં ગુરૂ ધ્યાન
**સરસતી** માત પસાયથી, કરશું ગુરૂ ગુણગાન. ૧

ગુરૂગુણ ગાવાથી થશે, ભવસાગરનો પાર
તે માટે કરૂં ભાવથી, ગુરૂગુણનો વિસ્તાર. ૨
અતિશય જેના અતિઘણા, જ્ઞાનતણો નહિ પાર,
**કલ્યાણસાગર** સુરિવરા, છે જગમાં નિરધાર. ૩
**અંચલગચ્છ** દીપાવતા, વિચર્યા દેશવિદેશ,
શુભ સંજમને ધારતા, દીયે ભવિ ઉપદેશ. ૪
ગચ્છાધિષ્ઠાયિક સુરિ, **મહાકાલી** ધરે નેહ,
ગુરૂજી પર બહુભાવથી, જાણીને ગુણગેહ. ૫
એવા તે ગુરૂરાયનો, રાસ રચું ઉલ્લાસ,
શ્રોતાજન સહુ સાંભલો, થાશે લીલ વિલાસ. ૬
જિનશાસન દીપાવવા, ધર્મકાર્ય હિતકાર,
જે જે કીધાં તેમણે, કરશું તસ વિસ્તાર. ૭

અંતે— ઢાલ ૫૨, કલશ.

ગાયા ગાયારે મેં આજ સૂરીશ્વર ગાયા,
**કલ્યાણસાગરજી** સૂરીશ્વરના, આજે મેં ગુણ ગાયા—
**અંચલગછ** ચોસઠમી પાટે, તેહ થયા સુરિરાયા,
મહા પ્રભાવિક અતિશયવંતા, જગમાં જેહ ગવાયારે— મેં૦ ૧
તસ પાટે શ્રી **અમરસાગરજી**, થયા સૂરીશ્વરરાયા,
શ્રવણ કરી જેના ઉપદેશો, ભવિજન અતિ હરખાયારે. મેં. ૨
તસ પાટે છે **વિદ્યાસાગરજી**, શોભે છે મુનિરાયા,
મુજ ગુરૂવર તે પંડિતગણમાં, શોભે અધિક સવાયારે. મેં. ૩
તસ પાટે છે **ઉદયસાગરજી**, પામ્યા સુગુરૂ પસાયા,
રચના તિણે એહ રાસની કીધી, મન હરખે ઉભરાયારે. મેં. ૪
સંવત **અઢારસો બેની** સાલે, શ્રાવણ સુદ છઠ પાયા,
એહ રાસ સંપૂર્ણ કરીને, સંઘની આગલ ગાયારે. મેં. ૫
**માંડવી** નગરે રહી ચોમાસું, રાસ એહ રચાયા;
સંભલાવી ભવિજનને કંઠે, મંગલમાલા હોયારે. મેં. ૬

ગાસે ભણુસે એ ગુરૂવરના, જે કોઇ ગુણ સુખદાયા,
લેસે તે સુખસંપદ આંહી, પછી મુક્તિપદ પાયારે. મેં. ૭
ગુરૂગુણ ગાવાના આવેશે, જે કોઇ ઇહ દોષ પાયા,
કવિજન બુધજન ખમશે તે મુજ, કરી મુજ પર સુપસાયારે. મેં. ૮
યાવત ચંદ્રદિવાકર જગમાં, રાસ એહ રસદાયા,
બુધજનમનને મંગલદાયી, થજો સદા ઇમ ધ્યાયારે. મેં. ૯

—સંવત ૧૮૦૩ કાર્ત્તિક સુદ બીજ માંડવી મધ્યે દેવશંકર રાજગરે લિ. પ્ર૦ સાહ ગેલાભાઇ તથા દેવજીભાઇ આણેક સં. ૧૯૮૧.

[ ગૂ૦ ગદ્યમા (લઘુ)ક્ષેત્રસમાસ પર બાલા૦ તેમણે કર્યો છે તેની સં. ૧૮૫૬માં લખાયેલી પ્રત ૫૮ પત્રની નં. ૬૨૫ ની લીં. ભંડારમાં છે. વળી આ કવિએ સ્નાત્રપંચાશિકા નામનો ગ્રંથ સં. ૧૮૦૪ માં રચ્યો છે ને તેની લખ્યા સં. ૧૮૧૬ની પ્રત પત્ર ૩૧ શ્લો. ૧૭૦૦ ની દાબડો ૪૦ નં. ૫૦ નં. ૧૩૫૮, અને સં. ૧૮૫૧માં લખાયેલી પત્ર ૩૩ ની નં. ૧૧૫૧ ની લીંબડી ભંડારમાં વિદ્યમાન છે. તેમજ પૂજાપંચાશિકા ગ્રંથ રચ્યો છે તેની ૩૩ પત્ર શ્લો. ૧૩૦૦ ની પ્રત તેજ દાબડામાં નં. ૫૯ માં છે.

---

## ૪૬૮ ક કલ્યાણસાગર સૂરિશિષ્ય (આ ઉપરના ઉદયસાગર હોવા સંભવિત છે.)

### (૯૪૯ ક) સિદ્ધગિરિ સ્તુતિ.

આદિ— દુહા.

શ્રી આદીશ્વર અજર અમર, અવ્યાબાધ અહનીશ,
પરમાતમ પરમેસરૂ, પ્રણમુ પરમ મુનીશ. ૧
જય જય જગપતિ જ્ઞાન ભાસિત લોકાલોક,
શુદ્ધ સ્વરૂપ સમાધિમય, નમત સુરાસુર થોક. ૨

શ્રી **સિદ્ધાચલ** મંડણો, **નાભી**નરેસર નંદ,
મિથ્યામતિ મત ભંજણો, ભવાંકુર દાકરચંદ. (?) ૩

અંતે— કલશ.

ઇમ તીર્થનાયક સ્તવન લાયક સંથુણ્યો શ્રી **સિદ્ધગિરિ**,
અઠોતરિસય ગાહ સ્તવનેં, પ્રેમભક્તેં મન ધરી.
શ્રી **કલ્યાણસાગર** સૂરિશિષ્યેં, શુભ જગીસેં સુખ કરી,
પુણ્યમહોદય સકલમંગલ, વેલિ સુજસેં જયસિરિ. ૧૦૯
—૩-૧૮ મો. સેં. લા.

---

**૪૬૮ ખ ભક્તિવિજય** [ત. શુભવિજય-ગંગવિજય-નયવિજય શિ.]

(**૯૪૯ ખ) સાધુવંદના સઝાય.** કડી ૨૯ સં. ૧૮૦૩ ભાદ્ર. વ. ૧૧ રવિવાર.

આદિ—

**વીર**જિણેસર પ્રણમું પાય, વલિ **ગૌતમ** ગીરૂઆ ગુરૂરાય,
ઉત્તમ પુરૂષ હુઆ નરનાર, કરણીથી પામા ભવપાર. ૧

અંતે—

ગર્ભાવાસ નાવેં તે વલી, ઇમ ભાષેં તે સુદ્ધ કેવલી,
**અઢારત્રિલોતર** ભાદ્રવા સાર, વદ ઇગ્યારસ ને દિત્તવાર. ૨૮
**શુભવિજય** વાચક મુનિરાય, **ગંગવિજય** નિત્ય પ્રણમું પાય,
શ્રી **નયવિજય** વિબૂધનો સિસ, **ભક્તિવિજય** પ્રણમુ નિસદિસ. ૨૯

—સંવત ૧૮૭૧ ના વર્ષ આસો સુદ ૫ દનેં સીકસ (શિષ્ય) પં. દોલતવિજય પદનાર્થં. ૨-૧૩. જશવિજય મુનિસંગ્રહ.

**(૯૪૯ ગ) રોહિણી તપ પર સ૦** ૩ ઢાળ સં. ૧૮૨૪ કાર્તિક વદ ૫ પાલણપુરમાં.

આદિ—

શ્રી શંખેસ્વર જિનપતિ, વામા માત મલ્હાર
પરતાપૂરણ પરવડો, સીવ રમણી દાતાર. ૧
કલિ કાલે દીપે પ્રબલ, પ્રભુતામેં પ્રતાપ
જાપ જપેં ભવિયણ સદા, ટાલેં ભવસંતાપ. ૨
રોહણી નાંમા તપ થકી, નાસેં દૂખ જંજાલ,
નિત નિત સંપત નવિ નવિ, પામે મંગલમાલ. ૩
વીર જિણેસર વિચરતા, રાજગૃહી ઉદ્યાન
આવ્યા તવ ગયો વંદના, શ્રી શ્રેણિક રાજાન. ૪
દેસના સૂણી રાજા કહે, એહ કહો મૂઝ વિચાર,
કિમ રોહણીઇ તપ કર્યો, કહો મૂઝ જગદાધાર. ૫

અંતે—

અઢાર ચોવીસા હો વરસેં પાલણપુર ચોમાસ,
કાતિ વદિ પાંચમ દિને શ્રી નવપલ્લવ પાસ.
તેહ તણા સૂપસાયથી રોહણીની સજ્ઝાય,
વાચક શુભનય સીસનો ભક્તિ નમેં નિત પાય.

—૨-૧૪ જૈ. એ. નં. ૧૨૭૧,

---

૪૬૯ મતિરત્ન (ખ૦ પ્રસિદ્ધ દેવચંદ્રજી નં. ૪૭૩ના શિષ્ય)

(૯૫૦)+ સિદ્ધાચલ તીર્થ યાત્રા (ઐ.) સં. ૧૮૦૪

આદિ—

સરસતિ સામિનેં પાય નમી, માગું વચનવિલાસ,
મંધની સેત્રુંજા ગિરિ તણો, ગાવા મન ઉલ્લાસ. ૧
નમું તે દેવિ ચક્કેસરી, કવડ જક્ષ ભલિ ભાંત
આદિસર નમતાં થકાં, મિલેં સુગતિ મહંત. ૨
વીર જિણેસરનેં નમું, ગૌતમ ગણધર સાર,
જીવ ઘણા પ્રતિબોધિનેં, ઊતાર્યાં ભવ પાર. ૩

સુરતના કચરાશાએ સંઘ કાઢયો. ભાવનગર આવ્યા ત્યાં ભાવસિંહજી રાજ્ય કરતા હતા.

કારતિક વદિ તેરસિ દિને, સંઘ ચાલ્યો સુખકારીરે,
ત્રિણ દિવસ પાદર રહ્યા, સંઘવીની જાઉં બલિહારીરે. ૨–૧૦
**ખરતર** ગચ્છ દેવચંદજી, તે પિણ સંઘ માંહિં જાણુંરે
પંડિત માંહિ શિરોમણિ, તેહની દેશના ભલી વખાણુંરે. ૨–૧૬
**શેત્રુંજો** ભેટયો ધરી મન બહુ અતિમાનરે
રાજા **પૃથ્વીરાજજી**રે, કુંઅર શ્રી **નવઘન** નામ ૩–૧
વિધિ ઉપદેશક શ્રુતજલધિ, **દેવચંદ** ગુરૂરાય,
સંવેગી જિનમારગી, **ઉત્તમવિજય** સહાય. ૩–૩
એતલેં **ખંભાયત** થકીરે, ઓચ્છવસ્યું સુવિસિદ્ધ,
સંઘ કરી આવી મિલ્યો, **જીવણસાહ** પ્રસિદ્ધ, ૩–૪
ઇમ અનેક સંઘવી બહુ મિળ્યા, કરવા જિનવર ઝાણ,
**સૂરતિથી** વિધિ પક્ષિ આવીયા, ઉદયસાગર સૂરિ ભાણ. ૪–૪
પાઠક **સુમતિ વિજય** તપાગચ્છવરૂ, ઇમ યતિ વર્ગ અનેક
ચ્યારે વર્ગ મિલ્યા જિન ભેટવા, પ્રભુ ભગતિ જિન છેક. ૪–૫

**અંતે** કલશ.

તસ સંઘ યાત્રા સુવિધિ કરણી મન પ્રમોદેં આચરેં
તસ તવન ગુંથ્યો **ખરતર** સંઘપતિ હેતેં આદરેં,
ઉવઝાયવર શ્રી **દીપચંદેં** શિષ ગુરૂ **દેવચન્દ**એ
તસ સિસ ગણિ **મતિરત્ન** ભાષેં સકલ સંઘ આણંદ એ. ૫–૩૧

(૧) પ્ર. પ્રાચીન તીર્થમાલા સંગ્રહ પૃ. ૧૭૬ થી ૧૮૮.

(૨) ઇતિ શ્રી સિદ્ધાચલ મહિમા વર્ણનં સ્તવનં સંપૂર્ણ લિખિતં સંવત ૧૮૦૫ વર્ષે વૈશાષ સિતૈકાદશ્યાં સકલપંડિતશિરોરત્ન પંડિત શ્રી ૫ શ્રી વિનીતવિજયગણિ તચ્ચરણભ્રમરાયમાન પં. દેવવિજયગણિના સંઘવી કજરા કીકા તસ્ય ભ્રાતા સં. ફત્તેચંદ સુત સં. ઝવેરચંદ પઠનાર્થં યાદશં પુસ્તકં દષ્ટ્વા તાદશં લિખિતં મયા, યદિ

શુદ્ધમશુદ્ધં વા મમ દોષો (ન દીયતે) ૦૧ – પત્ર ૧૦ – ૧૦ શ્રી ડાહ્યાભાઇ મોતીચંદ વકીલ સુરત.

(આમાં સૂરતથી કચરાશાએ કાઢેલ સંઘનું વર્ણન છે, તેમાં રૂપચંદ કરીને ગૃહસ્થ પણ સંઘવી તરીકે જોડાયા હતા. ડુમસથી દરિયા માર્ગે વિદાય થઇ ભાવનગર બંદર ઉતર્યો. ત્યાં ભાવસિંહજી (કે જેમણે સં. ૧૭૭૯ ના વૈશાક શુદ ૩ ને દિને ભાવનગર વસાવ્યું હતું અને જેણે ૬૧ વર્ષ સુધી સ્વતંત્રપણે રાજ્ય કરી સં. ૧૮૨૦ માં સ્વર્ગવાસ કર્યો હતો.) રાજ્ય કરતા હતા. તેમણે ચાંચીઆને જેર કરી જકાત ઓછી કરી સમુદ્રને નિર્ભય અને વેપારીઓને આબાદ કર્યા હતા." ભાવનગરથી વરતેજ, કનાડ થઇ સંઘ પાલીતાણે આવ્યો હતો. આ સંઘમાં ભાવનગરથી (તપા ગચ્છના) પં. ઉત્તમવિજયજી સાથે ચાલ્યા હતા. તદુપરાંત કવિના ગુરૂ દેવચંદ્રજી, તપગચ્છીય સુમતિવિજય પણ સાથેજ હતા. આ કૃતિ રચ્યાનો સંવત કે યાત્રા કર્યાનો સંવત્ આમાં કવિએ આપેલ નથી–પણ કોઇ કવિયણ કૃત આ કવિના ગુરૂ પ્રસિદ્ધ અધ્યાત્મી દેવચંદ્રજીના સ્વર્ગવાસ પછી તેમના પર રચેલ તેના ચરિત્રરૂપે 'દેવવિલાસ' નામના રાસમાં જણાવ્યું છે કે 'સંવત દશ અષ્ટાદશે', કચરાસાહાજીઈ સંઘ, શ્રી શત્રુંજય તીર્થનો સાથે પધાર્યા દેવચંદ્ર; સાહ મોતીયા લાલચંદ, જાણીઇ જૈન મારગમેં પ્રવીણ, શ્રાવિકા અવલ તે ભક્તિમાં દાનેશ્વરીમાં નહીં ખીણ; સંઘમેં શ્રી દેવચંદ્રજી, અન્ય વ્યવહારીયા સાથ, શ્રી શત્રુંજય ગિરિ આવીયા, લેવા ધર્મનું પાથ; પ્રતિષ્ટા જિનબિંબની ગુરૂજિઇ કીધી તત્ર, સાહી સહસ્ત્ર દ્રવ્ય ખરચીયો, ગુરૂ વચને તે યત્ર.' આ પરથી તો સં. ૧૮૧૦ માં આ બન્યું હતું પણ ખરો સંવત ૧૮૦૪ જણાય છે અને તે અરસામાં આ કૃતિ રચાઇ હોવી જોઇએ, કારણકે દેવચંદ્રજીએ પોતે સિદ્ધાચલ સ્તવનમાં સં. ૧૮૦૪ માં આ કચરા કીકાના સંઘનો ઉલ્લેખ કરેલ છે.)

---

**૪૭૦ ક વિશુદ્ધવિમલ** ( વીરવિમલ શિ. )

(૬૫૧)+ **વીશી** સં. ૧૮૦૪ પાલણપુરમાં.

**૧ સીમંધરજિન સ્ત૦** ( નિંદરડી વેરણ હો રહી–દેશી. )

શ્રી **સીમંધર** સાહિબા, સુણો સંપ્રતિ હો **ભરતક્ષેત્ર**ની વાતકે,
અરિહા કેવલી કો નહીં, કેને કહીયે હો મનના અવદાતકે.
શ્રી **સીમંધર** સાહિબા. ૧

× × × ×

કલશ.

જિનગુણમાળા ગાઉં રસાળા, રિદ્ધ કીરત શુભ શાળાજી,
**વીરવિમલ** ગુરૂ ગુણરસાળા, શુભ ગુણ મણીની માળાજી. ૧
જિનગુણ ગાયા આતમસુખ પાયા. હિયડે હરખ ન માયાજી,
શ્રી **વીરવિમલ** ગુરૂ ચરણ પસાયા, **વિશુદ્ધ** જિનગુણ ગાયાજી. ૨
સંવત **અઢાર ચાર** સુકરમાસે, તત્ત્વ શુભ ગુરૂ ખાસજી,
**પાલણપુર** પ્રણમિ **પાર્શ્વ**જિન, ગુણ ગાયા ઉલ્લાસજી. ૩

—પ્ર. ચોવીશીવીશી સંગ્રહ પૃ. ૬૨૯ થી ૬૫૨.

**મૌન એકાદશી સ્ત૦** સં. ૧૭૮૦ ?

**આદિ—**

શાંતિકરણ શ્રી **શાંતિ**જી, વિઘ્નહરણ શ્રી **પાસ**,
વાગ્દેવી વિદ્યા દિઇં, સમરૂં ધરી ઉલ્હાસ. ૧
જાદવકુલ સિરસેહરો, બ્રહ્મચારી ભગવંત,
શ્રી **નેમિસર** વંદિઇ, જેહનાં ગુણ અનંત. ૨

**અંતે—**

સંવત **સતર સીકા વરસે** તવન રચ્યું મન ખંતેજી,
જંત્ર અનુસારે જોઇ કીધી, બારે ગાથા મેં તંતેંજી. ૫
શ્રી **વીર**વિમલ સેવા કરતાં, ઋદ્ધિ કીરતિ બહુ પાયાજી,
**વિશુદ્ધવિમલ** કહેં સંગે પુરૂષોત્તમ ગુણ ગાયાજી. ૬

—૩-૧૩ મુનિ જશ૦

---

## ૪૭૦ ક ચેતનવિજય (ઋદ્ધિવિજય શિ૦)

(૯૫૧ ક) જંબૂચરિત (હિંદીમાં) સં. ૧૮૦૫ શ્રાવણ શુ. ૩ રવિ અજીમગંજમાં.

× × × ×

જંબૂ સુનો સાધ આચારૂ, જે નિગ્રંથ હોય અણગાર,
તે ચૌવીસ બોલ મન ધરેં, જીવ જીવ જગતેં ભવ તરે. ૪૩

અંતે—

વાચક પદ ધારક ભએ, ઋદ્ધિવિજય ગુરૂ દેવ,
તિનકે સિષ ચેતનવિજય, નહી ગ્યાનકો ભેદ. ૧૭
શ્રી ગુરૂદેવ દયા કિયા, ઉપજી મનમેં ગ્યાન,
ભાષા જંબૂચરિત્રકી, રચના રચી સુજાન. ૧૮
સંવત અઠારે વા(પાં)ચને, શ્રાવણકે હે માસ,
શુકલ તીન રવિવારકો, પૂરો ગ્રંથ વિલાસ. ૧૯
અંગદેશ ગંગા નિકટ, ગંજ અજીમ પવિત્ર,
શ્રી ચિન્તામણિ પાસ કો, દેવલ રચા વિચિત્ર. ૨૧
સતરે સિખર સુહાવનો, ગુમટી ચ્વાર સુચંગ,
સોભે કલસ સુવર્ણકે, ઇકઇ સરૂપ અભંગ. ૨૨
ઊપર ચૌમુખ રાજતે, શ્રી સીમંધર દેવ,
ભાવ ભગતિ ચિત લાયકેં, સવ જન કરતેં સેવ. ૨૩

—ઇતિ શ્રી જંબૂચરિત્ર સંપૂર્ણ. ૩–૧૮ ગુ. નં. ૫–૨.

---

## ૪૭૦ ખ જગજીવન (લોંકાગચ્છ)

(૯૫૨ ખ) સંભવજિન સ્ત. સં. ૧૮૦૭ આસો.

આદિ—

સકલ સુરાસુર સેવિત શંકર કિંકર જસ નર રાયાજી,

અંતે—

સંવત અઢારસુનિ આસું માસેં, ગણી જગજીવન જયકારી.
સંભવ. ૭

ચીતલમાં સં. ૧૮૨૨ માં જગજીવન ગણી ચોમાસું રહ્યા એમ તેમના શિષ્ય મેઘરાજ જણાવે છે.

મલ્લી સ્ત૦ ૭ કડી સં. ૧૮૧૪.

આદિ—

મલ્લી જિણેસર સાહિબારે સિદ્ધ સાધ્ય કરણ જગસ્વામિરે જીરે.

અંતે—

સંવત ૧૮૧૪ નેં સમેરે લો, ગુણ ગાયા મલ્લિ જિણંદરે,
ગણિ જગજીવન ગુણ સ્તવેરે, દેવ આપો અધિક આણંદરે. ૭

ઋષભ સ્ત૦ સં. ૧૮૧૫ શ્રા૦ પોરબંદરમાં

આદિ—

વિમલ નયર વનિતા વર વંદીએ.

અંતે—

પોરબંદર સંઘ કર સોહે, ગુરુ ભક્તિ કરે ભલ ભાવે,
સંવત અઢાર સિદ્ધ શ્રાવણ માસેં, જગજીવન ગુણ ગાવે. ૧૧

નેમ સ્ત૦ ૮ કડી સં. ૧૮૨૫. આસો

આદિ— મધુકર માધવનેં કહેજો–એ દેશી.

નેમીસ્વર જિનવર ગાઉં, આતમરમણ પૂરણ પાઉં.

અંતે—

સંવત ૧૮૨૫ સે વરસેં જિનગુણ સ્તવ્યા આસૂ માસેં
ગણિ જગજીવન ઉલ્લાસેરે. નેમિ. ૮

[ આ કવિની ગુરૂપરંપરા એક કલ્પસૂત્રના બાલા૦ પરથી એમ જણાય છે કેઃ–રૂપ–જીવ–વરસિંહ–લઘુવરસિંહ–જસવંત–રૂપસિંહ–દામોદર–કર્મસિંહ–કેશવજી – તેજસિંહ–કાન્હજી– તુલસીદાસ – જગરૂપ શિષ્ય છે. અને તેના શિષ્ય મેઘરાજ (જુઓ નં. ૫૦૩ ખ.)

૪૭૨ જેમલ (લોંકા ગચ્છ)

(૯૫૧) સાધુવંદના સં. ૧૮૦૭ ઝાલોરમાં.

આદિ—

નમું અનંત ચોવીશી. રિષભાદિક મહાવીર,
આર્ય ક્ષેત્રમાં, ઘાલી ધર્મની સીર. ૧
મહા અતુલ્ય બલિ નર, શૂરવીર ને ધીર,
તીર્થ પ્રવર્ત્તાવી, પહોત્યા ભવજલ તીર. ૨

અંતે—

એ જતિયો સતિયો શું, રાખો ઉજવલ ભાવ,
એમ કહે ઋષિ જૈમલજી, એહજ તરણનો દાવ. ૧૧૦
સંવત અઢારને વરસ સાતો શિરદાર,
ગઢ ઝાલોરમાં એહ કહ્યો અધિકાર. ૧૧૧

—(૧) રા. એ. સો. મુંબઈ (૧) લિ. પુજ પ્રાગજી સં. ૧૮૬૫ કા. શુ. ૧૦ જેતપુરમાં ૬–૧૨ ધો. (૩) લિ. વિપ્ર શંકર મેવાસામાં સં. ૧૯૧૩ શ્રા. શુ. ૪ ભોમ ૬–૧૦ ધો. (૪) લિ. સં. ૧૯૧૩ પત્ર ૫ નં. ૧૮૮૪ લીં.

(૯૫૨) પરદેશી રાજાનો રાસ

આદિ— દુહા

રાયપસેણી સૂત્ર મધે, રાય પ્રદેસીના ભાવ,
સુરીયાભ દેવ ભરનૈ હુવો. ધરમ ભણી પ્રભાવ. ૧
આમલકંપા નયરી, સમોસર્યા મહાવીર,
સુરીયાભ દેવ તિહા આવીયો, નાટક કરવા તીર. ૨

અંતે—

સૂત્ર વિરૂધ જે મૈ કહ્યો રે, અહીં અધકો ઓછો કોય,
રિષિ જૈમલ ઇસડી કહઇરે, મિછામિ દુકકડ મોયેરે
ધન જિણ ધરમનઈ. ૧૨

—આશરે ૧૨૦૦ શ્લોક પ્રમાણ ૨૫-૧૭ ગુ. નં. ૧૩-૨૬.
—સંવત ૧૯૭૨ ૩૪-૧૧ ગુ. નં. ૧૩-૨૭
( એક પ્રતમાં નીચે પ્રમાણે આદિ અને અંત છેઃ— )

**(૯૫૨) પરદેશી રાજાનો રાસ** ૨૨ ઢાલ (ગ્રંથાન ગ્રંથ ૬૫૦ શ્લોક)

આદિ— દુહા

અરિહંત સિદ્ધ વલિ આયરીયા, ઉવઝાય સઘલા સાધ
મુગતિ નગરના દાયકા, એ પાંચ પદ આરાધ. ૧
નમું **વીર** શાસન ધણી, ગણધર ગૌતમ સ્વામી
માથે હાથ દેઇ કરી, સાર્યા ઘણાનાં કામ. ૨
સિધ પ્રદેસી રાયની, રાયપ્રસેંણીમાંય
તિણ અણુસારે એ કહું, કિમહિક અર્થ પસાય. ૩
કિણ આડંબર આવીયો, કિમ વાંદ્યા વર્ધમાન
નાટક પાડયો કિણ વિધેં, તે સુણજ્યો કરી ધ્યાંન. ૪
આમલકંપા નગરી હુતી, બાગમેં હુતો અંબસાલ
તિહાં શ્રી **વીર** સમોસરા, વાણી સરસ રસાલ. ૫
શ્વેત રાજા પણ આવીયો, સેવ કરે ચિતલાય
બીજાઇ પણ નર બહુ, દરસણ દેખણ જાય. ૬
સુરીયાભ દેવ પણ આવીયો, વાંદ્યા **વીર** જિણંદ
દ્વાદશ પરસણ (પ્રશ્ન) પૂછીયા, પામ્યો મન આણંદ. ૭

અંતે ઢાલ ૨૨ મી પુન્ય સદા ફલે-દેશી

કેવલ જ્ઞાન પામાં પછે રે, વિચરસે કેતલાએક કાલ
ઘણાં વરસ ઉપગારનેં, કેવલ પ્રગન્યા પાલ્યો રે
ધન્ય જિન ધર્મને

× × × ×

'રાયપ્રસેણી સૂત્ર મેં રે, એ કહ્યો અધિકાર
ભણે ગુણે શ્રવણે સુણે રે, પામે ભવજલ પારો રે ધ૦ ૧૯

સૂત્ર વિરૂદ્ધ જે મેં કહ્યો રે, અધીકો ઓછો કોય
રિષિ જેમલે કહિ જીસોરે, મિછામી દુકડં મોયો રે ધ૦ ૧૨

—૨૪-૧૨ની પ્રત ઇતી પરદેશી રાજાનો રાસની ઢાલુ ૨૨ તથા અષાઢાભુતીનો ચોઢાલીઉ તથા સઝાઉ એ સમપુર્ણ. સંવત ૧૯૦૭ના ભાદરવા શુદ ૧૧ વાર સોમવારે શ્રી ધાંધલપર મધે લખો છે લખીતંગ સા વાલજિ મુલજીએ લખુ છે। તે સરવના ગરથાંગ્રંથ સિલોક ૭૭૫ છે. શ્રી કલ્યાણમસ્તુ શ્રી સુભમસ્તુ રાજકોટ મોટા સંઘનો ભંડાર. (આમાં આ રાસનાં પ્રથમ પત્ર ૨૦ છે)

**(૯૫૨ક) અર્જુનમાલીની** ઢાલ ૬. સં. ૧૮૨૦ કા. શુ. ૧૫

આદિ— દુહા

**વર્દ્ધમાન** જિનવર નમું, સકલ જીવાં સુખદાય
નામ દુખ દોહગ ટલે, ભુખ વારી જાય
**અરજુન માલાગર** તણો, કહેસુ ચિત વિશેષ
એક મનાં થઈ સાંભળો, છાંડી રાગને દ્વેષ. ૨

અંતે—

અંતગડ માહે કાઢો નિચોડી, તિણ અણુસારે રિષ **જેમલ** જોડી
અઢારસેં ને **વીસ** માયા, કાતિ સુદ પુનમ સુભ હોય,

—લપંત્ર મેઘજી ૭-૧૦ ૬, ૧૬ નં. ૨૩ ઘોઘા ભં.

**(૯૫૨ખ) અવંતિસુકુમાલ ચોઢાલીઉં** ૧૮૨૫ આસો શુ. ૭ નાગોરમાં.

અંતે—

અંતગડ સૂત્ર માહિ જિણજી ભાખીયા,
તિણુ સારે **જેમલજી** કહૈ. ૧૯
**પચીસે** આસૌજ માસ, સુદ સાતિમ દિનૈ,
નગર **નાગોર** ભાખીયો એ.

—પત્ર ૩ ગુ. વિ.

(૯૫૨ગ) દીવાલી સઝાય.

ભજન કરો ભગવાનનો, ગણધર ગોતમ સ્વામી,
તરણ તારણ જગ પ્રગટા, ધ્યો નિત પૂનિત નામ,
દિવાળી દિન આવિયો.

× × × ×

અંગે ઉપાંગે છેદમેં જીવ દયા ઉપર તાંન,
તિણ સુગ્રિય જેમલ્લ કહે, ઇસી દીવાળી માન. દિવાળી દિન૦ ૪૩
—ગુ. વિ.

---

૪૭૨ રત્નવિજય (ત૦ હીરવિજયસૂરિ–કલ્યાણવિજય ઉ૦ –ધનવિજય પાઠક–કુંઅરવિજય ઉ૦–ગુણવિજય ગણિ–થીરવિજય–પુણ્યવિજય શિ.)

(૯૫૩) શુકરાજ ચોપઈ સં. ૧૮૦૮ આસો શુદ ૧૦ ગુરૂવારે. નૈયડમાં.

આદિ— દુહા

વંછિતપૂરણ છેં સદા, શ્રી રિસહેસર દેવ,
ચિત ચોખે કરીનેં સદા. હું પ્રણમું નિતમેવ. ૧

(અથવા)

શ્રી રીસહેસર વિનવું, પ્રણમું ચરણ ઉલાસ
કાંમિતદાયક તું સદા, અવિકારિ અવિનાસ. ૧
પ્રથમ તીર્થંકર તું જયો, બોધબીજ દાતાર,
જુગલા ધરમ નિવારવા, જાંણે ઉગ્યો દિનકાર. ૨
વર્ધમાન નાંમિં ભલો, ચોવિસમો જિનચંદ,
સંપ્રતિ સાસન જેહનો, પ્રણમું પરમાણંદ. ૩
પય પ્રણમી નિજ ગુરૂ તણા, માગું એક પસાય,
વરદાયક છેં તું સદા. પ્રણમું હું ચિત લાય. ૪

પુંડરીક નાંમ આગેં હતું, લોકાંમાં વિખ્યાત,
ગુંણેં કરીનેં નીપનું, **શત્રુંજય** અખ્યાત. ५
**શત્રુંજય** તે કિંમ હવો, કરયો અછેં અધિકાર,
તે ઉપરિ તુંમે સાંભલો, શુક નૃપ ચરિત્ર ઉદાર. ६
કુંણ તે શુક પ્રભુ કિહાં થયો, કુંણ ગાંમ કુંણ ઠાંમ,
હું કહું વિસ્તરપણેં, સહુ સુંણયો ગુંણ ધાંમ. ७
વાત રસિક છેં એહની, વ્યકતા છેં ગુણવંત
વિચક્ષણ જો શ્રોતા હોઈ તો, ઉપજેં રસ અનંત. ८

**અંતે—** ઢાલ ૬૫ મી વાધાજીરા ભાવનરી દેશી–રાગ ધન્યાસી
શ્રી **સુકરાય** ઋષી ગુંણ ગાયા, દિન દિન ચડતેં દીવાજ્જી,
નિસુંણો ભવિકા પરમ ગુંણાકર, વાજેં જસના જસવાજ્જી. શ્રી. १
પુંડરગિર મહિમાથી એહનો, બહુ વિસ્તરીઉ જસ વાસજી,
જસ વિસ્તરતેં તીર્થતણો પણિ થયો નામ **શત્રુંજે** ઉલાસજી. શ્રી. २
સુંણયો શ્રોતા શુક કિહેં કાલે', પ્રગટયો પૃહવી જગીસજી,
**અભિનંદન જિન સુમતિ** વિચાલેં, થયો શુક નૃપ વિસવાવીસજી. ३
જયો જયો એહની કરણી રૂડી, ભાગ્યબલિ સુપ્રવીણજી,
બાહ્ય અભ્યંતર ભેદ જે વિવિધ, તેહસું સદા લયલીણજી. શ્રી. ४
તેહની કાર્યસિદ્ધિ ડનુસારે, નામ યથારથ એહનોજી,
આજ લગણ તે નિશ્ચલ છે ભવિ, **શત્રુંજય** નાંમ જેહનોજી. શ્રી. ५
ઇણી પરે જે ભવિ ભાવ ધરીનેં, કરસ્યેં કૃત્ય જે કરણીજી,
તેહીજ સિદ્ધતા થોડેં કાલેં, હોસ્યેં એ ભવ ઉદ્ધરણીજી. શ્રી. ५
જિમ **શુક** નૃપનેં બિહું પ્રકારેં, વેંરી વિલયેં ગયા જાંણોજી,
બાહ્ય વેંરી તો **ચંદસેખરજી**, અભ્યંતર કરમ વખાણોજી. શ્રી. ७
એ બિહું વેંરી વીજસવાદ લહીનેં, પોહોતા શિવપુરવાસજી,
તિમ જેકોઈ ભવિજન આરાહસ્યેં, તે લહસ્યેં પદ અવિનાસજી. શ્રી. ८
**તપગચ્છ** ગયણ વિભાસણ દિનમણિ, શ્રી **હીરવિજય** સૂરી હીરોજી,
મહિમા જેહનો અતુલીબલ છેં. ભૂતલ માહિ સનૂરોજી. શ્રી. ९

સકલવાચક શિર મુગટ નગીનો, શ્રી **કલ્યાંણવિજય** બુધ સીસજી,
**ધનવિજય** પાઠક પ્રતીરૂપી, ગ્નાંન ગુંણે સુજગીસજી. શ્રી. ૧૦

તેહનો સિષ્ય પ્રભાવક રૂડા, શ્રી **કુંઅરવિજય** ઉવઝાયાજી,
તસ પદકમલ સેવન ભ્રમરોપમ, શ્રી **ગુણવિજય** ગણિરાયાજી શ્રી. ૧૧
તાસ સીસ તે જગમાં જાંણો, **ધીરવિજય** ગુરૂરાયાજી,
તસ પદ સેવક ગુંણગણ રસીઓ, શ્રી **પુન્યવિજય** સુસવાયાજી. શ્રી. ૧૨

એહ ગુરૂ ચરણ પ્રસાદ લહીનેં, સુંદર રાસ મેં ગાયોજી,
**શ્રાદ્ધવિધિ** માંહિથી નીરખી, રચના રચિનેં મેં સુણાયોજી. શ્રી. ૧૩
ચરિત્ર થકી કાંઈ અધિકો ઓછો, જે મુખથી કહેં વાંણોજી,
મીછામિ દુકડ સંઘની સાખેં, દેઉં છું સમજુ જાંણોજી. શ્રી. ૧૪

શ્રી ગુરૂ **ધર્મ** સૂરીસ્વર સોહેં, તેજ પ્રતાપેં પ્રચંડોજી,
તેહના રાજ્યમાં સહૂ જન સૂખીયા, વરતેં જસવાદ અખંડોજી. શ્રી. ૧૫
**ચંદ્રવસુ વ્યોમ રૂદ્ર** વિચારેં, એ સંવત સંખ્યા આંણોજી,
આસો શુદિ દશમી ગુરૂવારેં, રાસ પૂરણ થયો જાણોજી. શ્રી. ૧૬
**નૈયડ**માંહેં નિરૂપમ સોહેં, વૈરાટ સમો **વારાહી**જી,
તિણ નયરેં ચોમાસો કીધો, **ધર્મ શાંતિ** જિન સહાઈજી. શ્રી. ૧૭.

મંગલમાધા સુપરેં વરતી, ધરિ ધરિ હરખ સવાયાજી,
સંઘતણા આગ્રહથી કીધી, રચના રચી સુખદાયાજી. શ્રી. ૧૮
જિહાં લગેં મેરૂ મહીધર પ્રતપેં, જિહાં લગેં રહે ધ્રુ તારાજી,
તિહાં લગેં એ ચોપઈ ચિરં હોયો, વલી વ્યક્તા શ્રોતા સુખકારજી. ૧૯

બાલકની ક્રીડા મેં કીધી, મત કરજો મુઝ હાંસીજી,
જે કોઈ જાણો તે ઊધરજો, વાત સકલ વિમાસીજી. શ્રી. ૨૦
ઉત્તમના ગુંણ સુંપરેં ગાયા, નિસુંણો તુંમે ભવિ પ્રાણીજી,
ધર્મ કરેયો દુલહો જાંણી, માંનવનો ભવ ગુણખાંણીજી. શ્રી. ૨૧
પાંસઠે ઢાલે કરી રચીઓ, શ્રી **શુકરાય** ચરીત્રાજી,
**રતન** કહેં ઉપસમ રસનાહી, કરયો ભવિ કાયા પવિત્રાજી શ્રી. ૨૨

જે કોઈ ભણુસેં સુંણસ્યેં તેહનેં. હોંસેં પરમાણુંદાજી,
ઉત્તમ ગુંણ ગાતાંથી સહેંજેં, સીઝેં વંછીત સુખકંદાજી. શ્રી. ૨૩

(૧)-ઇતિશ્રી શત્રુંજય મહાત્મો પરિ શ્રી શુકરાજ નૃપરાસ સંપૂર્ણમ: ગ્રંથાગ્રંથ ૧૫૦૧ અકલ પંડિત સીરોમણિ પંડિત શ્રી ૫ થીરવિજય ગણિતત્ શિષ્ય પં. તત્ત્વવિજય ગણિ તત્ શિષ્ય ભાવવિજય ગણિ લીપીકૃતં શુભંભવતુ સંવત્ ૧૮૧૧ વર્ષે પોસ વદિ ૫ દિને શુક્રવાસરે વારાહી નગરે શ્રી શાંતિજીન પ્રશાદાત કલ્યાણમસ્તુ પત્ર ૪૬ પં. ૧૭ ભાવ; (૨) ચંચલ.

**પ્રતિમા સ્થાપન ગર્ભિત પાર્શ્વજિનસ્ત.**

—૧-૨ લિ. સં. ૧૯૧૦ પત્ર ૮ નં. ૨૨૨૯ અને પત્ર ૮ નં. ૧૮૨૪ લીં.

**ચૈત્યવંદન સંગ્રહ**

– લિ. સં. ૧૮૮૮ પત્ર ૪ પ્રત નં.૨૧૩૩ લીં.–

[ રત્નવિજય પહેલાએ સં. ૧૭૫૮ માં ચોવીસી રચી છે ]

---

૪૭૩ **માલ** [ લોં. પૂણચંદ સંતાનીય નાથાજી શિ. ]

**(૯૫૩ ક) અંજનાસુંદરી ચોપઈ** લ. સં. ૧૮૦૯ પહેલાં

આદિ—

**સરસતિ** સામિણી પ્રણમીય, **ગોતમ** સ્વામિના પાય રે
અંજનાસુંદરીની કથા, નારીનર સુણજો મન લાય રે
શીલ ભવિયણ ભલે પાલીયે ૧

અંતે—

ધન ધન **અંજનાસુંદરી**, સુમિરો ચિત્તિ ત્રિકાલ રે
શીલ ભલો તિણિ પાલીઓ, જસુ ગાવે મુનિ **માલ** રે. ૧૫૪

–(૧) લિ. સં. ૧૮૦૯ ચૈત્ર શુદિ ૮ આદિતવાર ૪-૧૮ ...ગરા ભં. (૨) લિખ્યતં ગુણદાસ ઋષિ તત્ સિષ્ય ગોપાલ ઋષિ

પઠનાર્થં બાઈ મલૂ કો જોગુ । સંવત્ ૧૯૦૯ વર્ષે માઘ વદિ ૭ રવિવાસરે પત્ર ૧૨ થી ૨૦ એક ચોપડી આકારે પ્રત નાથાલાલ, પાલણપુરવાળા પાસેની.

**(૯૫૩ ખ) આષાઢભૂતિનું ચોઢાલીઉં** સં. ૧૮૧૦ આષાઢ શુ. ૨ ભુજમાં

**આદિ—** દુહા

વાણી અમૃત સારખી, આપો સરસ્વતી માય
નિજ ગુરૂ ચરણ નમી કરી, ગાસું મહામુનિરાય. ૧
લોભે કરી માયા રચી, તે આષાઢો જાણ
પડીને ચડીયો તે વલી, જો ગુરૂ માની આણ. ૨

**અંતે—** ઢાલ ૪થી કપુર હોવે અતિ ઉજલો—દેશી

આષાઢો ચક્રી થયોરે, સેના રચી સવી દાદ,
વિદ્યાબલે પરગટ કીયા રે, ચઉદ રતન ગહઘાટરે
પ્રાણી જુઓ જુઓ તપ પ્રભાવ. ૧

× × × ×

સંવત **નભ (અ)વની ગજમહીરે** આષાઢ સુદ બીજ સાર
ભુજનગરમાં ભાવસું રે, રચિયો એ અધિકાર રે. પ્રાણી૦ ૧૪
ગચ્છપતી શ્રી **માણેકચંદજીરે**, **લોંકા** ગચ્છ સિરદાર,
પુજ **નાથાજી** પસાયથી રે, **માલ** મુની હિતકારરે. પ્રાણી૦ ૧૫

—૨૪-૧૨ ની પ્રતમાં ૨૧ થી ૨૩ માં આ કૃતિ છે. પહેલાં જેમલકૃત પરદેશી રાજાનો રાસ છે ને છેવટે બે સઝાય છે. ઇતી પરદેશી રાસની ઢાલુ ૨ તથા અષાઢાભુતીનો ચોઢાલીઉ તથા સઝાઉ બે સમપુર્ણ સંવત ૧૯૦૭ના ભાદરવા સુદ ૧૧ વાર સોમવારે શ્રી ધોંધલપર મધે લખો છે લખીતંગ સા વાલજિ મુલજીએ લખુ છે તે સરવના ગરથાંગ્રંથ સિલોક ૭૭૫ છે. શ્રી કલ્યાણમસ્તુ શ્રી સુભમસ્તુ રાજકોટ મોટા સંઘનો ભંડાર.

(૯૫૩ ગ) રાજમતિ રાસ ૧૭ કડી. સં. ૧૮૨૨
ગોખમેં રાણીયો સંધાન, રાજુલ નિરખે હે
× × × ×
બિહુ મિલ્યા મુગત મઝાર, અવિહડ પ્રીતડી હે
બાંધી રે બેહા સૂખ છતેજી
એહવી સતીના ગુણગ્રામ, પૂજ્ય નાથાજીનો રે
માલ વદે નિસ પ્રત્યેજી. ૧૬
અઢાર બાવીસે નરંદા કાર્તિક પુનમ હે
ગાઈ રે ઉલટ ધરીજી
શ્રી લોકા ગચ્છ મનુહાર, સુનરા નિંદરમાંહે
શ્રાવક આગ્રહ કરીજી, ૧૭

(૯૫૩ ઘ) +એલાચીકુમાર-છઢાળીયું. સં. ૧૮૫૫ જેઠ અંજારમાં.

આદિ— દોહા
માત મયા કરો સરસતી, આપો અવિરલ વાણ,
નિજ ગુરૂ ચરણ નમું સદા, આણંદ હિત ચિત્ત આણ. ૧
દાન શીયલ તપ ભાવના, ધર્મના ચાર પ્રકાર,
તેમાંહિ શિરસેહરો, ભાવ વડો સંસાર. ૨
ચારે જીવ તર્યાઅ છે, ભાવ થકી કહું તેહ,
એલાચી ગુણ ગાયતાં, પામીજેં શિવગેહ.

અંતે— ઢાલ ૬
× × × ×
સંવત અઢાર પંચાવનેજીરે, જેઠ માસ સુખકાર,
ષટ્ ઢાળે કરી ગાઇયેજીરે, રહી ચોમાસો અંજાર.
સુગુણ નર, ભાવ વડો સંસાર. ૨૦
શ્રી પૂજ્યશ્રી ખૂબચંદજીરે, તસ શાસન સુખદાય,
પૂજ્ય નાથાજી પસાયથીરે, માલ મુનિ ગુણ ગાય. સુ. ૨૧

+પ્ર૦ મુંબાઈ જગદીશ્વર પ્રેસ. શીલાછાપ સં. ૧૯૯૩.

(૯૫૩ ક) +ઇષુકાર કમલાવતી છઢાલીઉં. સં. ૧૮૫૫ જે. વ. ૩ અંજારમાં.

—પ્ર૦ ૨૯૦-૨૯૭ સ. મા. ભી.

(૯૫૩ ચ) અંતરંગકરણી—(જીવ અને કરણીનો સંવાદ)-હિંદીમાં.

આદિ—

ગાવહિં કેઈ પ્રેમસ્યું હો, બિંદુલી મુરલી તાન,
કરની હઉં તઉ ગાયસ્યું હો, તુમ્હ સુણિયહુ ચતુર સુજાણ. ૧
કરની સુખ દાતાર કરની, કરની જગ આધાર કરની,
કરની લહિય પાર કરની, કરની દુત્તર તાર કરની. ૨
જીવહુ કરની આપ મહિ હો, દુહુહી માંડયઉ વાદ,
જાતિ વન ઉભા દેખિકિ, અરૂ પાલઈ હાર વિવાદ. ૩
જીઉ કહઈ હું પુરૂષ હું હો, પુરૂષ વડા સંસારિ,
કરની તેરઉ નામુ હઇ હો, કયા તું બપુરિ નારી. ૪

અંતે—

જીઉ પુરૂષ હૈ ઉદ્યમી હો, કરણી હઈ તસુ નારિ,
ભાગ્ય મિલઈ જઉ સાથિ તઉ હો, કાજ સરઈ સંસારિ. ૭૪
જે જગિ શુભ કરણી કરઇ, સુદૃઢ વચન પ્રતિપાલ;
સીમંધર સાખી સદા હો, પ્રણમઈ તિન્હ મુનિ **માલ**. ૭૫.

(૯૫૪) **ષટ બંધવનો (છ ભાઈનો) રાસ.** સં. ૧૮૫૭ કાર્ત્તિક માંડવીમાં.

આદિ—

દૂહા.

તીર્થંકર બાવીસમા, જાદવ કુલમાંહિ ચંદ,
બાલ બ્રહ્મચારી સદા નમૂં, પ્રણમું **નેમ** જિણંદ. ૧
રાજેમતિ જેણે પરહરી, લીધો સંજમ ભાર,
કેવલ લહી પદ પામીઆ, તારે ભવી સંસાર. ૨

સાંભલજો ભવીજન તુમે, છે પિણ સુત્રની શાખ,
સરસ ઘણો સંબંધ છે, મીઠો સાકર દ્રાખ. ૩
સહુ કોઇ સુખ ભોગવે, ગયો ન જાણે કાલ,
ઇણ અવસર પ્રભુ આવીયા, ટાલે મોહ જંજાલ. ૪

અંતે—

સવા એકવીસ ઢાલે કરી ગાયો, પ્રબંધ ઘણો અતિ મીઠોરે,
આઘકો ઓછો મેં નથી ભાખ્યો, જે કાંઈ શાસ્ત્રમાં દીઠોરે. ૨૧
સંવત અઢારસતાવના વર્ષે પ્રકાસ્યો, કાતિ ચોમાસે સુખકારરે,
માંડવી બિંદર અતિઘણું સુંદર, લોકોગચ્છ શીકારરે. ૨૨
ગચ્છપતિ ખુબચંદજી બિરાજે, તસ સાસન સુખદાયારે,
પુજ્ય નાથાજી તણા સુપસાયે, માલ મુનિ ગુણ ગાયારે. ૨૩

—પટબંધવ-ગજસુકુમાલજી-કૃષ્ણ બલભદ્રજીના અધિકારની સવા એકવીસ ઢાલ-લિ. સં. ૧૮૮૧.

---

## ૪૭૪ વૃદ્ધિવિજય. (૩)

(૯૫૫) ચિત્રસેન પદ્માવતી રાસ સં. ૧૮૦૯ વૈ. શુ ૬ ભોમ. મધુમતિ (મહુવા)માં.

આદિ—

પચનામ પરગટ કર્યા, આદિસર અરિહંત,
જુગલા ધર્મ નિવારીઓ, તે પ્રણમુ ભગવંત, ૧
સોલમ જિન પંચમ ચકી, જીવદયા પ્રતિપાલ,
પારેવો જિણિં રાખીઉ, આણી દયા વિશાલ ૨
રાજુલ વર શ્રી નેમજી, કરૂણાવંત ઉદાર,
પશુ છોડાવી ભાવસું, પોહતા મુગતિ મઝારિ. ૩
કમઠ ઉલંઠ હઠ ભંજણો, શ્રી ગોડીચો પાસ
તે પ્રણમું ત્રેવીસમો, આણી ભાવ ઉલ્લાસ. ૪

ત્રિભુવનનાયક **વીરજી**, જિન શાસન સિણગાર
વડ ઉપગારી પરમ ગુરૂ, સકલ જીવ હિતકાર ૫
હંસવાહિની માતજી, મુઝ મન કરજે વાસ,
સેવક પરિ કૃપા કરી, આપે વચન વિલાસ. ૬
વલી પ્રણમું શ્રી ગુરૂ તણા, પયપંકજ કરજોડિ,
ઉત્તમના ગુણ ગાવતાં, વરજો મુઝ મન કોડિ. ૭
શીલોપરિ અધિકાર કહું, સુંણજ્યો દેઈ કાંન,
શ્રોતાજન સુણતાં થકાં, ઉપજસ્યેં બહુ તાન. ૮
**ચિત્રસેન** રાજા તણી, **પદ્માવતી** ધરિ નારિ,
તાસ ચરિત સુપરિં કહું, શીલ તણું અધિકાર. ૯

અંતે— ઢાલ.

ત્રીજો ખંડ—છેલ્લી ૧૦ મી ઢાલ રાગ ધન્યાસી
ગિરૂઆરે ગુણ તુમ તણા એ દેશી.

શીલેં દેવ દેવી વસિ થાઇ, શીલેં યશ વિસ્તારરે,
શીલેં દુષ્ટ જરા નાવેં પાસિં, શીલેં શિવપુર સારરે. શીલે. ૧
શીલેં વિષ અમૃત ઓડકાર, શીલેં નવ ભય ભાંજે
શીલેં વયર ઉપસમ હુઈ તતખિણ શીલેં રાજ્ય વિરાજેરે. શીલે. ૨
શીલ મહિમાઈ દેવ દેવી સર્વે નમેં પાય અરવિંદરે,
કહે સુધિયો જના ભવ્ય જીવને, ઇમ જાણી શીલ પાલો નરિંદરે. ૩
નામ લોક સુખ નૃસુખ દેવસુખ, શીલ પ્રભાવેં જાણીરે,
અનુક્રમિ પરમ પદ પામસેં તિણ જીવ કેવલનાણી વાણીરે સી, ૪
સંવત **અઢારનંદ** મિતિ વરસે, વૈશાષ શુદિ છઠિ દિવસે રેં,
કુંજવારિં એ પુરણ કીધો, ચરિત્રથી રાસ ઉલ્લાસિં રે. ૫
**તપગચ્છનાયક** બહુ સુખદાયક, શ્રી **વિજયક્ષમા** સૂરીરાયા રે,
તાસ પાટે શ્રી **વિજયદયા** સૂરી, ચિરંજીવી સવાયારે શી. ૬
તાસ પાટિ આચારિજ ચિરંજીવી, **વિજયધર્મ** સૂરી તસ રાજ્યેં,
સંઘ આગ્રહે મિં રચના કીધી, બહુમતી સંઘને સાહજ્યેરે. શી. ૭

તવગચ્છ પંડિત ×× (અધૂરૂં. એક પૃષ્ઠ નથી. ભાવ. પા. ૨૬ પં. ૧૭.

---

**૪૭૫ મહાનંદ** [લોં૦ રૂપ–જીવ–જગજીવન (૪૬૯ ગ)–ભીમસેન–મોટા શિ૦]

**(૯૫૬) રૂપસેનરાસ** સં. ૧૮૦૯ વૈ. શુ. ૭ સોમ.

આદિ— શ્રી ગુરૂભ્યો નમઃ। દૂહા.

શ્રી ઋષભાદિક નિત્ય નમું, ચોવિસે જિનરાજ,
સેવ્યાં સીવ સંપતિ મિલે, સિઝે સઘલા કાજ. ૧
ૐકાર આદે રચ્યો, બાવન અક્ષર બીજ,
પ્રગટ કર્યો પરમારથેં, જ્ઞાન દૃષ્ટિ જિણુ દિધ. ૨
સા સરસતિ પ્રણમું સદા, સીદ્ધી બુદ્ધી દાતાર,
માત મયા કર મુઝ પ્રતેં, દે વાંણી વિસ્તાર. ૩
શ્રી ગુરૂ ભીમ તણા ચરણ, પ્રણમું મન ઉલ્લાસ,
જસ સીર ઉપર કર કરે, સો લહે લીલ વિલાસ. ૪
મમ ગુરૂ મોટા ઋષી તણા, પદ પ્રણમું હિતવંત,
ગુરૂપદ સેવ્યાં સંપજે, મંદમતિ મતીવંત. ૫
અંધકાર અજ્ઞાનના, જ્ઞાન સઘલાઈ સાર,
ફેરિ ક્રિયા જગ દેખતાં, ધન્ય ગુરૂ ઉપગાર. ૬

યતઃ

विना गुरुभ्यो गुणनीरधिभ्यो जानाति धर्म्मं न विचक्षणोऽपि।
आकर्णदीर्घोज्वललोचनोऽपि दीपं विना पश्यति नांधकारे॥१

ધુરિ મંગલ જિનવર નમો, બીજે સરસતી માત,
ત્રીજે ગુરૂપદ ગુંણનિલો, ચૌથો સંઘ સુજાત. ૭
માગું મતિ નિર્મ્મલ ભણી, પ્રેમેં કરી પ્રણામ,
સહુ મિલિ મુઝ આપજ્યો, કાવ્યકલા અભિરામ. ૮
પૂજ્ય પ્રબંધે સાંભલો, રૂપસેન રાજાન,
તાસ ચરિત્ર કહેતાં સુણો, સભા સકલ દેઈ કાંન. ૯

વિબુધ કવિ વક્તા જિણે, વરણવ્યા તાસ વખાણ,
તો પિણ ગુણવંત ગુણકથન, થયો ચપલ ચિત્ત જાંણ. ૧૦

અંતે—

×સંવત્ **નિધિ નભ વસુ શશિ**, વૈશાખ માસ વખાણ્યો,
શુકલપક્ષે ચંદ્રજવારે સપ્તમી દિવસ સુજાણો. ૧૫
શ્રી જિનશાસનના ઉદ્દીપક, શ્રી **રૂપ જીવ** ઋષિરાયા,
શ્રી **લૂંકા** ગચ્છના એ અધિપતિ, આચારય પદ પાયા. ૧૬
તાસ પરંપર પાટિ પ્રતપે, શ્રી **જગજીવન** ગણુરાયા,
સોભાધિક ગુણ સાનંદકારી, સંઘ સકલ સુખદાયા. ૧૭
તસ શાસણમેં શોભાકારી, સ્થવિર મહત્પદ ધારી,
વિદ્વર્જન મૌલી મણિધારી, **ભીમસેન** ગુણભારી. ૧૮
તસ પાટે જયવંતા વિચરે, સ્થવીર **સુજાણ** સુખકારી,
પ્રીય ગુણ ધારી પંડિત પ્રૌઢા, સાસણરી સિણગારી. ૧૯
તસ્યાનુજ ગુરૂભ્રાતા ગિરૂઆ, કવિયણ મુકુટ કહાયાજી,
કાવ્ય કલારસના ગુણદરિયા, **મોટા** ઋષિ મુનિરાયાજી. ૨૦
*તસ પદ પંકજને પરભાવેં, રાસ રચ્યો મન રંગેજી,
પંચ્યોતેર ઢાલે કરી પ્રગટો, કીધા અધિક ઉમંગેજી. ૨૧
**પાલ્હણપુર**નો સંઘ સુગ્યાની, વિનયાદિક ગુણધારી,
વિજ્ઞપ્તિ તેહની અવધારી, કહી કથા સુવિચારી. ૨૨
ગુરૂવાદિકના મુખથી નિસુણ્યો, ગાયો જિમ ગુણ જેહનોજી,
ઓછો અધિકો જે મેં આખ્યો, મિથ્યા દુષ્કૃત તેહનોજી. ૨૩
જિહાં લગ મેરૂ અચલ ધ્રૂતારી, મહીમંડલ જયકારીજી,
ગાવો તિહાં લગ ગ્રંથ ગુણીનો, નિસુણો નર ને નારીજી. ૨૪

---

× પાઠાંતર. સંવત **સર નભ વસુ સસિ** વર્ષે વૈશાખ માસ વખાણોરી.
* પાઠાંતર. તસ પદ પંકજ સેવા મધુકર, **મહાનંદ** મુની મનરંગેજી,
રસીક ભાવેં રચના કીધી, આંણી ઉલ્લટ અંગેજી શ્રી. ૨૧

+મહાનંદ મુનિવર ભાવે ભાખી, પંચોતરમી ખારીજી,
જે કોઈ ભણસ્યે ભાવે સુણસ્યે, વરસ્યે મુક્તિની નારીજી. ૨૫

કલસ.

ગુરૂ જ્ઞાન દરિયો સુભર ભરીયો ચંચ ભરિ ભરિ ભાવથી,
ગુણ રૂપ ગાયો સુજસ પાયો શ્રુતિદેવિના સુપસાયથી.
એ રાસ રંગે મન ઉમંગે ભણે જે નર ભાવ એ,
મનકાંમના તસ સિદ્ધ થાયે, પરમ મંગલ પાવ એ.

—મુનિ મહાનંદેન વિરચિતો રૂપસેનરાસ સમાપ્ત. લિ. મુનિ મહાનંદેન સંવત્ ૧૮૧૦ વર્ષે આસાઢ સુદિ ૧૪ શનૌ શ્રી પ્રલ્હાદનપુરે દીવાણ શ્રી બહાદૂરખાન રાજ્યે. સર્વ ગાથા ૨૦૧૯. ૭૫-૧૫ લા. નં. ૪૨૭. કવિની સ્વહસ્તલિખિત પ્રતિ.

(૨) શ્લોકઃ—પ્રલ્હાદનપુરે રમ્યે રાસો યં રચિતો મુદા,
પશ્ચાત્ખંડપ્રબંધેન સૂર્યપુર્યાં સમુધૃત. ૧
વો(વ્યો)મ બાણ વસુશ્ચંદ્ર સંવત્સર મત શુભં,
નવમ્યાં શ્રાવણે શુદે લિખીતો લેખકૈ મુંદા. ૨

શ્રી સંવત્ ૧૮૭૦ ના વર્ષે મૃગસીર વદિ ૧૪ દિને સોમવાસરે શ્રી પાટણનગરે શ્રી પંચાશ્વરાજી પ્રસાદેનઃ

શ્લોકઃ—રાસો યં લિખિતમસ્તિ નિજાત્મસુખહેતવે,
ગુરૂ રંગ પ્રસાદેન ઋષભવિજ્યો મુદા. ૧
મંગલં લેખકાના ચ વાચનાર્થં ચ મંગલં,
મંગલં સર્વ લોકાના ભૂમિ ભૂપતિ મંગલં. ૨
શ્રીરસ્તુ કલ્યાણમસ્તુ. ૭૮-૧૫ જશવિજય મુનિનો સંગ્રહ.

---

+ બીજી પ્રતમાં આ ૨૫મી કડીને બદલે નીચેની બે કડીઓ છે.
પુન્યવતી એ પંચમે ખંડે ઢાલ બાવીસમી ભાખીજી,
આગે ચરીત તણે અનુસારે શુદ્ધમતી ગુરૂ સાખીજી. ૨૫
પંચે ખંડે મીલી પંચ્યાસી પૂરણ ઢાલ પ્રકાસીજી,
જે નર ભણસ્યે ભાવે શુણસ્યે લહસ્યે સુખ અવિનાશીજી. ૨૬

[ આ પ્રત મૂળ સં. ૧૮૫૦ ના શ્રાવણ શુદ નોમે લખાણી હતી તેના પરથી સં. ૧૮૭૦ માં લખાઈ છે એમ જણાય છે. ]

(૯૫૬ ક) **દશાર્ણભદ્ર સજઝાય. ઢાલબંધ.** સં. ૧૮૩૨ ચોમાસું, સુરત.

આદિ—

વીર જિણેસર પદ નમી, શ્રી ગુરૂપદ ચિત્ત ધાર,
શ્રી શ્રુતદેવી સાનધે, ગાસ્યુ ગુણભંડાર. ૧
માન કરી કેઇ માંનવી, પડીઆ ઇણ સંસાર,
માન થકી મુક્તિ લહી, નૃપતિ **દશારણ** સાર. ૨

અંતે— કલસ

ઈમ માંન કરતાં મુગતિ પાંમે, પુન્યવંત જે પ્રાંણીયા,
નાંમ તેહના નિત્ય જપીયે, **વીર** તેહ વખાણીયા.
શ્રી **લુંકા** ગછરાજ રાજે, **મેઘરાજ** મુનિરાજએ,
ગુણવંત ગુરૂઓ દયાદરિયો, સકલ સંઘ સિરતાજએ.
**અષ્ટાદશ બત્રીસ** વરષે, **સુરત** નયર ચોમાસ એ,
તસ્યાનુગ્રહ પાંમિ પ્રેમે, ભલી ભણી એ ભાસ એ.
**મોટા** રષિ મુંનિચરણસેવક, મુનિ **મહાનંદ** કહે મુદા,
રીધિ સીધિ આણંદ આપો, સંઘને દિન દિન સદા.
—૪–૧૩ (મારી પાસે છે).

(૯૫૭) **સનત્કુમારનો રાસ** સં. ૧૮૩૯ વૈ. શુ. ૩ દીવમાં.

આદિ— દુહા

શ્રી શ્રુતદેવી શારદા, પ્રણમી શ્રી ગુરૂપાય,
ચક્રી **સનતકુમાર**નો, સ્તવસુ ગુણ રાજાય. ૧
એક દિવસ શક્રેંદ્ર નિજ, સૌધર્મીય સભાજ,
સુર વંદે સેવી જતો, શોભે તે સુરરાજ. ૨

અંતે—

સુખ કારણ ભવિયણ સમરો નિત નવકાર—દેશી.
તવ દાન તણે બલ, આઠ કર્મ કરિ ત્યાગ,
શિવ રમણી વરસે, મુનિવર તે મહાભાગ. ૧
ભગવંતે ભાખ્યો, **ભગવતી સૂત્રે** ભાવ,
એમ **ઉત્તરાધ્યયને,** પેખો ચરિત્ર પ્રભાવ. ૨
ગુરૂ મુખથી સુણી એ, આખો એહ અધિકાર,
અધિકો ઓછો કોઈ લેજો એ સુકવિ સુધાર. ૩
**લુંકા** ગચ્છનાયક **મેઘરાજજી** એ મુનિરાજ,
તસ પાટે પ્રતપે આચારજ ઇતિ આજ. ૪
શ્રી ગુણ સૂરિ સોહે, **સોમચંદજી** સુખકાર,
રહી દીવ ચોમાસું, સંવત **શત અઢાર.** ૫
**ઉગણચાલીસ** વરસે, વૈશાખ માસ વખાણ,
ઉજલ પખવાડે અખાત્રીજ તિથિ જાંણ. ૬
**દિવ** બંદર શ્રાવક ધર્મી ને ધનવંત,
ગુરૂ પદ પંકજની સેવા કરે સતવંત, ૭
ગચ્છનાયક ગુરૂની પ્રવર સુઆજ્ઞા પાય,
સંઘ સુખ કરત હેતે પભણી એહ સજ્ઝાય. ૮
ગરવા ગુણસાગર **મોટા** ઋષિ મુનિરાય,
તેહને પ્રતાપે **મહાનંદ** મુનિ ગુણ ગાય. ૯

કલશ.

શ્રી **સનત** ચક્રી ચારિત્ર લેઇ પાલો શુદ્ધ ભાવે ભલો,
તે સાધુના ગુણ સહજ ગાતાં નિજ આનંદ હોએ નિરમલો.
**અઢારસે** સત **ઇગુણચાલીસે** સમ્યક્ રચી સઝાય એ,
રસિક જે જિન ધર્મ રચિયા ગુણી નર ગુણ ગાય એ.
ભણે જે ગુણે ભાવ સેંતિ, આણી સુધી આસથા,
**મહાનંદ** આણંદ બોધ પામે, સકલ પદારથ શાશ્વતા.
—૧૨-૧૦ રાજકોટ મોટા સંઘનો ભંડાર.

(૯૫૮) +નેમરાજૂલ બાર માસ ૮૦ કડી સં. ૧૮૪૫ માહ શુ. ૮.
આદિ—
સમરીએ શારદા નામ સાચું, એહ વિના જાંણિઇ સર્વ કાચું,
જ્ઞાન વિજ્ઞાંન ને ધ્યાન આપે, મહેર લીલાલહેર અજ્ઞાંન કાપે. ૧
ગુરુચરણુ નમિ માસ બારે તે ગાઉં, નેમ રાજૂલને ચિત્ત ધ્યાઉં,
જે પ્રભુ સત્ય સંપત્તિદાતા, એહ જિન ભૂપણુ સહી જુગવાતાં. ૨
નેનના હેત શું તેહ જણાવે, માસ બારે કહી પ્રીઉ મનાવે,
માગશિર માસે તે મન ભાવે, રાજૂલ નેમને વેણુ સુણાવે. ૩
અંતે—
નેમ રાજૂલ મેરે ગાઇયા, પાઇયા આનંદ આપ,
પરમેસર પદ ગાયતાં, જિવીજે વિરૂઆં પાપ. ૭૮
લોંકા ગચ્છ બુધિ શિરોમણી, તિલક મુનિ ગુરુ તાસ,
દીવ બંદરમેં વિરચાયા, મહાનંદ મન ઉલાસ. ૭૯
દુહા.
વેદ પંડવ નેં મન આણો, નેમ ચંદ સંવત એહ વખાણો,
ઉદ્યોત અષ્ટમી માસ માહ, માર્ત્તંડ પૂરાંણુ ઉમાહ. ૮૦

ઇતિ શ્રી નેમ રાજૂલ બાર માસો સંપૂર્ણઃ લિ. ઋ. સંભૂરાંમ સં. ૧૮૫૨ શ્રાવણુ શુ. ૧૩ મુંબાઈ મધ્યે. અનેક સ્તવનાદિ સંગ્રહ એ નામ આપેલી પ્રત નં. ૨૪૬ માંથી શ્રી મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર વડોદરા. પ્ર૦ શ્રી આત્માનંદ શતાબ્દિ સ્મારક અંક. પૃ. ૧૭૬ થી ૧૮૩.

(૯૫૯) ચોવીસી દીવમાં.
આદિ— આદિજિન સ્ત૦
ચંદ્રપ્રભૂ જિન સાહિબારે એ દેશી.
આદેશર અવધારિયે રે પ્રભૂ વિનતડી અતિસાર,
પરમારથ પદનો ધણી રે પ્રભૂ આતમનો આધાર. આ૦ ૧
+ × × ×
સાહિબજી શિવપુર ધણીરે, પ્રભુ જગમંડન જિનરાજ,
મહાનંદ મૂંનિવર વિનવે રેં, પ્રભૂ આપો અવિચલ રાજ. આ૦ ૫

અંતે—

વીર સ્તવન. આમ પધારો રાજ લટકે પાવ ધરીજે-એ દેશી.

વીર જિણેસર વલિ વલિ વંદો, શાસનપતિ સુખકારી,
જ્ઞાનભંડાર ભવોદધિ તારી, ભવિયણનેં હિતકારી.

× × × ×

વીસ ચ્યાર જિનવર વિખ્યાતા, મુગટ મહી વ્રધમાન,
મહાનંદ આનંદ પામ્યા પ્રભુજી, પૂરણ પદ પરધાન. ૫
દીવ બંદર સૂર મંદિર સુંદર, સ્થિવર ભીમ ચોમાસ,
તાસ પસાયે વીનતી કીધી, આણી ભાવ ઉલાસ. ૬

—પત્ર ૭૮ થી ૮૨. પ્રત નં. ૨૪૬ અનેકસ્તવનાદિ સંગ્રહ મુક્તિકમલ જૈન મોહન જ્ઞાનમંદિર, વડોદરા.

(૯૫૯ક) **શીયલ સઝાય.** સં. ૧૮૪૩ ભાવનગર ચોમાસું.

આદિ—શ્રી ગુરુચરણ નમી કરિં, ગાસું સીયલ સુવ્રત હો મીત,

અંતે—અઢારેં તેતાલીસમેં ભાવનગર ચોમાસ, હો મીત,
મહાનંદ મુનિવર રંગથી, કિધિ શિયલ સઝાય હો મીત. ૯

(૯૬૦) **કલ્યાણક ચોવીસી.** સં. ૧૮૪૯ આસો શુદ ૧૫ રવિ સૂરતમાં.

આદિ— દુહા.

સાસનપતિ ચોવીસના, પ્રેમે પ્રણમી પાય,
શાસનદેવી સાનિધિ, ગાવુ શ્રી જિનરાય. ૧
નયર નામ માતા પિતા, લંછન આયુ કાય,
કલ્યાંણક પક્ષ માસ તિથિ, કહેસું ગુરુ પસાય. ૨

અંતે— કલશ.

અષ્ટાદશ ઇગુણપંચાસ વરસે, આશ્વિન માસ અતિ ભલો,
પૂનિમ તિથિ ને વાર દિનકર, સ્તવ્યો મે ત્રિભુવનતિલો. ૧
મંધ સિરોમણિ લોકા ગચ્છનો, સંઘ સૂરત સુવિનીત એ,
શ્રી પૂજ્ય શ્રી સોમચંદજી, સેવા કરે શુભ ચિત એ. ૨

સંઘ શ્રેષ્ટ શ્રી પૂજ્ય સાહિબ, વીનવ્યા વિનયે કરી,
કલ્યાણિક પંચ સકલ જિનના, વર્ણવા ગુણ વિસ્તરી. ૩
વિનતી પરમાંણુ કરીને, આજ્ઞા આપી મમ ભણી,
જિનરાજ ગાયા હર્ષ પાયા, આસા ફલી મુઝ મન તણી. ૪
શ્રી **લોકા** ગચ્છ પ્રવર પંડિત, **મોટા** ઋષિ સુખકર સદા,
તસ પાદ પંકજ રસિક મધુકર, મુનિ **મહાનંદ** ગાવૈ મુદા. ૫
જિન કલ્યાંણિક સ્તવન રચના, મનપ્રમોદે મે કીયા,
નરનારી ભણસ્યૈ અને સુણસૈ, તાસ ધરે સંપદ શ્રીયા. ૬

—ઇતિ શ્રી ચોવીસ જિન સ્તવન સંપૂર્ણ. સં. ૧૮૪૯ ના કાર્તિક વદિ ૧ ભોમે. લિ. ઋ. સંભૂરામ પત્ર ૩ થી ૧૩ અનેક સ્તવનાદિ સંગ્રહ. પ્રત નં. ૨૪૬ મુક્તિ૦

આ અને જિનદેહ વર્ણ સ્તવન ધોરાજીના ભંડારની ૧૫ પત્રની પ્રત પંક્તિ ૧૨ વાળીમાં છે.

**(૯૬૧)** ( નાની કૃતિઓ—સ્તવન, સઝાયાદિ સંવત્ વાળાં છે તે નીચે જણાવ્યાં છે:—)

**વિનય સ્વા૦** ૯ કડી સં. ૧૮૦૯ પાલણપુરમાં.

આદિ—સદ્ગુરુ દે ઉપદેશના રે, ચેતો ચેતો નરનારિ,
ગ્નાંન ગ્રહો ગુરુ થકી રે, જ્યું પામો ભવ પાર હે.
સમઝો ભવિ પ્રાંણી.

અંતે—

**પાલણપૂરમેં** દીપતો રે, સંઘ સકલ સુવિનીત,
સુગુરુ તણા મુખથી ગ્રહે રે, પ્રવચન ભેદ પુનીતરે. ભાવિ૦ ૮
**નિધિનભ વસુ શશિ** વર્ષમે રે, શ્રી ગુરુ સુગુણ ચોમાસ.
પદપંકજ પ્રણમિ કરિ રે, કહે **મહાનંદ** ઉલ્લાસ રે. ભાવિ૦ ૯

**આત્મશિક્ષા સ્વા૦** ૧૪ કડી સં. ૧૮૧૫ વડોદરા.

આસણરા રે જોગી—એ દેશી.

હાં રે જાગો આતમ ગ્યાંની, એસી શીખ સુગુરુ ચિત માંની રે.

× × × ×

વટપદ્ર નયર સદા સુખકારિ, જિહાં સંઘ સકલ ધર્મધારી રે,
અષ્ટાદશ પનર મન ભાયા, ઇમ મહાનંદ મુની ગુણ ગાયારે. ૧૫

**૨૪ જિનદેહ વરણ સ્ત૦ સં. ૧૮૩૯ દીવમાં. ૪ ઢાલમાં.**

આદિ— ચંદ્રાયણા,

નદી યમુનાકે તીર ઉડે દોય પંખીયા—દેશી.

પ્રણમી શ્રી અરિહંત, આણી મન આસતા,
સિદ્ધ નમું સુખકાર, સદા જગ સાસતા;
દેહ વર્ણિસ કે જિન ચોવીસના,
ધ્યાવો તેહવેં ધ્યાંન ભાવિક જન ઇક મના. ૧

અંતે—

નંદત્રય વસુચંદ સંવત શુભ જાંણીયે,
દીવ બંદરનો સંઘ વડો વખાંણીયે;
સોમચંદજી આચાર્ય તણી સેવા કરે,
ધરિ ધર્મના ધ્યાંન, વાસૂ લખમી વરે. ૧૦
ગાયા શ્રી જિનરાજ વરણ ગુણે કરી,
મહાનંદ મુનિ મન રંગ હીયે ઉલટ ધરી;
ભણે ગુણે ભવી જેહ લહે સુખ સંપદા,
આરાધો ઇક ચિત્ત ટલે ભવ આપદા. ૧૧

**પ્રર્યુષણા પર્વ સ્વાધ્યાય. ૧૦ કડી સં. ૧૮૪૯ સુરત.**

આદિ—શ્રી ગૌતમ ગુણધાંમી, પૂછે શ્રેણિક પદ સિરનાંમી રે.

અંતે—

અષ્ટાદસ ઉપર સંવત ઉગણપંચાસ,
શ્રી પૂજ્ય સોમચંદજી, સૂરત નયર ચોમાસ;
સંઘ સુખકર સેવા, સાચવે વિવિધ પ્રકાર,
ખંતે કરી ખરચે, પુન્યેં દ્રવ્ય અપાર. ૮
ગચ્છનાયક ગુરુની, પ્રવર સુઆજ્ઞા પાય,
મુનિ માહાનંદ રંગે, પભણી એહ સઝાય;

એ ભાવે ભણસેં સૂણસ્યે જે નરનારિ,
જિન ધર્મ પસાયે, સંઘ સકલ જયકારી. ૯

કલશ × ૧૦

**જ્ઞાનપંચમી સ્વાધ્યાય**—૪ ઢાલ સં. ૧૮૪૯ સુરત.

**આદિ—** દુહા.

શ્રી **ને**મીશ્વર જિન નમૂ, બ્રહ્મચારિ ભગવાન,
ઉજ્વલ પંચમી અવતર્યા, શ્રાવણ શુદની સ્વાતિ. ૧
જ્ઞાન પ્રકાસો જ્ઞાનનિધિ, ઉપગારિ ફલ આજ,
અજ્ઞાન તિમર મત ટાલવા, જપિયે તે જિનરાજ. ૨

**અંતે—**

**અષ્ટાદશ શત ઉપરે, વર્ષ ઉંગણપંચાસ,**
શ્રી પૂજ્યશ્રી **સોમચંદજી, સૂરતિ** નયર ચોમાસ. ૮
સંઘ સકલ સેવા કરેં, ગુરુની ભલ ભાવે,
નાડ લખમી વાવરેં, પદ સોભા પાવેં. ૯
આજ્ઞા પૂજ્ય પ્રસાદની, પ્રાય ભાવે પામી,
**મંહાનંદ** મુની ગુણ ગ્યાંનના, ગાવે ગુણધાંમી. ૧૦

કલસ

સોભાગપંચમી સુભગ ભાવે, રાખેં વ્રત ગુણ રાશિ એ,
તસ સુમતિ જાગેં કુમતિ ભાગેં, લહે સુજસ સુપ્રકાશ એ. ૧૧
એ સજઝાય સુણતાં ભાવે ભણતાં, મતિ થાયેં તસ નિરમલી,
આણંદના તે ઓછી આવેં, તાપ સર્વ જાયૈ ટલી. ૧૨

—અનેક સ્તવનાદિ સંગ્રહ પ્રત નં. ૨૪૬ મુક્તિ૦ પત્ર ૧ થી ૨.

**કલ્પસૂત્ર ટબો** પત્ર ૧૮૭ લ. સં. ૧૮૩૪ વૈ. વ. ૫ શુક્રે વડોદરામાં

**આદિ—**

पुत्राः पंच मतिश्रुतावधिमनः कैवल्य संज्ञाविभो–
स्तन्मध्ये श्रुतनंदनो भगवता संस्थापितः स्वे पदे ।

अंगोपांगमयः सपुस्तक गजा कारोहलब्धोदयः
सिद्धांताभिध भूपति गणधरामात्यश्चिरं नंदतात ॥१॥
प्रणम्य श्री महावीरं जिनशासननायकं ।
व्याख्यार्थं कल्पसूत्रस्य स्तबुकार्थं लिखाम्यहं ।

—ઇહાં ચોમાસું રહ્યા તે સાધુ મંગલીકને અર્થે કલ્પસૂત્ર સરિખું શ્રી પર્યુષણા નામે કલ્પ અધ્યયન તે પાંચ અથવા આઠ દિનમાંહિ વાંચે । તિહાં કલ્પ તે સાધૂનો આચાર । તે દશ પ્રકારે જાણવો ।

અંતે—

ઇતિશ્રી કલ્પ સૂત્ર ટબાર્થ કથા સહિત સંપૂર્ણ । ગ્રંથાગ્રં સૂત્ર ૧૨૧૬ ॥ સર્વ ગ્રંથાગ્ર ૯૦૦૦ ॥ સંવત્ ૧૮૩૪ વર્ષે શાકે ૧૭૦૦ પ્ર. વૈશાષ વદિ ૫ શુક્રે । લિખિતં પૂજ્ય પ્રવર પંડિત વિદ્વજ્જન શિરોમણિઃ જિનશાસનોદ્દીપક સ્થવિર મહાંત શ્રી ભીમસેનજી તચ્છિષ્ય વિદ્વજ્જન મુકુટ મણિઃ પૂ૦ઋ૦શ્રી ૫ મોટાજી તદંતેવાસી શિષ્ય ઋષિણા મહાનંદેન લિપિચક્રે શ્રી વડોદરાનગરે । પઠનાર્થં શિષ્ય ઋ૦ ઋષભદાસ ॥ યાદશં પુસ્તકે દૃષ્ટં । તાદશં મયા લિખિતં વિદ્વદ્ભિર્યત્નેન શોધનીયં । જે કાંઇ અશુદ્ધ વિઘટિત શબ્દ લિખાંણો હોએ તેહનો મિચ્છામિદુક્કડં ॥ શ્રી કલ્યાણમસ્તુતરામ્ । ૧૮૭ પત્ર ગોંડલ ભંડારમાં (કવિની સ્વહસ્તલિખિત પ્રત)

---

૪૭૬ **લબ્ધિવિજય** (૩) ત. હીરવિજયસૂરિ–ધર્મવિજય–કુશલવિજય ને કમલવિજય–લક્ષ્મીવિજય–કેશરવિજય ને અમરવિજય શિ.)

(૯૬૨) + **હરિબલમચ્છી રાસ** સં. ૧૮૧૦ માહા શુ. ૨ મંગલ વાળ્યબંદરના સીમાણામાં.

આદિ— દૂહા

પ્રથમ ધરાધવ જગધણી, પ્રથમ શ્રમણ પણિ એહ
પ્રથમ તિર્થંકર જગ જયો, પ્રથમ ગુરૂ પભણેહ. ૧

વિશ્વ સ્થિતિ કારક પ્રથમ, કારક વિશ્વ ઉદ્યોત,
ધારક અતિશય આદિ જિન, તારક ભવનિધિ પોત. ૨
લઘુ વય ઇચ્છા ઇક્ષૂની, પારણુ દિન પણ તેહ
મિષ્ટ ઇષ્ટ જેહને સદા, નાભિનંદન પ્રણમેહ. ૩
સિદ્ધ વધૂના સંગમેં અછક છકયો દિનરાતિં
હું તસ પદપંકજ નમું, નિત ઉઠિ પરભાત. ૪
હંસાસન જે સરસતિ, વરસતી વચન વિલાસ
કાસમેર મુખ મંડણી, કવિજન પુરેં આસ. ૫
તે હું પ્રણમું ભારતિ, વારતી જડ અંધકાર,
મુઝ મન મંદિરમાં વસી, કરવા મુઝ ઉપગાર. ૬
માતા મુઝ મોટો કરો, દેયો વચન રસાલ,
રંગ રંગીલી જન સભા સાંભલે થઈ ઉજમાલ. ૭
જે હું ચાહું ચિત્તમાં, તે તું કરજે માત
વચનની રચના રસ દીઓ, વાધેં તુઝ આખ્યાત. ૮
ગુરૂ ત્રાતા માતા પિતા, ગુરૂથી અધિક ન કોય,
દેવ ધર્મ ગુરૂ ઓલખ્યા, બલિહારી ગુરૂ સોય. ૯
તે ગુરૂ ચરણ નમી કરિં, ભવિઅણને હિતકાર
રાસ રચું હરિબલ તણો, પુણ્ય ઉપર આધિકાર. ૧૦
પુણ્યેં વંછિત પામીએ, પુણ્યે લહિ નવ નિધ્ય
પુણ્યેં મહિલા સંપજે, પુણ્યેં ઋદ્ધિ સમૃધ્ય. ૧૧
જીવ દયા પાલી જિણેં, તિણેં ઉપરાજ્યું પુણ્ય,
સુર નર તસ સાનિધિ કરેં, માંને તે દિન ધન્ય. ૧૨
જીવ દયા થકી પામીએ, હરિબલ મછીરાય
તાસ સંબંધ સુણતાં થકાં, સઘલાં પાતિક જાય. ૧૩
રાસ સરસ સુણતાં થકાં, જે કોઈ કરસે વાત
તેહને તસ વલ્લભ તણા, સમ દેઉં છું સાત. ૧૪
જિમ મૃગ નાદ લીણો થકો, નિસુણે થઈ એક રંગ
તિમ સુણજ્યો ભવિયણ તુમેં, આંણિ ચિત્ત અભંગ. ૧૫

અંતે— ઉલ્લાસ ૪ ઢાલ ૨૫ ધન્યાશ્રી

શ્રી મુનિચંદ્ર જે કેવલી પાસેં, લે સંજમ ઉલ્લાસેંરે
કેવલીયેં પણ ઢીલ ન દીધી, જિનની શિક્ષા દીધીરે. ૧
સુણો ભવિયાં હરિબલ જે ઋષિરાયા. આંકણી.

× × × ×

જીવ દયાથી નવનિધિ લહિયેં, સઘલે સૂત્ર છે સાખીરે
હરિબલનું ચરિત્ર છે મ્હોટું, જુઓ નિષિથમેં ઝાંખીરે.
પા૦ જુઓ વિચારસાર ઝાંખીરે. ૧૩ સુ.
તે આધિકાર મેં નયણેં નિરખ્યો, જેહવો શાસ્ત્રમેં દીઠો રે
તેહવો મેં અધિકાર વખાણ્યો, દેશીયેં કરીને મીઠો રે. ૧૪ સુ.
લાટાપલ્લી પુરનો વાસી, પૂનિમ ગચ્છેં સોહેરે
પંડિત નરસિંહ ધનજી કેરો, તપ ગુણેં કરી મોહેરે. ૧૫ સુ.
તસ આગ્રહથી સયણાચારે, રાસ રચ્યો મેં રૂડોરે
વેધક રસિયા ધર્મી જનને, એ છે મધુનો પૂડો રે. ૧૬ સુ.
મેં તો કરી છે બાલકક્રીડા, હું શું જાણું જોડીરે
પંડિત હોય તે શુદ્ધ કરેજો, મત કોઈ નાખો વિખોડીરે. ૧૭ સુ.
રસનાને રસેં અધિકું ઓછું, જે મેં ભાખ્યું અભાખ્યુંરે
તે મિચ્છા દુક્કડ કર જોડી, દેઉં પંચ સમક્ષેંરે. ૧૮ સુ.
શુદ્ધ પરંપર સોહમ તખતેં, પ્રગટયા હીરસૂરીદોરે
તસ શિષ્ય ધર્મવિજય પ્રમઘોરી, દીપે જ્યું શારદ ચંદોરે ૧૯ સુ.
તસ શિષ્ય પંડિત ધનહર્ષ જ્ઞાની, સુમતિ સદા ચિત્ત માનીરે
તસ શિષ્ય પંડિત કુશલવિજય કવિ, પ્રતિબોધ્યા અનુમાનીરે ૨૦ સુ.
તસ ભ્રાતા ગણિ કમલવિજય શુભ, જ્ઞાન વિજ્ઞાનમેં ભીનારે
તસ શિષ્ય પંડિત લખમિવિજય ગુરૂ, સંવેગરસમેં ભીનારે. ૨૧ સુ.
તસ શિષ્ય પંડિત દો ગુણ ગ્યાતા, કેસર અમર દો ભ્રાતારે
તસ પદકિંકર લબ્ધિવિજય કહે, ચાર ઉલ્લાસ વિખ્યાતારે. ૨૨ સુ.

**શીલાંગરથ** સંવત્સર દશકેં ૧૮૧૦, મહા શુદિ બીજ ભૃગુવારેરે
**હરિબલ**ના ગુણ જીવ દયા પર, ગાયા મેં એક તારેરે ૨૩ સુ.
શ્રી **તપ** ગચ્છ નભ દિનમણિ સોહે, શ્રી **વિજયધર્મ સૂરીશારે**
તસ ગણધરના રાજમાં રસિયો, ગાયો ગચ્છિવિશેષોરે. ૨૪ સુ.
**વાવ્ય** બંદર શ્રી **અજિતપ્રસાદેં**, રહી **સીમાણા** વાસેરે
રાણા શ્રી **ગજસિંહ**ને રાજ્યે, રાસ રચ્યો મેં ઉલ્લાસેંરે. ૨૫ સુ.
**હરિબલ**ના ગુણ સુણતાં પામે, જીની સિદ્ધ સમાણીરે
ઢાલ પચવીશમી ચોથે ઉલ્લાસેં, **લબ્ધિ** કહે ગુણખાણીરે ૨૬ સુ.
ઢાલ ઓગણસાઠ સાતસેં દોહા, **હરિબલ ચરિત્ર**થી ભાંખ્યારે
સાડાત્રણ સહસ્ર શ્લોક એકાવન, ગ્રંથાગ્રંથ એ દાખ્યારે. ૨૭ સુ.
ગ્નાતા ભુગતા દાતા સારૂ, સંબંધ રચ્યો મેં વારૂરે
હલુઆકર્મી જે હશે સાચા, માનશેં સઘલી એ વાચારે ૨૮ સુ.
ચઉવિહ સંઘને મંગલ હોજ્યો, દિન દિન લચ્છિમેં ભલજ્યો રે
**હરિબલ**ની પરેં સંપદ લહેજ્યો, **લબ્ધિ**ની વાચા ફલજ્યોરે ૨૯ સું.

—(૧) પ્ર૦ ભી. મા. સં. ૧૯૪૫.

(૨) સંવત ૧૮૪૭ના વર્ષે માસોતમ માસેં શુભકારિ માસેં જ્યેષ્ટ માસે કૃષ્ણ પક્ષેં તિથૌ ૧૩ ગુરૂ વાસરે લિખિતં સકલ પંડિત શિરોમણિ પં. **દોલતચંદ્રજી** તત્ ભ્રાતા પં. **પાનાચંદ્રજી** તત્ શિષ્ય મુનિ કેનકચંદ્ર લપિકૃતં પર ઉપગાર નિમિત્તં મુનિ રૂપચંદ્ર પઠનાર્થં. ૮૩–૧૫ દા. ૬ નં. ૪ ખેડા ભં.

(૩) પં૦ હંસરત્ન શિ. સહજરત્ન શિ. ગુલાબરત્ન શિ. ધર્મરત્ન લ૦ નટપુર ગ્રામે વાસ્તવ્યં સં. ૧૮૭૫ શાકે ૧૭૪૦ આસો વદી ૪ રવેઉ પ્રભાતે પરીપૂર્ણ ૬૩–૧૮ ખેડા ભં. ૩

(૪) સં. ૧૮૭૦ આષાડ શુદિ ૨ લિ. ઉપાધ્યાય ૧૦૦૬ શ્રી ઉદયરત્નજી ગણિવરાણાં શિ. પં. ઉત્તમરત્ન ગણિ–પં. જિનરત્નગણિ–પં. ક્ષમારત્ન ગણિ–પં. રાજરત્ન ગણી લઘુ શિ. મુનિ અનોપરત્નેન ખેટકપુર નગરે રસુલપરા શ્રી ઋષભ પ્રસાદાત્ ૭૩–૧૩ ખેડા. ભં. ૩.

(૫) મહોપા. દેવવિજયગણિ-શિષ્ય ઉ૦ ગુણવિજય શિ. અમૃતવિજયગણિ શિ. ભાવવિજયગણિ શિ. ભાણવિજય શિ. કપૂરવિજય વાચનાર્થં સં. ૧૮૧૬ આસો શુ. ૭ ભૃગુવાસરે શ્રી વડાલી ગ્રામે. પં. પ્રેમવિજય શિ. સુબુદ્ધિવિજય શિ. રૂપવિજય લિ૦ ૮૦-૧૫ પ્રકર ગોરજી ભં.

(૬) શ્રીમદાચાર્યાઃ શ્રી ૫ શ્રી વાલ્હચંદ્રજી તદંતેવાસી લિખિતં મુનિ લક્ષ્મીચંદ્રેણ શ્રી સિદ્ધપુરે સવત્ ૧૮૨૦ વર્ષે માર્ગશિર્ષ માસે અષ્ટમ્યા તિથૌ ભૂસુતવાસરે ૪૧-૨૦ રાજકોટ મોટા સંઘનો ભંડાર.

(૭) લિ. સં. ૧૮૪૭ પત્ર ૮૫ નં. ૨૩૪૦ લીં.

(૯૬૨ક) જંબૂસ્વામિ શલોકો
—પત્ર ૩ નં. ૩૬૫૧ લીં.

---

## ૪૭૭ નેમવિજય ( ત. હીરવિજયસૂરિ-શુભવિજય-ભાવવિજય-સિદ્ધવિજય-રૂપવિજય-કૃષ્ણવિજય-રંગવિજય શિ. )

(૯૬૩) થંભણો પારસનાથ, સેરીસો પાર્શ્વનાથ, સંખેસરો પાર્શ્વનાથ સ્તવન સં. ૧૮૧૧ કા. સુ. ૧૩ સોમ.

આદિ— દુહા.

સરસતિનેં સમરૂં સદા, મહિર કરે મુઝ માય,
બલ ભવિયણ આપે વહી, દુનિયાંનેં આવે દાય. ૧
દીવાની પરેં દાખવે, જોતિ કરી જગમાય,
વાસ કરે મુઝ મુખ વલી, પુજીસ તોરા પાય. ૨
ગુંણ ગાવા ગિરૂયા તણા, ઉલટ અંગ ન માય,
તું મુઝ તુઠી તો ખરી, ઈચ્છયું સીધજ થાય. ૩
પ્રગટ દેવ પ્રથવીતલેં, પરતાપુરણ પાસ,
થંભ્યાં નીર જે થંભણે, વાસ્યાં નગરનિવાસ. ૪

**સેરીસો સંખેસરો**, નામેં **પારસનાથ**,
એ ત્રિહું એક સમેં હુયા, સુરનર સેવે સાથ. ૫
સ્વર્ગ મૃત્યુ પાતાલમેં, પુજ્યા કરી પ્રાસાદ,
ત્યાંની વિણ જાંણિં નહી, એહની ન લહેં આદિ. ૬
પરતો પુરે પાતાલનો, શેષ નાગ કરે સેવ,
પ્રતિમા ત્રિણ્યે પુર્વની, દરસણ કરાવે દેવ. ૭

અંતે— ૨૮મી ઢાલ રાગ ધન્યાસિરી.

વાધારા ભાવનરી દેશી.

**પારસનાથ** તણા ગુણ ગાઈ, કીરતિ જગમેં કીધી હે,
સસનેહી સુંદર સુગુરૂ વયણ ચિત્ત આંણીએ એ આંકણી.

× × × ×

સંવત **અઢાર ઈગ્યારોતરા** વરસે ફાગુંણ માસ સુદિ પખે હે,
વાર સોમ ને તિથિ તેરસ દિને, ગાયા ગુણ મેં સખે હે. ૮
શ્રી **હીરવિજય** સુરીસર પાટે, **સુભવિજય** કવિરાયા હે,
**ભાવવિજય** શિષ્ય તેહના ભણીઇ, **સીદ્ધવિજય** અધિક સવાયા હે. ૯
**રૂપવિજય** શિષ્ય તેહના રૂડા. **કૃષ્ણવિજય** શિષ્ય કહીઇ હે,
**રંગવિજય** રંગીલા જગમેં, વયણે તેહનેં વહીઇ હે. ૧૦
સર્વ સંખ્યાઈ ગાથા કહી છે, સાઢા ત્રિણસ્યેં માંન હે,
અઠાવીસમી ઢાલ એ ભાખી, **નેમવિજય** એક ધ્યાંન હે. સ૦ ૧૧

—પં. **નેમ** લખીતં.

**(૯૬૪) ગોડી પાર્શ્વ સ્ત૦ (કાજલ મેઘાનું સ્ત., મેઘાશાનાં ઢાલીઆં.)** ૧૬ ઢાલ. સં. ૧૮૧૭ ભાદ્ર. શુ. ૧૩ સોમે.

આદિ— દૂહા.

ભાવ ધરી ભજના કરૂ, આપે અવિચલ મત,
લઘુતાથી ગુરૂતા કરે, તું **સારદ સરસત્ત**. ૧

મુઝ ઉપર મયા ધરો, દેજો દોલત દાન,
ગુણ ગાઉં **ગોડી** તણા, ભવે ભવે ભગવાન. ૨

**અંતે—**

આજ ગાઉં **ગોડીપુર** ધણી શ્રી સંઘ કરે પસાય,
ચોમાસો કીધો ચૂપસૂં ગામ તે **મઇઆજલ** માંહ. ૪
શ્રી **હીરવિજય** સૂરીસરૂ, તસ **શુભવિજે** કવિ સીસ,
તેના **ભાવવિજય** કવિ દીપતા તેના **સિદ્ધ** નમું નસદીસ. ૫
તેના **રૂપવિજય** કવિરાયના તેના **કૃષ્ણ** નમું કરજોડ,
વલી **રંગવિજય** રંગે કરી હુંતો પ્રણત કરૂં કરિ કોડ. ૬
સંવત **અઢાર સતલોતરે** ભાદ્રવા માસ ઉદાર,
તિથિ તેરસ ચંદ્રવાસરે, **નેમવિજય**ને જયકાર. ૭

—ગેરીતા મધ્યે પં. **નેમવિજય** લષીતં.

( આ બંને સ્તવન પછી ચાર સઝાય છેઃ—

દાન પર સઝાય-પહલું અભયનું દાંન તેતો જીવદયા પર ધ્યાંન; સીલ પર સઝાય-હવે સુણજો નવવાડિ શીલની મન વચન કાયા વશ રાખીરે, તપ પર સઝાય-હારે પ્રહ ઉઠી દસ વિધિ કરવું તી તપ વખાંણજો, ભાવ પર સઝાય-બારે ભેદે ભાવીઇરે લાલા ભાવ આણી મનમાય. ]—સંવત ૧૮૨૪ વર્ષે આસો વદિ ૯ વાર શુક્રે. ( કવિની હસ્તલિખિત પ્રત ) ૨૯-૧૪ ઇડર ગોરજી ભંડાર.

—(થંભણ-સેરીસા-શંખેશ્વર પાર્શ્વ સ્તવનની પ્રત)—ગાંમ **પિલુચા** ગ્રાંમાત્ શ્રી **શાંતિનાથ** પ્રસાદાત્ સંવત્ ૧૮૧૮ ના માગસર વદ ૯ લેખિતં ॥ ૧૧-૧૮ (પ્રથમ પત્ર નથી) અનંત. નં. ૨.

—ગોડી પાર્શ્વ સ્ત૦ની પ્રત ૧૦-૯ દા. ૩૯ પ્રત નં. ૧૩ ડા. પાલણપુર.

—લિ. સં. ૧૮૬૪ પત્ર ૧૧ નં. ૨૮૯૨ લીં.

(૯૬૫) +ધર્મપરીક્ષાનો રાસ. સં. ૧૮૨૧ વૈ શુ. ૫ ગુરૂ, વિજાપુરમાં.

આદિ— દુહા.

પ્રથમ જિનેશ્વર પય નમું, વૃષભનું લાંછન જાસ,
**મરૂદેવી** નંદન **ઋષભ**, **નાભીરાય** કુલ તાસ. ૧
અઢાર વર્ષ આરા તણાં, સાગર કોડાકોડ,
ગયો ધર્મ વાલ્યો જિણે, તેહ નમું કરજોડ. ૨
આદિ ચારિત્ર આદરી, દીધો દ્વિધા ધર્મ,
મન વચ કાયા વશ કરી, છેદી આઠે કર્મ. ૩
શિવપુરના વાસી થયા, અજરામર સુખ ઠામ,
ચોવીસે તીર્થંકરા, તેહને કરૂં પ્રણામ. ૪
સમરૂ શ્રુતદેવી સદા, આપે વચન વિલાસ,
તુષ્ટમાન થાજો તમે, સફલ ફલે મુજ આશ. ૫
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ તુઠે ગમ હોય,
ગુરૂ કહીયે માતા પિતા, ગુરૂથી અધિક ન કોય. ૬
ભવિયણ ભાવે સાંભલો, ધરમાધરમ વિચાર,
દ્વેષબુદ્ધિ દૂરે કરી, પરીક્ષા કરજો સાર. ૭
ઉત્પત્તિ તેહની ઉચરૂં, ધર્મપરીક્ષા રાસ,
વાતો વિવિધ પ્રકારની, આણી હરખ ઉલ્લાસ. ૮
સાંભલતાં સુખ ઉપજે, મત નાવે મનમાંય,
સૌ જાણે સાચો ધરમ, ભાખ્યો તિમજ કહાય. ૯

અંતે— ખંડ ૯મો. ઢાલ ૭૦મી.

ધર આવોજી આંબો મોરીયો—એ દેશી.

શ્રી જિનધર્મ આરાધીએ, કરી નિજ સમકિત શુદ્ધ,
ભવિ તપ જપ ક્રિયા કીધલી, લેખે પડે તે વિશુદ્ધ.
કંચન કસી કસી લીજીયે.

× × × ×

સંવત **અઢાર એકવીશમાં**, માસ વૈશાખ સુદિ પક્ષ,
તીથિ પાંચમ ગુરૂવાસરે, ગાયા ગુણુ મેં રૂપ. ૮
વિજાપુરમાં વિરાજતા, વૃદ્ધ તપા પક્ષે સનૂર,
ચંદ્રગચ્છમાં દીપતા, શ્રી જિનસાગર સૂરિ. ૯
તેહની સાંનિધિને લહી, ગાયો રાસ ઉલ્લાસ,
ઓછો અધિકો અક્ષર હોયે, શુદ્ધ કરજો પંડિત તાસ. ૧૦
રાસ કર્યા કવિએ ઘણા, પણ **ધર્મપરીક્ષાનો રાસ,**
એહ સમોવડ કો નહિ, જેમાં અધિકાર છે ખાસ. ૧૧
સર્વ સંખ્યાએ ગ્રંથ કહ્યો, **પાંચહજાર ઉપર પાંચ,**
ઢાલો કહી નવ **ખંડની, એકસો ને દશ** વાંચ. ૧૨
શ્રી **હીરવિજય** સૂરિ તણો, **શુભવિજય** તસ શિષ્ય,
**ભાવવિજય** કવિ દીપતા, સિદ્ધિ નમું નિસદિસ. ૧૩
**રૂપવિજય** રંગે કરી, કૃષ્ણ નમું કરજોડ,
**રંગવિજય** ગુરૂ માહરા, મુજ પ્રણમ્યાનો કોડ. ૧૪
નવમો ખંડ પૂરો થયો, સાતે ઢાલે કરી સત્ય,
**નેમવિજય** કહે નિત્ય પ્રતે, રાખજો ધર્મશું ચિત્ત. ૧૫

—પ્ર૦ ભીમશી માણેક.

**(૯૬૬) શ્રીપાળનો રાસ** સં. ૧૮૨૪ પો૦ વ. ૬ રવિ. વીજાપુર પાસે ગેરીતામાં.

**આદિ—**

સકલ જિનેશ્વર સર્વદા, પરમેશ્વર પ્રણમેવ,
નામ સમરંતા નિત્ય પ્રતેં, દરસણથી સુખ દેવ, ૧
**સારદને** સમરૂં સહી, સૂત્ર સિદ્ધાંતે સાર,
ગુણ વખાંણ્યા ગણધરે, પહિલી કીધી વાર. ૨
ગુરૂથી પામેં ગુણ ઘણા, ગુરૂથી સવિ ગમ્ય થાય,
પહિલો પ્રણમું તે ભણી, વિવિધ વાતો વિગનાય. ૩

પ્રણમું પંચ પરમેશ્વરો, નામેં નવનિધિ હોય,
રોગ સોગ સંકટ ટલેં, સમરેં જો સબ કોય. ૪
નામેં નરનારી તર્યાં, નવપદ નાંમેં સિદ્ધ,
આંબિલ તપ આરાધતાં, **શ્રીપાલ** પાંમ્યો રીધ. ૫
કુણ દેસેં કિહાં ઉપનો, સાંભલજો નરનાર,
સિદ્ધાંતની સાખેં કરી, આખું જે અધિકાર. ૬
સાંભલતાં સુખ ઉપજે, સાંભલતાં હોઈ વૃધ,
સાંભલતાં ચિતમેં સદા, બહોલી ઉપજેં બુધ. ૭

અંતે—

ઢાલ ૪૫ રાગ ધન્યાસિરી.
રતનપાલ રિષી ચારિત્ર પાલેં કુંમતિ કદાગ્રહ ટાલેંજી–એ દેશી.

ભાખે જગગુરૂ સાંભલો ભવિકો, લહી માંનવ અવતારજી,
સિદ્ધચક્ર સેવો તપનેં કરજો, વંછિત ફલ દાતારજી. ૧
સિદ્ધચક્રનેં ભવિજન આરાધો, જો સિદ્ધક્ષેત્રનેં લાધોજી,
આંબિલ એકાસી કરો એહનાં, શિવપદનાં સુખ સાધોજી. ૨
શ્રેણિક દેસના સુણીને ઉઠયો, કીધો **વીર** વિહારજી,
પર ઉપગારી પ્રથવી પાવન, કરવા જગદાધારજી. ૩
સિંહ **રતનશેખર** સૂરીસરેં, કૃત **શ્રીપાલચરિત્ર**જી,
ગાથા બંધ થકી મઇ આણ્યો, એ અધિકાર પવિત્રજી, ૪
તેહ થકી કાંઇ અધિકું ઓછું, કહિંવાંણું હોઇ જેહજી,
હોજો ચતુર્વિધિ સંઘની સાખેં, મિચ્છા દુક્કડ તેહજી. ૫
મેં **શ્રીપાલ** નરેસર ગાયો, તે ગુરૂનેં સુપસાયજી,
ગુણવંતના ગુંણ ભણતાં ગણતાં, રિધિ વૃધિ સિધિ થાયજી. ૬
પ્રથવીમાંહિ પંડિત પોઢા, કવિજન કેરા રાયાજી;
વક્તા વાંચીને થાસ્યો રાજી, તો મુઝ મન સવાયાજી. ૭
સંવત **અઢાર ચોવીસા** વરસે, પોસ માસ વદ જાણોજી,
છઠનેં દિવસ અને રવીવારેં, પુરણ રાસ પરમાંણોજી. ૮

ગ્રંથાગ્રંથ અક્ષર ગણી કીધો, દોય સહસ્ત્ર કરી સીધોજી,
લખેં લિખાવે સાધુ શ્રાવક, તે માટે ગણી દીધોજી. ૯
**વિજાપુર** પાસે છઈ ગામ, **ગેરીતા** જેહનો નાંમજી,
**નેમનાથ** સાંમી સુપસાઈ, રહ્યા ચોમાસો તે ઠાંમજી. ૧૦
સંઘની આગ્રહ કરીનેં કીધો, રાસ એહ રસીલોજી.
સાંભલસ્યેં નરનારી ભાવેં, તે પાંમસ્યેં સીવ ચીલોજી, ૧૧
વિનય વિવેકી શ્રાવક સઘલા, સાંભલી થાસ્યેં રાજીજી,
કવિતા જો સ્યાબાસી દેસ્યેં, તો જસની ગેડી વાજીજી. ૧૨
શ્રોતા જનો હાસી મ કરસ્યો, બુદ્ધિ મારી સારૂજી,
મિં તો કીધી બાલક ક્રીડા, તે માટેં તુમ વારૂંજી, ૧૩
પાતસાહ દલીપતી હુઓ, **અકબ્બરશા** છે નાંમિજી,
તેડાવ્યા ગચ્છનાયક ગિરૂયા, **તપાગચ્છ** મોટે ઠાંમેજી. ૧૪
શ્રી **હીરવિજય** સુરી આચારજ, **શુભવિજય** તસ સીસજી,
**ભાવવિજય** સિષ્ય તેહના ભણીઇ, **સિદ્ધિવિજય** જગીસજી. ૧૫
**રૂપવિજય** સિષ્ય તેહના રૂડા, **કૃષ્ણવિજય** સિષ્ય તેહનાજી,
**રંગવિજય** રંગીલા જગમેં, ગુંણ ગાઉં હું એહનાજી. ૧૬
પરતાલીસમી ઢાલ એ ભાખી, **નેમવિજય** રસાલજી,
રંગ વધામણા ઘરોઘર નિત્યેં, હોજો મંગલમાલજી. ૧૭

—સં. ૧૮૩૨ આસો સુદિ ૮ દિને સોમવાસરે લિષીતં **નેમવિજય** વિસલનગર મધ્યે. ૪૫–૧૩ ઈડર ગોરજી ભંડાર નં. ૧૭૭ (કવિની હસ્તલિખિત પ્રત).

---

## (૪૭૭ ક) વીર.

**(૯૬૬ ક) રાજિમતિ નેમનાથ બાર માસ** કડી ૩૭ સં. ૧૮૧૨ વૈ. શુ. ગુરુ.

આદિ—

**આદેસર** આદે કરીને, પ્રણમું જિનવર પાયાજી,
**સરસ્વતી**નેં ચરણે નમી વલી, ગિરુઆ **ગણપતિ**રાયા, અંતરજામીજી. ૧

કાર્ત્તિક માસેં કમલાકાંમી, પાંમી પરમાણંદજી,
સજની રજની આજની રૂડી, નિરખેં નયણાનંદ-અંતર. ૨

અંતે—

**નેમ રાજૂલ** નારના ને, ગાયા બારે માસજી,
ભણે ગુણે જે કોઈ સાંભલે, તેહની સફલે મન આસ—અંતર. ૩૬
સંવત **અઢાર બારજ** વર્ષે, વૈશાખ શુદિ ગુરુવારોજી,
**વીર** મુનિની વિનતિ પ્રભુ, ભવસાગર પાર ઉતારો—અંતર. ૩૭

—લિ૦ ઋ૦ **સંભૂરાંમ** સં. ૧૮૫૨ શ્રાવણ શુ. ૧૩ **મુંબાઇ** મધ્યે પત્ર ૩૬ થી ૩૯ અનેક સ્તવનાદિ સંગ્રહ એ નામ આપેલી ૨૪૬ પત્રની પ્રત નં. ૨૪૬ શ્રી મુક્તિકમલ૦ વડોદરા.

---

## ૪૭૮ રામવિજય (ખ. શાંતિહર્ષ-**જિનહર્ષ** (નં. ૨૯૩)-સુખવર્ધન-દયાસિંહ શિ.)

**(૯૬૭) ચિત્રસેન પદ્માવતિરાસ** સ. ૧૮૧૪ પોશ શુ. ૧૦ બિકાનેરમાં.

આદિ—

શ્રી રિસહેસર પયકમલ, પણમિય ધરિ આણંદ
દાન ધરમ ગુણ વરણવૂં, સુણો સભાનરવૃંદ. ૧
સુગતિ પંથ ચ્યારે અછે, દાન શીલ તપ ભાવ
વિણ જગગુરૂ પહીલો કીધો, દાન તણો પ્રભા(સ્તા)વ. ૨

અંતે—

ભવિયણ ! સાચૌ ઇક ધર્મ ભાઇ,
ભવ કંતાર ભમંતા જીવનેં એહિજ હોઇ સહાઈ—ભ૦
ધરમપદારથ સાર જગતમેં, જિહાં તિહાં ગ્યાનીએ ગાયૌ
તિણ ઉપરિ **ચિત્રસેણ** નરિંદનૌ, એ દ્રસટાંત સુણાયૌ—ભા૦ ૧
દાન સીલ તપ શુભ ફલદાયક, જૌ હુઇ ભાવ સમેલા,
શુભ પરિણામ વિના સહૂ નિસ્ફલ, તીનેઈ એહ ઇકેલા—ભ૦ ૨

કરમતણો બંધ કરમ નિરજરા, એ સહુ આતમ સારિ
એ **ચિત્રસેણ** ચરિત્ર શ્રવણે સુણિ, એ પરમારથ ધારે—ભ૦ ૩
**અઢારહસો** ઊપરિ વરસે, **ચવદોતર** વહંત
**પોસ** માસ શુદિ દસમિતણે દિન, રાસ રચ્યો મન ખંતે—ભ૦ ૪
શ્રી **જિનલાભ** સૂરીસર રાજે, **ખરતર** ગચ્છ વડભાગી,
**ખેમ** સાખ શ્રી **શાંતિહરખ** સિષ, શ્રી **જિનહરખ** વૈરાગી—ભ૦ ૫
તાસ સીસ વાચક **સુખવરધન**, કલાનિધાંન કહાયાં,
તાસ સીસ વાણારસ પદધર, શ્રી **દયાસિંઘ** મુનિરાયા—ભ૦ ૬
તાસુ ચરણરજકણ સુપસાયૈ, સરસતિ સુનિજરિ પાઈ,
**રામવિજૈ** ઉવઝાય એ ચોપાઇ, **વીકાનેર** વણાઈ—ભ૦ ૭
પંડિત ચતુર સાધુ જણ પેરણુ, એ ઉદ્યમ ઉપજાયૌ,
એ સંબંધ સુણાવૌ ગાવૌ, લ્યૌ સોભાગ સવાયૌ—ભ૦ ૮

—(૧) સર્વગાથા ૪૯૫ ઇતિ શ્રી દાનધર્માનુમોદનાધિકારે ચિત્રસેન પદ્માવતી ચતુઃપદી સમાપ્તાઃ લિખિતા ચ શ્રી તાલીથાસર મધ્યે સંવત્ ૧૮૪૬ વર્ષે મિતી ફાગુણ સુદિ ૭ દિને આદીતવારે. જૈન શ્વે. કૉન્ફરન્સ (૨) સં. ૧૮૪૯ અજીમગંજ રાય ધનપતિસિંહ ભં૦ (Notices of Sanskrit Mss. Vol. 9) કલકત્તા (૩) સં. ૧૮૮૨ મિતિ પ્રથમ શ્રાવણ વદિ ૩ દિને લિખિતં ઋષિ ભારમલ્લ અર્કવાસરે નાગોર મધ્યે ૨૧-૧૫ ગુ૦ નં. ૧૩-૧૨ (૪) ૨૧-૧૬ વિ. ને. નં. ૪૫૯૭.



૪૭૯ **રત્નવિજય** (૩) [સત્યવિજય-કપૂરવિજય-ક્ષમાવિજય -જિનવિજય (નં. ૪૫૬)-ઉત્તમવિજય (નં. ૪૬૭) શિ.]

(૯૬૮) **ચોવીસી** સં. ૧૮૧૪ આસપાસ સુરતમાં

**અંત—** કલશ.

**સૂર્યમંડણ પાસ** પસાયા, **સુરત** બિંદરમેં સુહાયારે
ત્રિકરણ યોગ મેં દ્રનેર કાયા, ચોવીસ પ્રભુ ગુણ ગાયારે

શ્રી **તપગછ** ઉદયાચલ ભાણ, શ્રી જિનસાસન સુપ્રમાંણરે
શ્રી **વિજયસિંહ** ગુરૂ સુજાંણ, **સત્યવિજય** ગુણખાંણરે. ૯
તાસ સીસ **કપુરવિજય** ગુણ દરીઆ, વૈરાગ ગુણે જે ભરીઆરે
શ્રી **ખીમાવિજય** તે ગુંણથી ગરીયા, **જિનવિજય** ગુરૂ ગુણ
અનુસરીયારે ૧૦
જસ સુપસાય કુરીત ગમાયા, મંગલમાલા સુખ પાયા રે
શ્રી **ઉત્તમવિજય** ગુરૂ ચરણ પસાયા, સિષ્ય **રત્નવિજય**
ગુણ ગાયા રે ૧૧

—સંવત્ ૧૮૧૪ ના વર્ષે પોસ વદિ સપ્તમ દિને રવિવારે લિખીતં પં. શ્રી ઉત્તમવિજયગણી શિષ્ય પં. રત્નવિજયેન (કવિ પોતે) લિખાપિતં. ૧૭–૧૧ દા. ૩૯ પ્રત નં. ૫ ડા. પાલણપુર (પ્રથમ પત્ર નથી).

---

## ૪૭૯ ક અમરવિજય

(૯૬૮ ક) **સીમંધર સ્વામીસ્તવન** સં. ૧૮૧૪
—પત્ર ૨ પ્રત નં. ૩૩૮૦ લીં.

## ૪૮૦ આલમચંદ [ખ. સમયસુંદર (નં. ૧૯૬) પરંપરામાં
કાશીદાસ–ઠાકુરસિંહ–કુશલચંદ–આસકરણ શિ.]

(૯૬૯) **મૌન એકાદશી ચોપાઈ** સં. ૧૮૧૪ માહ શુ. ૫ રવિ., મકસુદાબાદમાં.

આદિ—

દૂહા.

ચ્યાર તિર્થંકર સાસતા, વિહરમાન જિન વીસ,
ચોવીસેં જિનપય નમું, જગજીવન જગદીશ. ૧
વલિ **સરસતિને** વીનવું, સુણજ્યો એક અરદાસ,
શુભ મતિ દેજ્યો મુઝ ભણિ, જ્યૂં પૂરે મન આસ. ૨
એ સહૂને પ્રણમી કરી, સદગુરૂ પય પ્રણમેવ
શ્રી **મૌનેકાદશી** તણી, કહૂં કથા સંખેવ. ૩

અંતે—

ઢાલ ૧૩ મી. શાંતિ જિણ ભામણે જાઉં એ દેશી

ઇણપર સાધ તણા ગુણ ગાયા, ધ્યાંન ધરી સુખ પાયા એ ૧
એહવા સાધ ઉત્તમ મેં ગાયા.

સુવ્રત સાધ મોટા અણગારા, સહૂ ભણી હિતકારા એ ૨ એ.
ધ્યાંન એક નિરંજણ ધ્યાયા, પરમ સુગતિ સુખ પાયા એ. ૩ એ.
અંત સમે જિણવર સાંભલી, દૂષણ સગલા ટાલી એ. ૪
સાધ તણી કિરિયા સહૂ સાધી, પંચમ ગતિ જિણ લાધી એ. ૫
**લાલચંદજી** સાહ જાંણીતા, **સાંઉસુખ** ગોત્રે કહીતા એ. ૬ એ.
તસુ પુત્ર **સુગાલચંદ** કહાવેં, જિનધર્મ અધિક સુહાવેં એ. ૭ એ.
દેવ તો માંને અરિહંત દેવા, મન સુદ્ધ કરેં નિત્ય સેવા એ. ૮
કેવલી-ભાષિત ધર્મ આરાહે, સુગુરનેં વંદે ઉછાહે એ. ૯
જાંણ શ્રાવક એ **જેસલમેરા**, મર્મ લહે ધર્મ કેરા એ. ૧૦
તેહ તણે આગ્રહસું કીધા, સંબંધ એ અતિ સીધા એ. ૧૧
સંવત **અઢારચવદોતર** વરષેં, **માહ** માસ સુદિ હરષેં એ. ૧૨
વસંતપંચમિ આદિતવારા, પૂરણ થયા અધિકારા એ. ૧૩
મકસૂદાબાદ નગરનેં માંહે, ચૌપઇ કીધી ઉછાહેં એ. ૧૪
જુગપરધાન શ્રી **જિનચંદા**, તસુ શિષ્ય **સકલચંદા** એ. ૧૫
પાદક **સમયસુંદરજી** સાખાયેં, **કાસીદાસજી** કહાયા એ. ૧૬
તસુ સીસ **ઠાકુરસીજી** કહાવેં, વાચકપદ ધરાવેં એ. ૧૭
તસુ શિષ્ય વાચક **કુશલચંદા**, દેખ્યાં હોત આણંદા એ. ૧૮
**આસકરણ** તસુ અંતેવાસી, જગમેં સુજસ પ્રકાસી એ. ૧૯
તાસ પસાયેં રચ્યો અધિકારા, જિમ ભાખ્યો શાસ્ત્ર મઝારા એ. ૨૦
એ સંબંધ જે ભણસ્યેં ગુણસ્યેં, તે અવિચલ પદ લહિસ્યે એ. ૨૧
રાગ ધન્યાસિરી તેરમી ઢાલ, ઇણપરિ ભાખી રસાલૂ એ. ૨૨
**આલમચંદ** કહે સુખ પાવો, મધુરસ્વરેં ગુણ ગાવો એ. ૨૩

—(૧) લિષિતં ઋષિ સાધુ અજિમગંજ મધ્યે સંવત ૧૮૭૮ મિતી સાવન વદી ૮ મી રવિવાર ॥શ્રી॥ ૧૨–૧૪ ગુ. નં. ૧૧–૬ (૨) ૧૨–૧૨ અનંત. ભં. નં. ૨.

**(૯૭૦) સમકિતકૌમુદી ચતુષ્પદી** સં. ૧૮૨૨ માગશર શુદિ ૪ મક્ષુદાબાદમાં.

અંતે—

સંવત **અઠારેસે બાવીસૈ** મિગસિર માસ જગીસેજી
શુકલ પખ્ય તીથ ચઉથ સુદિને સિદ્ધિ યૌગ મન હીંસેજી. ઢાળ૦ ૯
એ સંબંધ રચ્યૌ સુખકારી મે માહરી મતી લારેજી
**મકરસુદાબાદસું** સહર મઝારે ભવીયણને ઉપગારેજી. ઢાળ૦ ૧૦
યુગવર શ્રી **જિનચંદ સૂરીંદા ખરતર** ગચ્છ દિણંદાજી
**રીહડ** ગોત્ર પ્રસિદ્ધ કહંદા સદગુરૂ સુજસ લહંદાજી. ઢાળ૦ ૧૧
પ્રથમ શિષ્ય તસુ મહાવેરાગી જિણ મમતા સહુ ત્યાગીજી
**સકલચંદજી** સકલ સોભાગી સમતા ચિત્તસું જાગીજી. ઢાળ૦ ૧૨
તાસુ સીસ પરગટ જગમાંહિ સહૂ કોઈ ચિત્ત ચાહૈજી
પાઠક પદવીધર ઉછાહૈ **સમયસુંદરજી** કહાહેજી. ઢાળ૦ ૧૩
તાસુ પરંપરમેં સુવિચારી ભયે વાચક પદ ધારીજી
**કુશલચંદજી** બહૂ હિતકારી તાસુ સિષ્ય સુખકારીજી. ઢાળ૦ ૧૪
સદગુરૂ **આસકરણજી** સુહાયા જગમેં સુજસ ઉપાયાજી
તાસુ શિષ્ય **આલમચંદ** કહાયા એ અધિકાર બણાયાજી. ઢાળ૦ ૧૫
**સાઉંસુખ** ગોત્રે સુખદાઇ જિનધર્મસુ લય લાઇજી
**જેસલમેર** સાહ સવાઇ **સુગાલચંદ** કહાઇજી. ઢાળ૦ ૧૬
તાસુ સીષ્ય **મૂલચંદ** સુખકારી જિન આજ્ઞા ચિત્ત ધારીજી
ચૌપઈ એહ કરાઇ સારી સુખદાય સુવિચારીજી. ઢાળ૦ ૧૭

(૧) વિ. ધ. (૨) જેસ૦ (૩) સં. ૧૯૧૦ ચૈત્ર વદી ૧૨. ૧૨૬–૧૫ કોટ ઉપાશ્રય મુંબઇ.

---

૪૮૧ દેવરત્ન [ લ. ત. લક્ષ્મીસાગરસૂરિ-ચંદ્રરત્ન-અભયભૂષણ-લાવણ્યભૂષણ-હર્ષકનક અને હર્ષલાવણ્ય-વિજયભૂષણ - વિવેકરત્ન - શ્રીરત્ન -જયરત્ન-રાજરત્ન-હેમરત્ન-વિનયરત્ન શિ. ]

(૯૯૨) ગજસિંહકુમાર રાસ. સં. ૧૮૧૫ કા. શુ. વિજાપુર (વીજાપુર?)માં.

આદિ—

પ્રથમ ઇષ્ટપદેષ્ટ જે, પરમરૂપ પરમેષ્ટ,
અરૂણાદધિક જે જ્યોતિમય, સેવિ જસ ઉગરેષ્ટ. ૧
હરિતાગી નિરગંગી પ્રભૂ, પસરિત કીર્ત્તિતરંગ,
પ્રણિનોહં તસ નમ્ર શિર, પાદ પદ્મ ચિત્ત રંગ. ૨
નત્વા સ્વયં પ્રભૂનપ્ત તથા, ચકાંગાસતી જેહ,
શબ્દનિધિ તારણ ક્ષમ છે શેમુખીભૂત ગેહ. ૩
મૂઢ તાત મદલ ખંડવા, છે એ વિરોચન રૂપ,
કવિહૃદયસ્તલિ ગ્નાનનું, પસર્યો વર્ચ અનૂપ. ૪
ગુરૂ ગુણરત્ન સૂરાદ્રિ સમ, ભૂતપ્રગ્ના હૃદિ કોસ,
ગ્નાનાક્ષિ જિણેં દાખવી, તનુ કીધો નિર્દોસ. ૫
અગમ્માર્યલીલા વિજય, લહિ જસ ગ્નાનનુ રત્ન,
નર નરપતિ તસ કિંકરા, દેવ કરે તસ યત્ન. ૬
તે ગુરૂ પ્રભૃતિએ ત્રિહું, મહત્વ જે ભાખ્યા તત્ત્વ,
દો વોષ્મા યુત તન્નતા, તનુમન કૃત એકત્ર. ૭
સર્વગ્ન જેહસ્તાંશુપરિ, જે સિવસરણિ સાર્થ,
તિણિં ઉપદેશ્યાં જે ચતુઃ, દાનાદિક પદાર્થ. ૮
દાન પાચ અભયાદિકં, શીલ ભેદ નવ તેમ,
બાહ્યાભ્યંતર બાર તપ, ભાવન દ્વાદશ એમ. ૯
દાનથી સુખ લછી હુઇ, ભાવથી મુક્તિ પ્રસંગ,
તપથી તિમજ નિર્વાણપદ, પિણ જો રહિ અભંગ. ૧૦

શીલથી ભય ટલિ સવિ મહા, યુદ્ધાદિક જે અષ્ટ,
શીલખડ્ગ જેહનિં કરિં, તેહથી કષ્ટ પનષ્ટ. ૧૧
શીલથી સંપદ બહૂ મિલિ, શીલથી નિર્મલ ગાત,
સિદ્ધકલ્પનાં સૂખ હુઇ, શીલથી યશ અવદાત. ૧૨
એ ગુણ ગાતા શુચિ તનુ, સાંભલતા શુચિ કન્ન,
વિઘન રહિત વિકથા તજી, સૂણજ્યો થિર કરી મન્ન. ૧૩
ઇહ ભવ પર ભવી શીલથી, લહી સૌખ્ય અપાર,
રાજ્ય ઋદ્ધિ સમૃદ્ધિ જિમ, જગિં **ગજસિંઘ** કુમાર. ૧૪
તેહ કુમર કિહાં હવુ, કંવણ નગર કુણ દેશ,
કિમ બ્રહ્મ વ્રત પાલ્યુ તીણેં, કિમ લહ્યો ઋદ્ધિ વિશેષ. ૧૫

× × × ×

એ ગુરૂના સુપ્રસાદથી પ્રથમ ઉલ્લાસ એ કીધસ,
ઢાલ ચતુર્દશમી કહી, **દેવવચનિં** સુપ્રસિદ્ધ. ૧૫

× × × ×

ઢાલ પુરી ઈમ નવમી કહીરે, પૂરો એ બીજો હુઓ ઉલ્લાસરે,
કહે **દેવરત્ન** ભવીકા પુન્યથીરે, લહે સુખ લક્ષ્મી
લીલ વિલાસરે.

અંતે—

હવે શ્રી **વીર** જિણંદ તસ રાજે, **સોહમ** ગણધર છાજે હે,
તસ પરિપાટીઈ **તપ**ગણ ઇંદ્ર, **લક્ષ્મીસાગર** સૂરીંદ્ર હે. ૪ સુ.
તેહને તખતેં પાટ ચૂઉપનમેં સુમતિસાધૂ સૂરી પ્રણમીહ,
તસ પાટે પણપન્નમેં સોહે, હેમવિમલ સૂરિ મોહે હે. ૫
એહથી આગેં પટાવલીમાંહે જોયો સંબંધ એ ત્યાંહિ હે,
ઇહાં તો **લઘૂ પોસાલ**માં આખૂં, માહરી ક્રમાંગત દાખૂં હે. ૬
હવે શ્રી **લક્ષ્મિસાગર** સૂરિ તાસ, શિષ્ય વાચક પદ ખાસ હે,
**ચંદ્રરત્ન** પાઠક તસ સીષ્ય, **અભયભૂષણ** બુધઈસ હે. ૭

તાસ વિવેકી લાવણ્યભૂષણ, ટાલ્યું કુમતિનું દૂષણ હે.
તસ તખતેં હૂઆ દોય ગુરૂભ્રાતા, 'સતાર્થિ' બિરૂદ વિખ્યાતા હે. ૮
**હર્ષકનક હર્ષલાવણ્ય** એ બેય, સર્વાંગમેં પટુ તેય હે,
તસ શિષ્ય **વિજયભૂષણ** અભિરૂપ, તસ પાટેં અનુરૂપરે. ૯
**વિવેકરત્ન** પંડિત તસ સીસ, **શ્રીરત્ન** વિબુધ જગીસહે,
તસ વિનયી કોવિદ **જયરત્ન**, રાખે શુભમતિ યત્ન હે. ૧૦
તસ પાટે સર્વ શાસ્ત્ર પ્રમાણી, **રાજરત્ન** વાચક નાંણિ હે,
તાસ શિષ્ય વાગ્મિજનમાં રાજે, **હેમરત્ન** બુધ છાજે હે. ૧૧
તસ પાટે **વિજયરત્ન** વિદ્યમાન, સંપ્રતિ સુરગુર સમાન હે,
તાસ શિષ્ય ભૂજિષ્ય કહાયા, તિણે એ સુગુરૂ પસાયા હે. ૧૨
ભવી જીવને એ સંબંધ દેખાવ્યો, ચાતુરજન મન ભાવ્યો હે,
**સંવત તિથિ અષ્ટ ભૂ અખંડ જેહ, નભ વસુ નૃપ શાક એહ હે.** ૧૩
માસ બહુલ (કાર્તિક) જોષ્ણિ સિત પક્ષ, બાહિ સુત ધરત પ્રતક્ષહે,
તે દિવસેં પૂર્યો ઉલ્લાસ, સહુને લીલ વિલાસ હે. ૧૪
ઢાલ એકાવન ઉલાસેં ચારે, દૂહા ત્રિસત ઇગ્યાર હે,
ગાથા તિથિ સત બિહુતર થોક, સાર્ધ બિંસતિ શત શ્લોક હે. ૧૫
**વિદ્યુત પુર** વાસ્તવ્ય એ કીધો, સાહિબથિ યશ લીધો હે,
શ્રમણસંઘને હોવો સુખદાઇ, દિન દિન અધિક બધાઈ હે. ૧૬
વટસાખા પરે વિસ્તરજ્યો, કોવિદ બુધ હિત ધરજ્યોરે,
અવ્યક્તપણે કહ્યો ઓછો અધિકો, સક્ષર કરજ્યો તિનકો હે. ૧૭
ઇમ જાણિ જે બ્રહ્મવ્રત આરાધે, અતિ ઉજ્વલ પદ તે સાધે હે,
દેવ કહે હોએ મંગલમાલા, લહિ સુખ લછિ રસાલા હે. ૧૮

(૧) ઇતિ શીલમાહાત્મ્યે દેવરત્નેન વિરચિતે ચતુર્થોલ્લાસ સંપૂર્ણઃ–સં ૧૮૬૨ ના વર્ષે શ્રાવણ માસે કૃષ્ણપક્ષે પ્રતિપદા વાર ગુરૌ લિખિતા આમોદ મધ્યે ભટ્ટારક પુરંદર ભટ્ટારક શ્રી વિજયમાન સૂરીશ્વર તચ્છિષ્ય પં. શ્રી ૫ મહિમાવિજયજી તચ્છિષ્ય પં. શ્રી ૫ રૂપવિજયજી તચ્છિષ્ય પં. શ્રી ૫ પં. જીતવિજયજી તચ્છિષ્ય

ચિરંજીવી પં. શ્રી ન્યાયવિજયજી તચ્છિષ્ય પં. શ્રી ૫ મેરૂવિજયજી ચિરંજીવી તચ્છિષ્ય મુનિ રામવિજયેન લિપિકૃતં અજીતનાથ પાર્શ્વ પ્રાસાદાત્ પત્ર ૫૪ દાબડો નં. ૬ સીનોર ભં.

(૨) સંવત્ ૧૮૯૩ ચૈત્ર શુદ ૩ વાર શનિ. ભટ્ટાર્ક રાજવિજય સૂરિ તત્ શિષ્ય રત્નવિજયસૂરિ તત્ શિષ્ય હીરરત્નસૂરિ તત્ શિષ્ય શ્રી જયરત્નસૂરિ તત્ શિષ્ય શ્રી ભાવરત્નસૂરિ તત્ શિષ્ય દાનરત્નસૂરિ તત્ શિષ્ય શ્રી કીર્ત્તિરત્નસૂરિ તત્ શિષ્ય પં. મયારત્ન તત્ શિ. પં. સોભાગ્યરત્ન તત્ શિષ્ય પં. રાજેંદ્રરત્ન તત્ શિષ્ય મુનિ તેજરત્ન તત્ શિષ્ય મુ. ગુણરત્નજી શ્રી સૂર્યપૂર મધ્યે લખ્યો છે શ્રી સંતીનાથ ચરણે શ્રી શુભં ભવતુ લ૦ પરમચંદ જેઠા. કલ્યાણમસ્તુ શ્રી. ૫૩-૧૩ પો. ૪૦ નં. ૧૯૬. ઝીં.

(૩) ૩૭-૧૭ ગુ. વિ. (૪) ત્રીજો ઉલ્લાસ અધુરો ૩૯-૧૪ દે. લા. પુ. લાયબ્રેરી નં. ૩૪.

---

## ૪૮૨ મયાચંદ [ લોં૦ કૃષ્ણદાસજી-લીલાધરજી શિ. ]

**(૯૭૨) ગજસિંહ રાજાનો રાસ.** સં. ૧૮૧૫ ચૈ. વ૦ ૮ ગુરૂ, નવાનગરમાં.

**આદિ—**

દૂહા.

**શાંતિ** જિનંદ સુખસંપદા,-કારી પરમ કૃપાલ,
વંદુ હિત કરિ હરખથી, દેજ્યે વયણ રસાલ. ૧
ચિંતામણિ સમ જાણીએ, શ્રી ગુરૂનો ઉપગાર,
તાસ પસાયેં હું રચું, શિયલ તણો ફલ સાર. ૨
સુખદા વરદા શારદા, વસિ મુઝ ચિત આગાર,
**ગજસિંઘ** રાય ચરિત્રનો, ભાખૂં સ્તોક વિસ્તાર. ૩
યથાયોગ નવરસતણો, સંક્ષેપે વિસ્તાર,
તે સુણજ્યો શ્રોતા તુમે, કવિજન વચન પ્રચાર. ૪

અંતે—

ઢાલ ૨૭. ધન ધન સંપ્રતિ સાચો રાજા એ દેશી.
ધન ધન રાય **ગજસિંઘ** ઋષીશ્વર જેણે આતમ વસ કીધોરે.

× × × ×

એકાવતારી મહાવિદેહ ક્ષેત્ર પામસ્યે ભવનો પારરે,
શિયલ સંબંધ ભણ્યો એ સારો, **નિશીથવૃત્તિ** વિસ્તારરે. ધન. ૭
મહાગુણીના ગુણ મેં ગાયા, **નવાનગર** મઝારરે,
ઓછું અધિકું જે કહેવાણું, તસ મિછા દુકડ સારરે. ૮
મહા કઠિન બુધિ જે મોટી, તે મુઝથી નવિ થાયરે,
બાલકક્રીડા એ મેં કીધી, પિણ મુનિના ગુણ કહિવાયરે. ૯
જિમ તિમ હોય તો પિણ મુનિ ગુણને, ગાતાં દુઃખ જાય દુરરે,
મંગલમાલ હોય એ ભણતાં, ઋદ્ધિ વૃદ્ધિ સુખ પૂરરે. ૧૦
શ્રી **કૃષ્ણદાસજી** ઋષિવર મોટા, વિદ્યાતણા ભંડારરે,
**લીલાધરજી** તસ સીસ કહીયે, ખિમાવંત અણગારરે. ૧૧
તસ સેવક મુનિ **મયાચંદ** પભણે, શ્રીગુરૂને પસાયરે,
સંવત **અઢારપનરોતરા** વરસે, ચૈત્ર માસ શુભ ઠાયરે. ૧૨
કૃષ્ણાષ્ટમી ગુરૂવારે ભાખ્યો, એ અધિકારરે,
સંઘ તણે આગ્રહ કરીને, રચ્યો સંબંધ ઉદારરે. ૧૩
ભણે ગુણે ગાવે જે ભાવે, શિયલ સંબંધ રસાલરે,
તે પ્રાણીને જય જય હોવે, જે ગાવે સતાવીસ ઢાલરે. ૧૪

—(૧) શ્રી ગુંડલ મધ્યે સં. ૧૮૫૨ વૈ. વ૦ ૧૩ શુક્ર લિ૦ ઋ૦ નેણસી અર્થે ૨૨–૧૬. રાજકોટ શ્રીપૂજ્ય અપાસરો. (૨) લિ. સં. ૧૯૫૦ પોસ વ૦ ૧૩ ખત્રી આંબા માડણ શ્રી કાલાવડવારાએ ૧૮–૧૬ ધી૦ (૩) લિ. સં. ૧૯૫૦ પોસ સુદ ૮ રવિ વીરચંદજીએ ગોડલ ગ્રામ દેવજી સ્વામી પ્રસાદાત્ ૧૬–૧૭ ધી. (૪) લિ. સં. ૧૯૫૪ અસાડ શુદ ૪ ખત્રી વસરામ આંબાભાઇ ૧૭–૧૬ ધી.

---

## ૪૮૨ ક. ભીમરાજ

શત્રુંજય ઉદ્ધાર રાસ સં. ૧૮૧૬

—વીકાનેર ભં. નાહટાજી.

---

## ૪૮૩ માણિક્યસાગર [ત. કલ્યાણસાગરસૂરિ ભ્રાતા ક્ષીરસાગર શિ૦]

(૯૭૩) +કલ્યાણસાગરસૂરિ રાસ (ઐ.) સં. ૧૮૧૭ ફા. વ. ૫ બુધ.

આદિ—

પ્રણમું પ્રેમેં **વીર**ના, પદપંકજ સુખદાય,
ગુરૂગણ કેરી સંકથા, કરવા મુજ અભિપ્રાય. ૧.
શ્રુતદાયક ગુરૂરાજનો, પચ્ચુવયાર ન થાય,
બહુવિધ વિનય કરવાથકી, આગમ એમ સુણાય. ૨
ઉત્તમ કેરી વારતા, દુર્જનને ન સુહાય,
સજ્જન મન હરખે ઘણું, વકતા અવસર પાય. ૩
ગુણવંત નર વિરલા અછે, વિરલા રાગી તાસ,
વિરલા ગુણગણા પારખે, વિરલા ભાખે ભાસ. ૪
**તપ**ગચ્છ કેરો રાજીઓ, વિદ્યાપૂર સનૂર,
સોભાગી સિરસેહરો, **કલ્યાણસાગર** સૂરિ. ૫
કવણ દેશેં જનમિયા, કવણ તાય કુણ માય,
કુંણ પાસે સંયમ લહી, પુણ્ય મહોદય પાય. ૬
સુણજો શ્રાવક ભાવિયા, તે સવિ કહું વૃત્તાંત,
નિદ્રા વિકથા વારજ્યો, મન રાખી એકાંત. ૭

અંતે—

સંવત **અષ્ટાદશ સત્તર** વરસે ભલો, માસ ફાલ્ગુન તણો કૃષ્ણપક્ષ,
પંચમી ચૈત્ર બુધવાસરે ગુરૂગણી, ગાવતાં હરખીયા સભ્ય દક્ષ. ૭

વૃદ્ધ શ્રીજી તણા વૃદ્ધ જે સોદરા, મુનિપણો જે વલી સતીર્થ્ય ભાવે,
સારણા વારણાદિ કરે ગચ્છતણી, પંન્યાસ શ્રી ક્ષીરસાગર કહાવે. ૮
સિંહો મુનિ વીરને વીર જેમ વેયાવચ્ચી, ગુરૂતણી ભક્તિમાં અધિક રસીઆ,
તેહ તણી ઊપમા પૂજ્યપદ સેવતાં, પામતા પૂજ્ય ચિતમાંહે વસીઆ. ૯
તાસ પદ સેવના પુન્યથી મેં લહી, જાસ સુદૃષ્ટિથી સુગુરૂ ગાયા,
માણિક્યસાગર કહે ગાવતા ગુરૂ તણા, ઋદ્ધિ વર સિદ્ધ નવનિધિ પાયા. ૧૦
પ્રીતિથી જે નરનારિ ગુરૂગુણ સુણેં, જપેં નામ નિત ચિત્ત સાચે,
તાસ ઘર ગાજતી મદવતી ગજઘટા, અતુલ મંગલતણો મેહ માચે. ૧૧

—પ્ર૦ જૈન ઐ૦ ગૂર્જર કાવ્યસંચય પૃ. ૨૫૪-૨૬૪.

---

## ૪૮૩ ક ભૂધર [લોં. જસરાજ શિ.]

(૯૭૩ ક) અષ્ટ કર્મતપાવલી સ્વાધ્યાય સં. ૧૮૧૭ ગોંડલમાં.

આદિ—

વીર વાંદીરે પૂછે ગોયમ ગણહરૂ,
કમ્મ પયડિરે ખેરૂરે કિમ થાયે જગગરૂ.
તેહ દાખવોરે દાય ઉપાય કૃપા કરી,
પ્રભુ જંપેરે સુણ વચ્છ શ્રવણ શ્રુતે ધરી. ૧

(ઉથલો, ચાલિ, ઉથલો, ચાલિ એમ આવે છે.)

અંતે— કલશ.

ઇમ વીર વાંણી સુણો પ્રાંણી આંણી ચિત્ત ઉદાર એ,
એ તપ તણી શ્રેણી કહી કેણી ગોંડલ ગામ મુઝાર એ.
મુનિ એલ વસુ ચંદ વર્ષે હર્ષે કૃત ચઉમાસ એ,
સુગુરવર જસરાજ અનુચર શિષ્ય ભૂધર ભાસ એ. ૨૧

—૧-૨૦ ગા. ભં.

(૯૭૩ ખ) **ચિતચેતવણી ચોસઠી.** સં. ૧૮૨૦ શ્રાવણ ગોંડલમાં.
આમાં પંચ પદના વર્ણનનો અધિકાર છે.

આદિ—

સુખકારણ ભવિયણ સમરો નિત્ય નવકાર,
જિનશાસન આગમ ચૌદે પૂરવસાર—એ દેશી.
પ્રવચને પંચપદનો સ્તવનાનો અધિકાર,
તે ઇહાં હૂં રે આખું ચિત્ત ચંતવણી એ સાર. ૧

અંતે—

**ચિત ચંતવણી ચોસઠી** પંચપદનો અધિકાર,
કહી રામન કેહેણે **ગુડલ** ગામ મુઝાર. ૬૩
**શીલરથ નખ વર્ષે** હર્ષે શ્રાવણ માસેં,
શ્રી ગુરૂ પરસાદેં કહી **ભૂધરેં** ઉલ્લાસેં. ૬૪

—ઇતિશ્રી પંચપદ વર્ણન અધિકાર ચિત્ત ચેતવણી ચોસઠી સમાપ્તં ૧૮૨૦ ના વર્ષે શાકે ૧૬૮૫ પ્રવત્તમાને શ્રાવણ વદિ ૧૦ મી તિથૌ ગુરૂવાસરે । લષીતં પૂજ્ય । ઋષિશ્રી ૫ જસરાજજી તત્ શિષ્યર્ષિ ભૂધરેણ સ્વકૃત ચતચિંતવણીઃ ઋ । કર્મસી વાચનાર્થં લષીતં ઋ । ભૂધર ગોડલ ગ્રામેઃ શ્રીરસ્તુ. ૩–૧૭ ના. ભં.

---

## ૪૮૪ અમૃતસાગર (૨) (ત૦ ધર્મસાગર–શાંતિસાગર–શ્રુતસાગર–બુદ્ધિસાગર–હંસસાગર–વસંતસાગર–માણિક્યસાગર–દાનસાગર શિ.)

(૯૭૪) **પુણ્યસાર રાસ.** સં. ૧૮૧૭ પુણ્ય માસ શુ. ૫ રવિ. પાલણપુરમાં.

અંતે—

તપગચ્છ નંદન સુરતરૂ સરીખા, શ્રી **હીરવિજય** સૂરીરાયા,
પાઠકચક્રચૂડામણિ વંદુ, **ધરમસાગર** ગુરૂ પાયાજી. ૫

**કલ્પ કીરણાવલી** આદેં કીધાં, વાદી ગ્રંથ સમુદાયાજી,
કલિકાલેં જે બહુ શ્રુતધારી, જગ જસ પડહ વજાયાજી. ૬
વાચકવર શ્રી **શાંતિસાગર**, ભવિજન કૈરવચંદાજી,
વાચક શ્રી **શ્રુતસાગર** ગીરૂઆ, વંદુ ચરણ અરવિંદાજી. ૭
**કલ્પકૌમુદી** આદેં કીધા, મનિ સુવિહિત જનને કાજેજી,
ભવિજનને ઉપગાર કર્યાંથી, જગગુરૂ દુંદુભી વાજેજી. ૮
તસ પદ પદમ પરાગ મધુકર, **બુદ્ધિસાગર** ગુરૂરાયાજી,
**હંસસાગર** ગણી ગુંણધારી, પ્રણમું તેહના પાયાજી. ૯
**વસંતસાગર** ગુરૂ પય વંદો, પ્રહ ઉઠી આણંદોજી,
**માંણીકયસાગર** ગુરૂ પય વંદી, દોહગ દુખ નિકંદોજી. ૧૦
શ્રી **દાંનસાગર** ગુરૂ સુખદાયી, દિન દિન સુજસ સવાયાજી,
તેહનો બાલક **અમીયસાગર**, ઉત્તમનાં ગુણ ગાયાજી. ૧૧
વિબુદ્ધ ન હસજો બાલક્રીડાઇ, એ એકત્રીશેં ઢાલજી,
**પુન્યસારનો** રાસ એ ગાયો, ચરીત્ર વચન પરનાલેજી. ૧૨
**પુન્યસારનો** રાસ એ રચીયો, **ચંદ મુની ચંદ વસુ વર્ષેજી**,
પુન્ય માશની પંચમી દિવસેં, તરણીજ વારેં હરશેંજી. ૧૩
**પાલણપુરમેં** ચોમાસું કરીને, ગાયો **પુંન્યચરીત્ર**જી,
શ્રવણ દેઇનેં શ્રોતા સાંભલસ્યેં, થાસ્યે તેહ પવિત્રજી. ૧૪
જે કોઇ ભણસ્યેં ગુણસ્યેં સુણસ્યેં, તસ ઘર મંગલમાલાજી,
દિન દિન વધતી વધતી થાસ્યેં, નીરમલ કીર્ત્તિ વિસાલાજી. ૧૫
અધિકું ઓછું જે કાંઈ ભાખ્યું, મીચ્છા દુક્કડ તેહજી,
ધ્રુ જીમ અચલ હોજ્યો જગમાહે, **પુંન્યસાર** ગુણ એહજી. ૧૬

—સં. ૧૮૭૧ ના મા. વ. ૧૧ દિને ચંદ્રવાસરે શ્રી બસુનગર મધ્યે લિપીતં ઋષભવિજય ગ. એહ રાશની સર્વ ગાથા ૭૭૬. ૨૩-૧૬ ગુ વિ. (આ ઋષભવિજયને કવિ તરીકે હવે પછી નં ૫૭૫ જુઓ.)

---

૪૮૫ **પાસો પટેલ** (લોં. ધર્મદાસ–મૂલચંદ–વના–જીવાનો શ્રાવક શિ.)

(૯૭૫) **ભરત ચક્રવર્ત્તિનો રાસ.** ૨૦ ઢાલ. સં. ૧૮૧૮ ચૈત્ર વદી ૦)) લીંબડીમાં.

આદિ—

દુહા.

અરિ હણવે અરિહંતજી, તાસ કરી પ્રણામ,
**સરસ્વતિ** ચરણકમલ નમી, સમરૂં **ગોતમ** સામ. ૧
અધિપતિ જે પટ ખંડનો, **ભરતેસર** ગુણવંત,
પઢમ ચક્રી જે હૂવા, કિધા ભવના અંત. ૨
ચઉ પુરૂષ કહ્યા **ઠાણાંગમેં**, તેમાં પઢમ પુરૂષ સિરદાર,
જે ઊગીનેં ઉગ્યા સહી, તસ ગુણ કહૂં વિસ્તાર. ૩

અંતે—

કલશ.

શ્રી જિનવાણી શુદ્ધ જાણી આણી ઉછરંગ ભાવસું,
સૂત્ર **જંબૂદ્વિપ પન્નતિ** તેહ થકી ભાખે ઇસું. ૧
એ આગમથી આઘું પાછું અધકું ઓછું ભાખીઉં,
હાથ જોડી માન મોડી મિછામી દુકડ મેં દિઉં. ૨
કાલચક્ર ફરે છે શિર નિસ ઘંટ તણી પરેં દલે,
બાલા બુઢા જોબનવંતા નિત મણુધરની પરગલે. ૩
એવું જાંણી ચેતો પ્રાંણી સંસારમંડલથી ખસ્યા,
કાલથી ત્રાઠા ગીયા નાઠા પાંચમી ગતિ માહે વસ્યા. ૪
ગણે ગરવા ભાવે નરવા વૈરાગ તપ ધનના ધણી,
રિખિ શ્રી **ધર્મદાસજી** જેની કીરતિ જેમ ચિંતામણી ૫
તસ પાટે સોભિત ગણે ઓપિત રિખિ શ્રી **મુલચંદજી**,
તસ પાટેં **વના જીવા** સાજી, જેનેં આચારજ પદવી ભજી. ૬
તે ગુરૂના પ્રભાવથી એ સઝાય અલ્પબુધે કહી,
તે માહેંથી કાંઇ ઓછું અધકું જાંણું અજાણું ઓલવું સહી. ૭

સંવત અઢારા અઢારા વરસે ચૈત્ર વદિ અમાવાસા સહી,
લીબડી મધ્યે પુરી કીધી પાસે પટેલ પોસામાં સહી. ૮

—ઇતિશ્રી ભરથ ચક્રવરતનો રાસ સંપૂર્ણ: સં. ૧૮૯૪ ના કારતીક સુદિ ૨ દિને લ. ઋ. રણછોડ દેવજી શ્રી વેરાકુલ મધ્યે. ૨૧-૧૩ રાજકોટ મોટા સંઘનો ભંડાર.

---

## ૪૮૬ મયારામ (ભોજક)

**(૭૭૬) પ્રદ્યુમ્ન કુમારરાસ સં. ૧૮૧૮ ફાગણ શુદ ૬ સોમ વડનગરમાં**

**આદિ—** વસ્તુ

આદ્ય સકત્ય આદ્ય સકત નમો અંબાઈ
વાહવાહની વરદાયની સરસ વયણ સારદા માત
ગુરૂ ગોત્રજ માતા પિતા, તુઝ પાએ પ્રણમું સુમતિદાતા
વચનવિલાસ **પદ્યુ**બંધ હરણ કહું કથા આણંદ
**મયારામ** મા અંબિકા પૂરે પરમાણંદ. ૧

**અંતે—**

ભાવતણા ગુણ એહવા જાણી—એ દેશી

**સાંમ પ્રદ્યુવન** હંસ ધરીનેં ભાવસું સંજમ લીધોજી
ઉત્તમ અરથ ને કુલ અજુઆલણ ઉગ્ર તપસ્યા કીધીજી ૧૧૨
ગઢ **ગિરનાર** ચઢીને સાથેં અંતે અણસણ કરીયાજી
કેવલ ગ્યાંન પાંમીનેં અંતે શિવ નારી વર વરીયાજી. ૧૧૩
વાછા ઉત્યમ મોહ **અમીચંદ રાયચંદ** સુત પ્રકાસેંજી
**ભોજક** ભાવ ધરી ગુણ ગાતો, **વડનેંગર**માં વાસજી. ૧૧૪
**શંત્રુજામાતમમા** સુણીયો વલી **હરીવંશ પુરાણે**જી
ગણતા ભણતા સુણતા ભાવેં તસ ઘર સયલ નિધાનજી ૧૧૫
શુદ્ધ બુદ્ધ સૂભ મત્ય સમ આવેં, **અંબા** માત પસાયજી
**રીષભદેવ** જિનજી મંગલીકે **મયારાંમ** ગુણ ગાયાજી. ૧૧૬

—ઇતિશ્રી પ્રદ્યુન્યકુમાર ચારીત્ર સંપૂર્ણમ્-સંવત્ ૧૯સેં ત્રીસના વર્ષે મ્રગસર સુદી દ્વાદશીનેં વાર રવીનેં દીન્ને શ્રી ડલસલપુર પાટણ મદ્ધે વાગુલ પાડા મદ્ધેં શ્રી ઋષભદેવજી પ્રસાદાત્ત લિખીતં જગજીવન પાંનાચંદ સ્વ અર્થે ॥ શ્રી રસ્તુ...૨૦-૧૩ મુનિ જશવિજય સંગ્રહ (આ પ્રતમાં રચ્યા સંવત મૂકાયો નથી. રચ્યા સંવત ૧૮૧૮નો જે મૂક્યો છે તે લીંબડી ભંડારમાં એક પ્રત પરથી નોંધાયો હતો તેથી મૂક્યો છે.)

---

## ૪૮૭ સૌજન્યસુંદર (ઉ૦ રતિસુંદર-માન્યસુંદર શિ.)

(૯૭૭) **દ્રુપદી ચરિત્ર** સં. ૧૮૧૮ ભાદ્રવા શુદ ૮ ગુરૂ પીંપાડમાં.

આદિ—

દૂહા

**વર્દ્ધમાન** સસિસમ વદન, ચંચલ ભવ્ય ચકોર
નિરખિત આનંદિત નયન, જસુ પ્રણમું કરજોડ. ૧
તાસુ શિષ્ય મેટણ તિમિર, વિદ્યા જુત વડવીર
વંદૂં પંકજ જુગ વિમલ, **ગોતમ** ગુણે ગંભીર. ૨
હંસગતી હંસવાહણી, હંસ સમુજ્વલ દેહ
કવીયણ મન ઉજ્જલકરણ, સદા વસો સસનેહ. ૩
મેટણુ તમ અંધાર મદ, ગ્યાંન અંજન પરગાસ
લોચન ઉન્મીલિત કરે, વે ગુરૂ નમુ ઉલ્લાસ. ૪
દાન શીલ તપ ભાવ ધર્મ, શ્રી જિનભાષિત સાર
ચ્યાર પદારથ ચો ગતી, કાટણ તીક્ષણ કુદાર. ૫
ધર્મક્રિયા શુભ ભાવ ધર, સાધે કોઇ સુજાણ
દુસ્તર ભવજલદધિ તરી, વસે પદ નિરવાણ. ૬
પાત્ર ભણી નિરદયપણે, દે અણગમતો દાન
**નાગસિરી** પર તે નિપટ, નિશ્ચે અશુભ નિદાન. ૭
કોડ પૂરવ કોઇ તપ કરે, લાલચ મનમેં લ્યાય
અશુભ નિયાણ દૂષિત ઉદે, ચિર માઠા ક્રમ (કર્મ) થાય. ૮

સુક માલિકા સંયમ સમે, નિજ ભવ કીધ નિયાંણુ
તે દ્રોપદીનો ભવ તવે, હુઈ મુગત નીહાંણુ. ૯
એહ પ્રબંધ દાખું અમલ, જુગત જ્ઞાતા અંગ જાણ
કવિયણ મુઝ કરૂણા કરી, વદજ્યો વચન પ્રમાણ. ૧૦
શ્રોતા પિણ સંબંધ એ, સાંભલજ્યો સુભ ભાવ
થિરતા પિણ મનશુદ્ધિથી, પ્રગટે ગ્યાંન પ્રભાવ. ૧૧

અંતે—

ઢાલ ૪૮ મી સુણ બહિની પ્રિઉડો પરદેશી

**સોહમ** સ્વાંમિ કૃપાકર ભાખે, સુણજ્યે સૂત્રની સાખેજી
સિવ સુખ કેરી ધરે અભિલાખે, તે સંયમ રસ ચાખેજી
ધન ધન જગમે જે વ્રતધારી. ૧

× × × ×

**જ્ઞાતાધ્યયનનો** આસય આણી, કીધી કવિતા જાણજી
સૂત્ર વચન જગમેં પરમાણી, તે નિશ્ચે ગુણ ખાણિજી. ૧૨
સંવત **સસિસિધિયુક્ત અઢારે**, ભાદવ સુકલ મઝારેજી,
અષ્ટમી દિવસ બૃહસ્પતિવારે, કવિતા રચિ સુખકારેજી. ૧૩
**ઉવએસ** ગચ્છ પ્રભાકર છાજે, અભિનવ તેજ વિરાજેજી,
શ્રી **સિદ્ધસુર સૂરીસને** રાજે, કીરત દિનપ્રતિ ગાજેજી. ૧૪
**સુંદર** સાખા જગહિતકારી, **રતિસુંદર** ગુણધારીજી
તસ પદ પંકજ આગ્યાકારી, **આન્યસુંદર** વ્રતધારીજી. ૧૫
તાસુ કૃપા કર ગ્યાન ઉજાલા, **સૌજન્યસુંદર** સુવિલાસાજી
ચરિત રચ્યો તિણ સુંદર ઢાલા, સુણતાં મંગલમાલાજી. ૧૬
નગર પીંપાડ રહ્યા ચોમાસે, શ્રી સંઘ અધિક હુલાસૈજી
સાંભલતા સુખસંપત થાસે, દિન પ્રતિ લીલ વિલાસૈજી. ૧૭

—ઇતિ દ્રુપદિચરિત્ર ગ્યાતાધ્યયન ષોડશમોધ્યરિકૃત સમાપ્તા સં. ૧૯૦૪ વર્ષે મિતી કાતી વદિ ૫ તિથૌ બ્રહસ્પતિવારે શ્રી લોહિયાવટ મધ્યે ચતુર્માસ કૃતં શ્રી બૃહત્ખરતર ગચ્છે જંગમ યુગપ્રધાન

ભટ્ટારક શ્રી જિનસહેંદ્રસૂરિજી શ્રી જિનશૌભાગ્યસૂરિજી દ્વૌ વિજૈ રાજ્યે । શ્રી કીર્ત્તિરત્ન સૂરિસાખાયાં ઉપાધ્યાયજી શ્રી ૧૦૮ શ્રી પુન્યહર્ષજી ગણિ તત્ શિષ્ય વાચનાચાર્ય શ્રી ૧૦૭ શાંત(તિ)કુશલજી ગણિ તત્ શિષ્ય ઉ. ૧૦૬ શ્રી અમૃતપ્રભૂજી ગણિ તત્ શિષ્ય વા૦ શ્રી ૧૦૫ શ્રી નયસાગર ગણિ તત શિષ્ય મુખ્ય પાઠક પ્રવરશ્રી ૧૦૪ શ્રી ઉ૦ શ્રી જયસૌભાગ્યજી ગણિ તત્ શિષ્ય વાચનાચાર્ય શ્રી ૧૦૩ શ્રી માણિક્યોદયજી ગણિ તત્ શિષ્ય વાચનાચાર્ય શ્રી ૧૦૨ શ્રી મુક્તિસિંધુરજી ગણિ તત્ સિષ્ય પં. પ્ર. શ્રી ૧૦૧ શ્રી સુખશીલજી ગણિ તત્ શિષ્ય પડિત રામચંદજી લઘુ ભ્રાતૃ પંડિત કેસતૂરચંદ લિષતાં પ્રતરિયં. ૫૫-૧૩ અનંત નં. ૨

---

## ૪૮૮ ફત્તેચંદ

**(૯૭૮) પ્રીતિધર નૃપ ચોપાઇ** સં. ૧૮૧૯

—માણેક૦

---

## ૪૮૯ પદ્મવિજય* [ત૦ સત્યવિજય—કપૂરવિજય—ક્ષમાવિ-

* અમદાવાદની શામળાપોળમાં રહેતા ગણેશ નામના શ્રીમાળી વણિકને ત્યાં ભાર્યા ઝમકુથી સં. ૧૭૯૨ના ભાદ્ર૦ શુ. ૨ ને દિને પાનાચંદ નામનો પુત્ર થયો. ૭ વર્ષની વયે માતા મરણ પામી. સં. ૧૮૦૫ ના માહ શુદિ ૫ ને દિને ઉત્તમવિજય પાસે રાજનગરમાંજ દીક્ષા લીધી નામ પદ્મવિજય સ્થાપિત કર્યું. પછી ગુરૂ પાસે શાસ્ત્રાભ્યાસ કર્યો ને સુરતમાં સુવિધિવિજય પાસે શબ્દશાસ્ત્ર શિખ્યા ને કાવ્ય અલંકારાદિનો અભ્યાસ કર્યો. તારાચંદ સંઘવીની સહાયથી ન્યાયશાસ્ત્ર શરૂ કર્યું. પછી તપગચ્છના વિજયધર્મસૂરિ ભટ્ટારકે રાધનપુરમાં સં. ૧૮૧૦માં પદ્મવિજયજીને પંડિત પદ આપ્યું. ત્યાંથી સંઘ સાથે ગિરનાર, નવાનગર, શત્રુંજય ગયા પછી ભાવનગરમાં ચોમાસું કર્યું. સં. ૧૮૧૩ અને ૧૮૧૪ માં સુરત ચોમાસું કરી બુહરાનપુર પોતાના ગુરૂએ મોકલ્યા. ત્યાં ચોમાસું કરી દક્ષિણ દેશ જઈ બહરાણપુર આવી સ્થાનકવાસી સાથે વાદ કર્યો.

જય-જિનવિજય (નં. ૪૫૬)-ઉત્તમવિજય (નં. ૪૬૭) શિ૦]

સં. ૧૮૧૫-૧૬ ચોમાસાં ત્યાં કરી ખંભાત ચોમાસું કર્યું. પછી શત્રુંજય આવી રૂપચંદ ભીમના જિનપ્રાસાદમાં અનેક બિંબોની પ્રતિષ્ઠા કરાવી ઘોઘા જઇ ચંદ્રપ્રભુની પ્રતિષ્ઠા કરી. પાટણમાં ચોમાસું કરી સિદ્ધપુર, પાલણપુર એમ ફરી આબુની સંઘસહિત યાત્રા કરી, પછી રાધણપુર બે ચોમાસાં કરી સિદ્ધપુરમાં સં. ૧૮૨૧માં ચોમાસું કરી રાજનગર ને સુરત ગયા. સુરતના તારાચંદ સંઘવીને ૨૯૫ બિંબની પ્રતિષ્ઠા સિદ્ધાચળમાં કરવાની ઈચ્છા થઈ તે પદ્મવિજયજીએ પૂરી પાડી પછી સમેતશિખર યાત્રા કરી મક્ષુદાબાદમાં પ્રતિષ્ઠા કરી. સં. ૧૮૨૫માં નવસારી ચોમાસું કરી ઉત્તમવિજયજી ગુરૂ સાથે રાજનગરમાં આવ્યા. ત્યાં ગુરૂ ૧૮૨૭માં દિવંગત થયા. પછી પોતે સં ૧૮૩૦માં સાણંદ ચોમાસું કરી રાજનગરમાં ત્રણ ચોમાસાં કર્યાં. પછી વીસનગરમાં બે કર્યાં. પાટણ આવી ત્યાંથી પ્રેમચંદ લવજીએ સિદ્ધાચળનો સંઘ કાઢયો તેની સાથે સિદ્ધાચળ ગયા. સં. ૧૮૩૮ અને ૧૮૩૯ માં લીંબડી ચોમાસાં કર્યાં. અહીંથી વીસનગર અને સં. ૧૮૪૩માં રાધનપુરમાં ચોમાસું કર્યું ત્યાંથી વીરમગામમાં ચૈત્યપ્રતિષ્ઠા કરી. તેજ વર્ષના જેઠ માસમાં રાધનપુરના દેવરાજ મસાલીએ ગોડીજીની યાત્રા માટે કાઢેલા સંઘ સાથે ગયા. સં. ૧૮૪૪ પાટણમાં માઘ વદ ૯ ગુરૂવારે બિંબપ્રતિષ્ઠા કરી. પછી રાધનપુર, પાટણ, પછી પાછા રાધનપુર બે ચોમાસાં કર્યાં. પછી પાટણ ને પછી રાધનપુરમાં સં. ૧૮૪૮માં ચોમાસું કરી ત્યાંથી વિમલાચલ જઈ લીંબડી થઈ સુરત આવી રાંદેર જઈ સ્થાનકવાસી સાથે વાદ કર્યો. ખંભાત આવી ફરી સિદ્ધાચળની યાત્રા કરી લીંબડી આવ્યા ત્યાં પણ સ્થાનકવાસી સાથે વાદ કર્યો, પછી હરખરામ દિવાને કાઢેલ ગોડીજીના સંઘ સાથે જોડાઇ યાત્રા કરી લીંબડી ચોમાસું કર્યું. પછી સં. ૧૮૫૩માં રાજનગર ચોમાસું કર્યું. અહીં શ્રીમાળી લક્ષ્મીચંદ શેઠે સહસ્રફણા પાર્શ્વનાથની પ્રતિષ્ઠા ૧૮૫૪ મહા વદ ૫ સોમવારે કરાવી તેમાં ૪૭૨ જિનમૂર્તિઓ અને ૪૯ સિદ્ધચક્રની પ્રતિષ્ઠા કરી. પછી રાજનગરના ઓસવાલ હર્ષચંદ સંઘવીએ મોટો સંઘ સિદ્ધાચલનો કાઢયો સં. ૧૮૫૭માં સમેતશિખરમાં જીર્ણોદ્ધાર કરાવ્યો. સં. ૧૮૫૮માં લીંબડી ચોમાસું કર્યું. ૧૮૫૯માં અમદાવાદ વૈ. શુ ૭ ગુરૂવારે પ્રતિષ્ઠા કરી ત્યાં બે ચોમાસાં

(૯૭૬) **અષ્ટપ્રકારી** પૂજા સં. ૧૮૧૯ ઘોઘામાં
આદિ—

શ્રુતધર જસ સમરે સદા, **શ્રુતદેવી** સુખકાર,
પ્રણમી પદકજ તેહનાં, પભણું પૂજા પ્રકાર ૧
અર્થ સુણી જિનવર થકી, સૂત્ર રચેં ગણધાર
તે આગમને અનુસરી, રચશું અષ્ટ પ્રકાર. ૨
ન્હવણ વિલેપન કુસુમની, ધૂપ દીપ મનોહાર
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફલ સુવિચાર ૩

અંતે— કલશ રાગ ધન્યાશ્રી

ભાવો ભાવોરે ભવિ અષ્ટ પ્રકાર ચિત્ત ભાવો
અષ્ટ ભેદ જિનપૂજા કરતાં, અષ્ટ મહાસિદ્ધિ પાવોરે ભવિ. ૧
અષ્ટ કરમકો ઘાત કરીનેં, અષ્ટમ ગતિ તુમે પાવો
જિમ **ધનોઘાદિક** પૂજા, એકેકથી પામ્યા શુદ્ધ સહાવોરે ભવિ. ૨
નિજ ગુણ ઋદ્ધિં તિરોભાવેં થઇ ગ્રહણ કરત પરભાવો
પ્રભુ ગુણ જ્ઞાન ધ્યાનમાં રહેતાં, હોવત આવિરભાવોરે. ભવિ. ૩
સત્ય વચન ભાષક **સત્યવિજયો**, સંવેગી તસ દાવો
કપૂર સમી ઉજ્જવલ જસ કીર્ત્તિ, **કપૂરવિજય** બુધ ધ્યાવોરે. ૪
**તત્ત્વ શશી અડ ચંદ્ર** સંવત્સર, **ખિમાવિજય જિન** ગાવો
**ઉત્તમ** પદકજ પૂજ કરંતાં, ઉત્તમ પદવી પાવોરે, ભવિ. ૫

---

કરી પાટણ આવ્યા. ત્યાં સં. ૧૮૬૨ના ચત્ર શુદ ૪ બુધને દિને સ્વર્ગ-વાસ કર્યો.

વિમલાચલ (પાલીતાણા)ની તેર વાર, ગિરનાર ત્રણ વાર, શંખેશ્વરની એકવીસ વાર, ગોડી પ્રભુની ત્રણ વાદ, તારંગાજીની પાંચ વાર અને આબુજીની એક વાર યાત્રા કરી. કવિ હતા. ૫૫૦૦૦ નવા શ્લોક રચ્યા છે.

તેમણે શ્રીમદ્ યશોવિજયજીના સવાત્રણસો ગાથાના શ્રી સીમંધર જિન વિજ્ઞપ્તિરૂપ સ્તવન પર સં. ૧૮૩૦માં અને તેમનાજ વીરની હુંડી રૂપેના સ્તવન ઉપર સં. ૧૮૪૯ વસંત પંચમીને બુધવારે રાધનપુરમાં ગૂજરાતી ભાષામાં બાલાવબોધો રચ્યા છે.

—(૧) ઇતિ પંડિત શ્રી **પદ્મવિજયજી** કૃત અષ્ટપ્રકારી પૂજા સમાપ્તમ. સર્વ ઢાલ ૧૬ ગાથા ૭૬ શ્લોક ૧૨૫ આસરે છે લિ. પં. ચૂનીલાલ પત્ર ૮ની પ્રતમાં પહેલાં ૪ પત્રમાં આ છે ને પછી દેવચંદજી (? જ્ઞાન ઉદ્યોત) કૃત એકવીશપ્રકારી પૂજા છે. અનંત૦ નં. (૨ થી ૪) નં. ૧૮૪૨, ૨૧૫૭ અને ૨૪૩૧ લીં.

**(૯૮૦) +નેમિનાથ રાસ ૧૮૨૦ દિવાલી રાધનપુરમાં.**

**આદિ—**

ઉદધિ સુતા સુત સુત કરે, તે વાહન હોઇ જાસ,
તસ પુત્રી સમરૂં સદા, પુરો મુઝ મુખ વાસ,
તુઝને સહુ સમરે સદા, તાહરા ગુણ વિખ્યાત,
તુઝ વિણ શિવપદ નવિ લહેં, તિણે સમરૂં તુઝ માત ૨

**અંતે—**

ઢાલ હમચીની.

**વર્ધમાન** જિનશાસનનાયક તસ ગણધર અગ્યાર,
તેહમા **સોહમ** પંચમા ગણધર હુઆ પ્રથમ પટ ધારરે. હમચડી. ૧
અનુક્રમે **જંબુ** પ્રમુખ બહુ પટધર **ચૌઆલીસમેં** પાટ,
શ્રી **જગચંદ** સૂરીવર જિણેં રોપ્યા ધર્મના ધારરે. ૨
વર્ધમાનતપથી જસ રાંણે **તપા** બિરૂદ તે દીધું,
છઠુ નામ એ ગુણથી પામ્યા, જગ જનમાંહિ પ્રસિદ્ધરે. ૩
**દેવેન્દ્ર** સૂરી પ્રમુખ ક્રમેં આવ્યા **આણંદવિમલ** સૂરીંદ,
જિણેં કિરિયા ઉદ્ધાર તે કીધો, કુમતિમાં જેમ દિણંદરે. ૪
**વિજયદાન** સૂરી તસ પટધર **હીરવિજય** સૂરીરાયા,
**અકબરસાહિં** જાસ વયણથી, પડહ અમારિ બજાયા. ૫
તાસ પાટિ **વિજેસેન** સૂરીસર બિરૂદ સવાઇ પામ્યા,
તાસ પાટિ **વિજયદેવ** સૂરિવર નરનારી જસ નામ્યારે. ૬
**વિજયસિંહ** સૂરિ તસ પાટે જ્ઞાનવંત ગુણરાગી,
તાસ સીષ્ય સમુદાયમાં જાણે **સત્યવિજય** સૌભાગી. ૭

આચારયની આણા પામી કર્યો ક્રિયા ઉદ્ધાર,
ગામ નયર પુર પાટણ માંહિ યશશોભા વિસ્તાર. ૮
કપૂરસમી કીરતિ જસ ઉજવલ **કપૂરવિજય** પંન્યાસ,
પંડિત પ્રવર ઘણું ગુણવંતા જસ સૌભાગ્ય વિલાસ. ૯

તાસ પદેં ભદ્રક ઉપગારી **ખિમાવિજય** પન્યાસ,
સાંભરે પૂરવ મુનિવર મોહટા મુદ્રા દેખી જાસ. ૧૦
દેશના જેહની **નંદીષેણ** પેરે, ઉદ્ધત પણિ ઉદ્ધરીયા,
જિહાં જિહાં વિચર્યા તિહાં તિહાં તાર્યા, જે સમતાના દરિયા. ૧૧

તાસ શીસ સમુદાયમાં પંડિત **જિનવિજય** ગુરૂરાય,
લક્ષણ લક્ષિત શિક્ષિત બહુજન નરનારી ગુણ ગાય. ૧૨
ભદ્રક ઉપગારી તસ પાટે હિત શિખામણ દાઇ,
**ઉત્તમવિજય** ગુરૂ શુભ ગુણધર ભવિજન ધર્મ સખાઇ. ૧૩

**પયડી પંચસંગ્રહ** મુખ ગ્રંથા તેહમાં ઘણું પ્રધાન,
બહુ સિદ્ધાંત જિણેં અવગાહ્યાં ખિમાવંત અસમાન. ૧૪
**ગગન નયન ગજ ચંદ્ર સંવચ્છર** દીવાલી દિન જાણો,
શુભ મુહુરતમાં ગુરૂકિરપાથી રાસ ચઢયો સુપ્રમાણો. ૧૫

ઢાલ ઉગણપચાસ પ્રથમખંડ બીજે બાવન ભાખી,
ત્રીજે ત્રીસ ચોથે છત્રીસ સવિ સરવાલેં દાખી. ૧૬
એકસો ને અગણોત્તર ઢાલે એહ રાસ મેં કીધો,
**રત્નવિજયગણિ** કહણથી માહરો મનહ મનોરથ સીધો. ૧૭

તે ગુરૂ **ઉત્તમવિજય** કૃપાથી **પદ્મવિજય** તસ સીસે,
નિજ પરના ઉપગારને હેતે ભાખ્યો વીસવાવીસે. ૧૮

**રાધનપુર** વરમાંહિ વિરાજે ચૈત્ય ઘણા મનોહાર,
દેવવિમાન પરેં જે દીપે ઉજવલ ચંદ્ર અનુહાર. ૧૯
દાની ધ્યાની જ્ઞાની રૂડા ભાગ્યવંત શુભ નામ,
શ્રાવક શ્રદ્ધાવંત તણા જિહાં, દીસે બહુલાં ધામ. ૨૦

—(૧) ઇતિ પંડિત શ્રી પદ્મવિજયજી કૃત અષ્ટપ્રકારી પૂજા સમાપ્તમ. સર્વ ઢાલ ૧૬ ગાથા ૭૬ શ્લોક ૧૨૫ આસરે છે લિ. પં. ચૂનીલાલ પત્ર ૮ની પ્રતમાં પહેલાં ૪ પત્રમાં આ છે ને પછી દેવચંદજી (? જ્ઞાન ઉદ્યોત) કૃત એકવીશપ્રકારી પૂજા છે. અનંત૦ નં. (૨ થી ૪) નં. ૧૮૪૨, ૨૧૫૭ અને ૨૪૩૧ લીં.

**(૯૮૦) +નેમિનાથ રાસ ૧૮૨૦ દિવાલી રાધનપુરમાં.**

-આદિ—

ઉદધિ સુતા સુત સુત કરે, તે વાહન હોઇ જાસ,
તસ પુત્રી સમરૂં સદા, પુરે મુઝ મુખ વાસ,
તુઝને સહુ સમરે સદા, તાહરા ગુણ વિખ્યાત,
તુઝ વિણ શિવપદ નવિ લહેં, તિણે સમરૂં તુઝ માત ૨

-અંતે—

ઢાલ હમચીની.

**વર્દ્ધમાન** જિનશાસનનાયક તસ ગણધર અગ્યાર,
તેહમા **સોહમ** પંચમા ગણધર હુઆ પ્રથમ પટ ધારરે. હમચડી. ૧
અનુક્રમે **જંબુ** પ્રમુખ બહુ પટધર **ચૌઆલીસમેં** પાટ,
શ્રી **જગચંદ્ર** સૂરીવર જિણે રોપ્યા ધર્મના ધારરે. ૨
વર્દ્ધમાનતપથી જસ રાણે **તપા** બિરૂદ તે દીધું,
છઠુ નામ એ ગુણથી પામ્યા, જગ જનમાંહિ પ્રસિધુરે. ૩
**દેવેન્દ્ર** સુરી પ્રમુખ ક્રમે આવ્યા **આણંદવિમલ** સૂરીંદ,
જિણે કિરિયા ઉદ્ધાર તે કીધો, કુમતિમાં જેમ દિણંદોરે. ૪
**વિજયદાન** સૂરી તસ પટધર **હીરવિજય** સૂરીરાયા,
**અકબરસાહિ** જાસ વયણથી, પડહ અમારિ બજાયા. ૫
તાસ પાટિ **વિજેસેન** સૂરીસર બિરૂદ સવાઇ પામ્યા,
તાસ પાટિ **વિજયદેવ** સૂરિવર નરનારી જસ નામ્યારે. ૬
**વિજયસિંહ** સૂરિ તસ પાટે જ્ઞાનવંત ગુણરાગી,
તાસ સીષ્ય સમુદાયમાં જાણે **સત્યવિજય** સૌભાગી. ૭

આચારયની આણા પામી કર્યો ક્રિયા ઉદ્ધાર,
ગામ નયર પુર પાટણ માંહિ યશશોભા વિસ્તાર. ૮
કપૂરસમી કીરતિ જસ ઉજવલ **કપૂરવિજય** પંન્યાસ,
પંડિત પ્રવર ઘણું ગુણવંતા જસ સૌભાગ્ય વિલાસ. ૯
તાસ પદેં ભદ્રક ઉપગારી **ખિમાવિજય** પન્યાસ,
સાંભરે પૂરવ મુનિવર મોહટા મુદ્રા દેખી જાસ. ૧૦
દેશના જેહની **નંદીષેણ** પેરે, ઉદ્ધત પણિ ઉદ્ધરીયા,
જિહાં જિહાં વિચર્યા તિહાં તિહાં તાર્યા, જે સમતાના દરિયા. ૧૧
તાસ શીસ સમુદાયમાં પંડિત **જિનવિજય** ગુરૂરાય,
લક્ષણ લક્ષિત શિક્ષિત બહુજન નરનારી ગુણ ગાય. ૧૨
ભદ્રક ઉપગારી તસ પાટે હિત શિખામણ દાઇ,
**ઉત્તમવિજય** ગુરૂ શુભ ગુણધર ભવિજન ધર્મ સખાઇ. ૧૩
**પયડી પંચસંગ્રહ** મુખ ગ્રંથા તેહમાં ઘણું પ્રધાન,
બહુ સિદ્ધાંત જિણેં અવગાહ્યાં ખિમાવંત અસમાન. ૧૪
**ગગન નયન ગજ ચંદ્ર સંવચ્છર** દીવાલી દિન જાણો,
શુભ મુહુરતમાં ગુરૂકિરપાથી રાસ ચઢયો સુપ્રમાણો. ૧૫
ઢાલ ઉગણપચાસ પ્રથમખંડ બીજે બાવન ભાખી,
ત્રીજે ત્રીસ ચોથે છત્રીસ સવિ સરવાલેં દાખી. ૧૬
એકસો ને અગણોત્તર ઢાલે એહ રાસ મેં કીધો,
**રત્નવિજયગ**ણિ કહણથી માહરો મનહ મનોરથ સીધો. ૧૭
તે ગુરૂ **ઉત્તમવિજય** કૃપાથી **પદ્મવિજય** તસ સીસે,
નિજ પરના ઉપગારને હેતે ભાખ્યો વીસવાવીસે. ૧૮
**રાધનપુર** વરમાંહિ વિરાજે ચૈત્ય ઘણા મનોહાર,
દેવવિમાન પરેં જે દીપે ઉજવલ ચંદ્ર અનુહાર. ૧૯
દાની ધ્યાની જ્ઞાની રૂડા ભાગ્યવંત શુભ નામ,
શ્રાવક શ્રદ્ધાવંત તણા જિહાં, દીસે બહુલાં ધામ. ૨૦

તે રાધનપુર રહી ચોમાસું કીધો એ અભ્યાસ,
વિજયધર્મ સૂરીશ્વર રાજ્યે વાધ્યો અતિ ઉલ્લાસ. ૨૧
જિહાં લગે ગ્રહગણ તારા પ્રથવી ચંદ્ર સૂરજ પરકાસ,
તિહાં લગે એહ રાસ થિર હોજ્યો જયજયકાર વિલાસ. ૨૨
**નેમચરિત્ર** એ સુણસેં લખસેં વાંચસેં ભાગ્યવિશાલ,
અનુક્રમેં શાશ્વત પદ તે લહેસ્યેં હોસ્યેં મંગલમાલ. ૨૩

(૧) પ્રથમખંડ ૧૬૭૫ દ્વિતીયખંડ ૧૭૦૧ તૃતીયખંડ ૧૧૩૨ ચતુર્થાં મિલને સર્વ ગાથા ૫૫૦૩ સં. ૧૮૪૭ શાકે ૧૭૧૩ પ્ર૦ જ્યેષ્ટ માસે શુકલ પક્ષે ૧૧ એકાદશી તિથૌ રવિવાસરે લિ૦ લિંબપૂરે મધ્યે ૩૦૨–૧૧ દા. ૨૫ લીં. હાલનો નં. ૨૧૮૫

(૨) સં. ૧૮૩૬ માધ માસે શુકલપક્ષે પ્રતિપદા રવિવાસરે લિ૦ પાટણનગરે વ્યાસ તુલજારામ સુત સાકરરામ સ્વહસ્તે. ૨૭૯–૧૨ લીં. હાલનો નં. ૨૨૭૪ (૩-૪) પત્ર ૧૫૨ અને ૧૫૨ નં. ૯ અને ૧૦ દા. ૪૦ છે.

**(૯૮૧) +ઉત્તમવિજય નિર્વાણ રાસ.** (ઐ) સં. ૧૮૨૮ પો. શુ. ૭ રવિ.

આદિ—

વનજ-વદન વાગેશ્વરી, પુસ્તક દાહિણ પાંણ,
સમરૂં સાચી **સરસતી**, કરવા ગુરૂનિર્વાણ. ૧

અંતે— ઢાલ ૧૩મી પછી કલશ.

ગુરૂ ગણી સવાયા સુજસ સવાયા મનુઅ ભવફલ લીધ એ,
સહુ સજ્જન પ્રાણી હર્ષ આણી ગાવજ્યો ઇણ વિધ એ.
સંવત **અઢાર અઠાવીસે** પોષ રૂડો માસ એ,
સાતિમ દિને સૂર્યવારે, પોહોતી સફલ આશ એ.
ગુરૂભાઈ કેરી પ્રેરણાથી કીધો એહ અભ્યાસ એ,
કહે **પદ્મ** માહરે હોજ્યો શુભ નિત નિત લીલ વિલાસ એ.

(૧-૨) સં. ૧૮૭૦ નં ૩૦૧૮, અને નં. ૨૦૯૬ લીં.
(૩-૪) પત્ર ૧૮, ૯ નં. ૧૪૯-૧૫૦ દા. ૪૫ ડે૦
(૫) પ્ર૦ મારી જૈન ઐ. રાસમાળા ભાગ ૧.

સંવત્ ૧૮૩૭માં પોતે અમદાવાદના સંઘ સાથે સંઘવી મોદી પ્રેમચંદ સહિત શત્રુંજયની યાત્રા કીધી હતી તે ઐતિહાસિક બીના પૂરી પાડનારૂં સ્તવન કવિએ સિદ્ધાચલપર રચ્યું છે.

**(૯૮૨) મહાવીરસ્ત.** (પટ્પર્વી મહિમાધિકાર ગર્ભિત) સં. ૧૮૩૦ ફા. શુ. ૧૩ સાણંદમાં.

આદિ—

શ્રી ગુરૂપદ પંકજ નમીરે, ભાખૂં પર્વ વિચાર,
આગમ ચરિત્રને પ્રકરણેરે, ભાખ્યો જેમ પ્રકારોરે,
ભવિયણ સાંભલો નિદ્રા વિકથા ટાલીરે મુકી આંમલો. ૧
ચરમ જિણંદ ચોવીસમોરે, **રાજગ્રહી** ઉદ્યાંન,
**ગોતમ** ઉદેસી કહેરે, જિનપતિ શ્રી **વર્દ્ધમાનોરે** ભ. ૨
પખમાં પટ તિથી પાલિયેરે. આરંભાદિક ત્યાગ,
માસમાં ષટપરવિ તથારે, પોસહ કેરો લાગરે. ભ. ૩
દુવિધ ધરમ આરાધવારે, બીજ તે અતિ મનોહાર,
પંચમી નાંણ આરાધવારે, આઠમ કર્મખયકારરે. ભ. ૪
ઈગ્યારસી ચૌદસી તથારે, અંગ પૂર્વનેં કાજ,
આરાધી શુભ ધર્મને, પામો અવિચલ રાજરે. ભ. ૫
**ધનેશ્વર** પ્રમુખે થયારે, પર્વ આરાધ્યારે એહ,
પામ્યા અવ્યાબાધનેરે, નિજ ગુણ રિદ્ધિ વરેહરે. ભ. ૬
**ગૌતમ** પૂછે **વીરને**રે, કહો તેહનો અધિકાર,
સાંભલી પર્વ આરાધવારે, આદર હોય અપારરે. ભ. ૭

અંતે— ઢાલ ૮ ગિરૂઆરે ગુંણ તૂમ તણા—એ દેશી.

ઉજમણાં એ તપ તણા, કરો તિથિ પરિમાણ,
ઉપગરણારે રત્નત્રયી સાધન તણાં, ભવિ ભવસાયર તરણારે. ઉ. ૧

તે **રાધનપુર** રહી ચોમાસું કીધો એ અભ્યાસ,
**વિજયધર્મ** સૂરીશ્વર રાજ્યે વાધ્યો અતિ ઉલ્લાસ. ૨૧
જિહાં લગે ગ્રહગણ તારા પ્રથવી ચંદ્ર સૂરજ પરકાસ,
તિહાં લગે એહ રાસ થિર હોજ્યો જયજયકાર વિલાસ. ૨૨
**નેમચરિત્ર** એ સુણસે લખસે વાંચસે ભાગ્યવિશાલ,
અનુક્રમે શાશ્વત પદ તે લહેસ્યે હોસ્યે મંગલમાલ. ૨૩

(૧) પ્રથમખંડ ૧૬૭૫ દ્વિતીયખંડ ૧૭૦૧ તૃતીયખંડ ૧૧૩૨ ચતુર્ણાં મિલને સર્વ ગાથા ૫૫૦૭ સં. ૧૮૪૭ શાકે ૧૭૧૩ પ્ર૦ જ્યેષ્ટ માસે શુકલ પક્ષે ૧૧ એકાદશી તિથૌ રવિવાસરે લિ૦ લિંબ-પૂરે મધ્યે ૩૦૨-૧૧ દા. ૨૫ લીં. હાલનો નં. ૨૧૮૫.

(૨) સં. ૧૮૩૬ માઘ માસે શુકલપક્ષે પ્રતિપદા રવિવાસરે લિ૦ પાટણનગરે વ્યાસ તુલજારામ સુત સાકરરામ સ્વહસ્તે. ૨૭૯-૧૨ લીં. હાલનો નં. ૨૨૭૪ (૩-૪) પત્ર ૧૫૨ અને ૧૫૨ નં. ૯ અને ૧૦ દા. ૪૦ કે.

**(૯૮૧) +ઉત્તમવિજય નિર્વાણ રાસ.** (એ) સં. ૧૮૨૮ પો. શુ. ૭ રવિ.

આદિ—

વનજ-વદન વાગેશ્વરી, પુસ્તક દાહિણ પાંણ,
સમરૂં સાચી **સરસતી**, કરવા ગુરૂનિર્વાણ. ૧

અંતે— ઢાલ ૧૩મી પછી કલશ.

ગુરૂ ગણી સવાયા સુજસ સવાયા મનુઅ ભવફલ લીધ એ,
સહુ સજ્જન પ્રાણી હર્ષ આણી ગાવજ્યો બહુ વિધ એ.
સંવત **અઢાર અઠાવીસે** પોષ રૂડો માસ એ,
સાતિમ દિને સૂર્યવારે, પોહોતી સફલ આશ એ.
ગુરૂભાઈ કેરી પ્રેરણાથી કીધો એહ અભ્યાસ એ,
કહે **પદ્મ** માહરે હોજ્યો શુભ નિત નિત લીલ વિલાસ એ.

૨૪ જિનનાં કલ્યાણક સ્ત૦ સં. ૧૮૩૭ મહા વદ ૨ શનિ પાટણ
આદિ

દૂહા.

પ્રણમી જિન ચોવીસને કહું કલ્યાણક તાસ
માસ અમાવાસ્યા તણી રીધ ધરી સુવિલાસ ૧
જેહના નામ સ્મરણ થકી નાસે ભવ ભવ પાપ
તિણે કલ્યાંણક દિને કીજે પ્રભુનો જાપ. ૨

અંતે—કલ્યાણક દિન ગાઇએ ભવિ હર્ષ ધરિ બહુ માનોરે.

× × × ×

ઇમ અનંત ચોવીસી ધારિઇ તો અનંત કલ્યાંણક થાયેંરે
ઉજમણુય કીજીઇ ધરી ભક્ત સકત નિરમાયોરે ૩ ક૦
સંવત અઢારસાંત્રીસ ૧૮૩૭ના માહ વદ બીજને શનીવારોરે
સોભન જોગેં સોભન થયું પ્રભુ ગાયા હર્ષ અપારોરે. ૪ ક૦
પાટણ ચોમાસૂં રહી લહી જિન ઉત્તમ સુપસાયારે
પદ્મવિજય પૂણ્યેં કરી ઇમ થુણીઆ શ્રી જિનરાયારે. ૫ ક૦

—(૧) સં. ૧૯૨૧ ચૈ૦ ૯ ભોમેં લખીતંગ ભોજક ઠાકોર નરભેરામ અમુલખ પઠનાર્થં બા. દીવાલી પાટણ મધ્યે વાસ્તવ્યં । ૪-૧૨ મુનિ જશ૦ (૨) સં. ૧૯૨૧ શ્રાવણ સુદ ૫ ગુરૂવાર લખીતં ભોજક ઠાકોર નરભેરામ અમુલખ ૪-૧૩ નં. ૪૩ મુનિ જશ૦

(૩-૪) નં. ૧૮૬૨ પત્ર ૨૯ થી ૩૧, અને નં. ૨૧૫૭ પત્ર ૫૪ થી ૫૮ લીં. (૫) ૩-૧૪ આ. ક.

પંચકલ્યાણક મહોત્સવ સ્ત૦ સં. ૧૮૩૭.

—નં. ૨૧૫૭ પત્ર ૫૮ થી ૬૧ લીં.

(૯૮૩) +નવપદપૂજા સં. ૧૮૩૮ માહ વદિ ૨ ગુરૂ લીંબડી.
આદિ

શ્રુતદાયક શ્રુતદેવતા, વંદું જિન ચોવીસ
ગુણ સિદ્ધચક્રના ગાયતાં, જગમાં હોય જગીસ. ૧

જો પણ સહૂ દિન સાધવા, તોપણ તેહની અણુસકતેરે,
પરવ તિથિ આરાધીને તુમે ઉજમજ્યો બહૂ ભકતેરે. ઉ. ૨
**શ્રાદ્ધવિધિ** વર ગ્રંથમાં, લક્ષો દાખ્યો એ અવદાતોરે,
**ભગવતિ** ને **મહાનિશીથ**માં, કહ્યો તિથિ અધિકાર વિખ્યાતોરે. ઉ. ૩
તપગચ્છ ગગનાંગણ રવિ, શ્રી **વિજયસિંહ** ગણધારરે,
અંતેવાસી તેહના શ્રી **સત્યવિજય** સુખકારોરે. ઉ. ૪
**કપૂરવિજય** વર તેહના, વર **ખિમાવિજય** પન્નાસોહે,
**જિનવિજયો** જગમાં જયો, શિષ્ય **ઉત્તમવિજય**ને ખાસોરે. ઉ. ૫
તસ પદચરણ ભમર સમો, રહી **સાણંદ** ચઉમાસેરે,
**અઢાર ત્રીસ** સંવત્સરે, સુદિ તેરસ ફાગુણ માસરે. ઉ. ૬
**પદ્મવિજય** ભકતે કરી શ્રી **વિજયધર્મસૂરી** રાજ્યેરે,
**વર્દ્ધમાન** જિન ગાઇયા, શ્રી **અમીઝરા** પ્રભુ સાન્નિધ્યેરે. ઉ. ૭

કલસ.

પર્વતિથિ આરાધો સુકૃત સાધો લાધો ભવ સફલો કરો,
સંવેગસંગી તત્વરંગી **ઉત્તમવિજય** ગુણકરો;
તસ સીસ નામે સુગુણ કામે **પદ્મવિજયે** આદર્યો,
શુભ એહ આદર ભવિ સુહાગર નામ પટપરવી ધર્યો. ૮

(૧) ૩ પત્ર પ્ર. કા. નં. ૬૧૫.

(૨) લ. સં. ૧૯૨૯ ભાદરવા શુદ ૨ દિવસે લિખિત ભોજક તલસી ફત્તેચંદ શ્રી રાધનપુર મધ્યે. ૭-૧૦ ના. ભં.

(૩) હસ્તાક્ષર અમાચી જેશંકર મૂલજી જ્ઞાતે શ્રીમાલી બ્રાહ્મણ। સ્વસ્થાન પાટણ ધીવટામધ્યે પાનસ્યાંમજીના પાડામાં ॥ સંવત ૧૯૩૭ અષાડ માસે શુકલપક્ષે તિથૌ ૬ મંદવાસરે સમાપ્ત ॥ શુભં ભવતુ ॥ શ્રી ॥ ૭-૧૨ જશવિજય મુનિસંગ્રહ નં. ૧૦૮.

(૪) પત્ર ૧૬ થી ૧૯ નં. ૨૮૪૨ લીં.

(૯૮૪) +**સમરાદિત્યકેવલીનો રાસ** સં. ૧૮૪૧ કા૦ વ. પછી. વીસનગર.

આદિ—

દુહા

સ્વસ્તિ શ્રી વર **સારદા**, કુંદ ચંદ સમકાય
કમલમુખી ને કમલકર, પ્રણમું તેહના પાય. ૧
જગચૂડામણિ જગજયો, જગ કેવલ દિનરાજ
રીષભ ગતિ ગતિ રાજની, **આદિદેવ** નમું આજ. ૨
શમન સમન નેં શ્રમણ જે, સમઝો વલી સમાન
સમણ પદે ચઉ અતિશયા, વંદુ શ્રી **વર્દ્ધમાન.** ૩
પરિસહ સહતા જે પ્રભુ, સંખ્યા પણિ તસ શેસ,
કેવલજ્ઞાન દિવાકર, નમું **અજિતા**દિ દિનેશ. ૪
**ગૌતમ** પમુહ ગણહરા, સૂરિ નમું સુજગીસ
અનુક્રમે જિણથી આવીઓ, શ્રુત એ વિસવાવીસ. ૫
સુરવર અલિ શ્રેણિ મિલી, કુસુમ વુઠિ સુર કીધ
તીર્થપ્રવર્ત્તન સમય તે, ભદ્ર કરો ભવ સિદ્ધ. ૬
ગુણદાયક શ્રુત આગલા, વંદુ ગુરૂ ગુણવંત
જિણેં વચનેં કરી જાણિઈ, તત્ત્વાતત્ત્વ મહંત. ૭
**સમરાદિત્ય** સુસાધુનો, ચરિત્ર અછેં સુવિચિત્ર
**હરિભદ્ર** સૂરેં ભાખીઓ, વચન વિચાર પવિત્ર ૮
અલ્પ નિદાન ઉદયેં અતિ, બહુ સંબંધ બનાવ
સુણતાં સુખ ઉપજાવસ્યેં, જેહથી સભા જમાવ. ૯
નવ ખંડે કરી નિરમલો, રાસ રચ્યું સુખકાર
સત્તર ભવ સોહામણા, કહું વિચિત્ર પ્રકાર. ૧૦
અપરાધી નર ઉપરિ, કરિએ નહી કાંય ક્રોધ
તિણેં એ **સમરાદિત્ય**તણું, ચરિત્ર સુણો શુભબોધ. ૧૧

અરિહંત સિદ્ધ સુરિ નમું, પાઠક મુનિ ગુણધામ,
દંશણ નાણ ચરણ વલી, તપ ગુણ માંહિ ઉદ્દામ. ૨
ઇમ નવ પદ ભક્તિ કરી, આરાધો નિતમેવ
જેહથી ભવદુખ ઉપશમેં, પામેં શિવ સ્વયમેવ. ૩
તે નવ પદ કાંઈ વર્ણવું, ધરતો ભાવ ઉલ્લાસ
ગુણી ગુણ ગણ ગાતાં થકાં, લહીઇ જ્ઞાન પ્રકાસ. ૪
**પ્રતિષ્ઠાકલ્પે** કહી, નવ પદ પૂજા સાર
તિણેં નવ પદ પૂજા ભણું, કરતો ભક્તિ ઉદાર. ૫

અંતે— રાગ ધન્યાસીરિ

આ જન્મારેં ત્રિભુવન સાહિબ તુઠો અનુભવ અમૃત વુઠો
ગુણી અનુબંધ ચિંતના કરતાં કિસ્યુંઅ કરેં મોહ રૂઠો
ભવિ પ્રાણી હો ! આજ ૧
એ નવ પદનું ધ્યાન ધરંતાં નવ નિધિરિદ્ધિ ઘરેં આવે
નિયાણાનો ત્યાગ કરીનેં નવ ક્ષાયક પદ પાવેં. ૨ ભવિ૦
**વિજયસિંહ** સુસીસ અનોપમ ગીતારથ ગુણરાગી
**સત્યવિજય** તસ સીસ વિબુધવર **કપૂરવિજય** વડભાગી. ૩
તાસ સીસ શ્રી **ખિમાવિજય** વર, **જિનવિજય** પન્યાસ,
શ્રી ગુરૂ **ઉત્તમવિજય** સુસીસો, શાસ્ત્ર અભ્યાસ વિલાસ. ૪
**ગજ વન્હિ મદ ચંદ** સંવત્સર માહ વદિ બીજ ગુરૂવારો
રહી ચોમાસું **લીંબડી** નગરેં, ઉદ્યમ એહ ઉદારો. ૫ ભવિ૦
**તપ ગછ વિજયધર્મ** સૂરી રાજ્યેં, **શાંતિ** જિણંદ પસાયો
તે ઉત્તમ ગુરૂ કમકજ અતિસમ, **પદ્મવિજય** ગુણ ગાયો. ૬ ભવિ૦

—(૧) સં. ૧૮૮૭નો એક ચોપડો મુનિ જશ૰ (૨–૭) નં. ૧૭૮૦, ૧૮૪૨, ૨૧૫૭. લિ. સં. ૧૮૮૬ નં. ૨૧૬૩, ૨૪૩૧ ને ૨૮૦૫ લીં. (૮–૧૨) પત્ર ૫, ૭, ૧૧, અને ૧૨, નં. ૨૧૩ થી ૨૧૬ દા. ૪૫ કે.

(૪૮૫)+ વિજયસેનસૂરિ નિર્વાણ સ્વા૦ (૧-૫૨૧)

(આ કૃતિ કમલવિજય અને વિદ્યાવિજય શિ. ગુણવિજય પહેલા નં. ૨૧૯ખ (૧-૪૭૨)ની કરેલી છે. તો તેમ સુધારો જુઓ પૃ. ૯૫૧

---

૭૯૭ **વિજયશેખર** (આં. સત્યશેખર-વિનયશેખર નં. ૨૭૦ અને વિવેકશેખર શિ.)

**(૧૬૨૨) કયવન્ના રાસ** સં. ૧૬૮૧ જ્યે. રવિ. વેરાટપુરમાં.

આદિ—　　　　દૂહા.

શ્રી **આદીસર** સુખકરણ, **શાંતિનાથ** ગુણગેહ,
**નેમિ પાસ પ્રદ્ધમાન** જિન, પ્રણમું પંચ સુનેહ.　　૧
શ્રી **સારદ** સુપસાઉલેં, મુઝ મુખિ વચન વિલાસ,
સાધુ કથા કહિવા ભણી, તિણિ વલી અંગ ઉલ્હાસ.　　૨
ચ્યારે ધર્મ ધોરિંધર, ચ્યારે મંગલ માલ,
ચ્યારે ચિહૂં ગતિ જઈ હરે, ચ્યાર ધર્મ સુવિસાલ.　　૩ × ×
કયવન્ના દાનેં તિસ્યો, કાઢી દેતાં લીહ,
તિણિં સુખ પામ્યાં હારીયાં, વલી લહ્યાં સુદીહ.　　૮
તાસ ચરિત કહું ચુંપસ્યું, ચતુર ! સુણો ચિત દેય,
જોર ાકરસ્યું અગલંચસ્યું, વેધક લહિસ્યેં જોય.　　૯

અંતે—　　ઢાલ ૧૬ રાગ ધન્યાસી પાસ જિણંદ જીહારીઇએ દેશી.

દાણ તણાં ફલ જાણજ્યો, ચતુર સુવેધક પ્રાણી બે,
દેજ્યો ફલ લહિસ્યો ઘણાં, **કયવન્નાપરિ** જાણી બે, દાન તણાં. ૧
શ્રી **અંચલગછનો** રાજીઓ, શ્રી **કલ્યાણસાગર** સૂરીસા બે,
ચંદની પરિ ચઢતી કલા, ચિરનંદો સુજગીસા બે.　　૨
વાચનાચારિજ તસ પખેં, **સત્યશેખર** સુખદાઇ બે,
તસ શિષ્ય પ્રથમ પંડિત પદેં, **વિનયશેખર** ગણિ ભાઇ બે. ૩

ધ્યાયાન્વયે પં. દેવવિજય શિ. દર્શનવિજય શિ. પ્રેમવિજય શિ. રૂપવિજય શિ. રાજવિજય શિ. કુશલવિજયેન લિ. ૨૨૦-૧૫ ઇડર ગોરજી ભંડાર. (૭) પત્ર ૨૬૪ દા. ૪૦ નં. ૭ ડે.; (૮) પત્ર ૨૬૩ દા. ૪૦ નં. ૮ ડે. (૯) પં. શ્રીપ્રતાપવિજયગણિ શિ.પં. વિવેકવિજયગણિ તત્ ભ્રાતૃ પં.ભાણુવિજયગણિ લખિતં સોઝંતરા ગ્રામ મધ્યે શ્રી શાંતિનાથજી પ્રસાદાત ૨૭૧-૧૧ દા.૨૫ લીં.(૧૦) સં. ૧૯૩૩ના પ્રવર્ત્તમાને કાર્તિક માસે કૃષ્ણ પક્ષે તિથૌ એકાદશી ૧૧ મંદવાસરે સમાપ્ત. હસ્તાક્ષર અયાચી જેસંકર મૂલજી જ્ઞાતે શ્રીમાલી બ્રાહ્મણ સ્વસ્થાન સિદ્ધપુર પાટણ. ઘી ચકટા મધ્યે માંનસ્યામજીના પાડામાં. ૨૪૯-૧૩ પ્રો. સેં. લા.(૧૧) સંવત્ ૧૯૩૦ ના વરષે પૌસ વદિ ૧૩ શુકરવાસરે શ્રી ખેડા મધ્યેં શ્રી ભીડભંજન અમીઝરાજી પાર્શ્વનાથ પ્રસાદાત ૧૭૮-૧૮ દા. ૬ નં. ૧ ખેડા ભં. (૧૨) લિ. સં. ૧૮૮૦ પત્ર ૨ થી ૨૦૦ નં. ૨૪૩૦ લીં.

---

હવે સ્તવન સઝાયાદિ જોઇશું.

**(૯૮૮) + ચોવીસી એ.**

(૧) વિ. સં. ૧૯૩૬ કા. શુ ૧૨ આ.ક. (૨-૩) નં. ૧૮૪૨; લિ. સં. ૧૮૪૦ નં. ૨૭૮૨ લીં. (૪-૫) પત્ર ૧૮ અને ૯ નં. ૧૫૧-૧૫૨ દા. ૪૫ ડે. (૬) પ્ર૦ ચોવીસી વીસી સંગ્રહ પૃ. ૨૨૪-૨૫૬

**+ ચોમાસીનાં દેવવંદન.**

(૧-૪) નં. ૧૯૪૪, ૨૦૨૩, ૨૪૯૮, ૨૯૧૪ લીં.

(૫) પ્ર. દેવવંદનમાળા.

**વીરજિનસ્ત.** ૨૪ દંડક ગર્ભિત.

-આદિ દેશી સુરતી મહિનાની.

પ્રણમી સરસતી ભગવતી, તિમ જિનવર ચોવીસ,
ગૌતમ પ્રમુખ સૂરિ તથા, ગુરુ ઉત્તમ સુજગીસ.

આગઇ કવિ કીધા ગ્રંથ મોટા પિસી તેણઇ દ્વારિ
જલનિધ તરવા ત્રાપઇ છેછઉં પરજલેવા પારઇ. ૩
ચરમ સાગરની લહરી લેખઇ ગણતાં કિમ ગણાઇ
મેરૂ શિખર કિમ અંગુલ માનઇ માનવ મિઇ ભણાઇ. ૪
ગરૂડ તણી ગતિ ગગનિ કહી તિણઇ સસક તણી તિહાં નુહઇ
જાણું રખે કોઇ હસિ મુઝનઇ કરવા વાંછું તોહિ ૫
ચૈત્ર માસ વણરાઇ માહિ લીંબ કટુક પિણ મીઠઉ
તિમ એ માહરી જોડિ ચતુરનઇ આદરસઇ રસ દીઠઉ ૬
તસ ગુણ પ્રેરિઉ મુઝનઇ ફિરી ફિરી તિણઇ કહું સીલ પ્રબંધ
ચિત્ત કસોટી માંડી જોયું શીલ વિના સવિ ધંધ. ૭
દાન શીલ તપ ભાવના ચ્યારઇ ધરમ ચિહું વિધિ ભાખ્યઉ
શીલ તિહાંકિણિ અધિકુ બોલ્યઇ શ્રી **વર્ધમાનઇ** આખિઉ. ૮
**રામચંદ્ર સીતા** સલહીજિ **દ્રૂપદી રાજીમતી**
શીલ પ્રભાવઇ હૂઇ પ્રસિદ્ધિ **નલરાણી દવદંતી.** ૯
બાપડીયા નર શીલવિનજિ ફૂટરા ફેટક નમણીયા
સેઠ **સુદરિસણ** સરિખા શીલઇ ગણતી માહિ ગણીયા. ૧૦
તસ આખાન કહું ભલ ભાવઇ રસિક સુણઉ મન પ્રીતઇ
અતિ વિસ્તરનઇ નીરસ જાણી રખે છાંડઉ સુભ રીતઇ. ૧૧

**અંતે—**

સાધ **સુદરિસણ** આવીયુ, **પાડલિપુર** મઝારિરે
વારાયત સુણી તિસ્યઇ અમરંસ ધરિ તિણિ વારિરે. ૧
સાધ શિરોમણિ વંદીઇ × ×
નવનિધિ વાડિ કહી જિણઇ, સીલ ધરમ આરાહઉરે
દુખ દાલદ્ર દૂરિ ટલિ, મણુય જનમ લિઉ લાહુરે ૨૦ સા.
શ્રી **અંચલગછિ** રાજીઉ, શ્રી **કલ્યાણસાગર** સૂરીંદોરે
તસ પક્ષિ વાચિક સુંદર, **વિવેકશેખરગણિ** ચંદોરે. ૨૧ સા.

પ્રથમ શિષ્ય કહિ તેહનુ, વિનયશેખર ચિત લાઇરે
સીલવંત ગુણ ગાઇયા, ભાવશેખર સખાઇરે. ૨૨ સા.
સંવત સોલ એકાસીઈ, ઉજલ આસો માસઇરે
વિજયશેખર કહઇ સંઘનઇ, હોજ્યો લીલ વિલાસોરે. ૨૩ સા.

—સર્વ ગાથા ૩૦૫ ૭-૧૫ ન. ૪૬૩ (સુંદર પ્રત) મ. જૈ. વિ.

(૧૬૨૪) ચંદ્રલેખા ચોપઇ સં. ૧૬૮૯ પો. શુ. ૧૩ શુક્ર
નવાનગર ગા. ૩૭૫ પત્ર ૧૮ સુકનજી સં. બીકાનેર

(૧૬૨૫) ત્રણ મિત્ર કથા ચોપઇ (આત્મ પ્રતિબોધ ઉપર) સં.
૧૬૯૨ ભા૦ વ. ૭ રવિ રાજનગરમાં.

આદિ— ऐं नमः

રાગ કેદારઉ ઢાલ પહિલી આદિ ધરમની કરવાએ, સુર સુંદરીના રાસની

શ્રી જિનશાસન સુંદર, માનસરોવર મનહર
સુખકર ત્રિજગપતી જિનહંસલઉ એ
શ્રી આદીસર સુરતરૂ, મરૂદેવી સુત બંધર
ગુણકર વંદીજિ હરષઇ ભલઉ એ

ત્રૂટક

હરષિ ભલઉ જિણિ શ્રી મુખિ દાખિઉ, ધરમ અપૂરવ રીતઇ
કરૂણા સાગર મહિમા આગર, સોઇ ધરઉ ચિતિ પ્રીતઇ. ૧

અંતે— ઢાલ ૮ ધન્યાસી

અંચલગચ્છ ગિરૂઉ ગુણસાગર, રતનકરંડ સમાનજી
ભટ્ટારક શ્રી કલ્યાણસાગર સૂરિ, જંગમ યુગપરધાનજી. ૧૭૩
તસ પખિ દીપક વાચક પદધર, વિવેકશેખર મુણિંદજી
તસ સીસ પંડિત વિજયશેખર કહિ, ધરમ મહિમ આણંદજી. ૧૭૪
રાજનગરમાંહિ એ કીધઉ, આતમાનઇ પ્રતિબોધજી
સીખ દીધી સારી જે જાણિ, તે જીપિ ક્રમયોધજી. ૧૭૫
પારિખ પાસવીર કરેઉ આદર, દેખી લખિઉ અધિકારજી
ચતુર સુવેધક સુણસિ ભણસિ, ધર્મિઇ નિતિ જયકારજી. ૧૭૬

વરસ સોલસઇં બાણૂં ઉપરિ, ભાદ્રવા વદિ રવિવારજી
સાતમિ તિથિ મૃગસિર નક્ષત્રઈં, રચિઉ પ્રબંધ ઉદારજી. ૧૭૭
મિલસઇં રંગઇ જુહાર મિત્રનઈં, ફૂલસિ મનોરથ તાસજી.
વિજયશેખર કહિ ધર્મ પ્રભાવઇ, હોવિ લીલ વિલાસજી. ૧૭૮

—ઇતિશ્રી ૮–૧૩ નં. ૪૫૯ મ. જૈ. વિ. (સુંદર પ્રત.)

**(૧૬૨૬) ચંદરાજા ચોપઇ.** સં. ૧૬૯૪ કા. વ. ૧૧ ગુરૂ

આદિ—

ધૂરિ દૂહા

સ્વસ્તિશ્રી સુખદાયના, શ્રી વિદ્યા સુવિખ્યાત,
પ્રણમસિ પરમાનંદસિઉ, માગું બુદ્ધિ સુવિહાત ૧
મોહન તનૂવર મંજરી, મહીયલિ મંગલરૂપ
સા શારદ તૂઠી દીયઇ, કવિતા વાણિ અનૂપ. ૨
પ્રણમૂં ગુરૂ માતાપિતા, જેહથી પામિઓ ન્યાન,
કીડીથી કુંજર કર્યો, વધૂરે વધારિઓ વાંન ૩
શ્રી ગુરૂનઇ સુપસાઉલઈ, ઉપજિ મઝ સુવિવેક
ગુણ ગાઉ શ્રી સાધના, સાહિજ દિઉ અતિરેક. ૪
ચઉવીસે **જિનવર** ચતુર, **આદિનાથ પ્રથમાન,**
પ્રણમીજિઇ ધુરિ એહનઈં, લહીયઇ મુજનૂં દાન ૫
દાન સીયલ તપ ભાવના, ચ્યારે ધર્મ પ્રધાન,
તેહમાહિં તપ સલહીયઇ, તપથી મોક્ષ નિદાન ૬
આદરિઓ તપ ગુણ જાણિનઇં, રિદ્ધિ લહી સુવિસાલ.
તે શ્રી **ચંદની ચઉપઇ,** ભાખિસિ અતિહિં રસાલ. ૭
નિર્વાણીવારઈ થયઉ, સોહગસુંદર સાર
તપીયુ તપ અતિ આકરઉ, પુહતઉ ભવનઇ પારિ. ૮
નવખંડે એ ચઉપઇ, પ્રસિદ્ધ હુયો તપતેજિ,
ચતુર ભવ્ય સુણઉ આદરઇ, સાવધાન કરી હેજ. ૯

અંતે—

જીરણ ગ્રંથથી ઊધરિઓ, સરસ કથા કલ્લોલરી માઇ,
પંડિત જન સોધૂં કરઉ, સુજનરંગ જાચુ બોલ માઇ. ૯

સોલહસઇ સુરાણુઇ કાતી, વદિ ગુરૂવારિ રી માઇ
હસ્ત નક્ષત્ર એકાદશી, પ્રીતિયોગ સુવિચારરી માઇ. ૧૦
તિણિ દિન ગ્રંથ પૂરણ કરિઓ, સુગુરૂ તણિ આધારિ રી માઇ,
નવ ખંડે એ વિસ્તરઉ, શ્રી ચંદ ચઉપઇ સાર રી માઇ. ૧૧
શ્રી અંચલગછિ રાજીયઉ, પ્રતપિ સુરિજ તેજિ રી માઇ,
શ્રી **કલ્યાણસાગર** સૂરીશ્વર, વંદીજઇ મન હેજિ રી માઇ. ૧૨
તસ આગ્નાકારી ભલા **પાલીતાણીયા** વંસિ રી માઇ
**કમલસેખર** વાચક પદઇ સાધુમઇ થયા અવતંસ રી માઇ. ૧૩
તસ શિષ્ય વાચક જાણીઇ, **સત્યશેખર** ગણિચંદ રી માઇ
શિષ્ય વાચક કલાનિલઉ, **વિવેકસેખર** મુણિંદ રી માઇ ૧૪
તસ સાનધિથી હૂં લહૂં, કવિજનમાંહિ માન રી માઇ,
ગુરૂ વુદ્દા ગુણ આગલા, દેવિ મુંઉજનૂં દાન રી માઇ ૧૫
**ભીનમાલ**થી ઉત્તર દિસઇ, સોલ કોસઇ **મોર** સીમ રી માઇ,
**અજીતનાથ** દેહરાસરઇ, અરીયણ પારણ ભીમ રી માઇ. ૧૬
સંઘ આદરિ કરિઓ ગ્રંથ ભલઉ, ઢાલિ કરી સુવિસાલ રી માઇ,
મૂલ આદર ગુરૂભાઇનુ **ભાવસેખર**નુ રસાલ રી માઇ. ૧૭
નવમુ ખંડ કહિઉ એણિપરઇ, રાગ ધન્યાસી અંગ રી માઇ
**વિજયસેખર** વાચકભણિ, શ્રી સંઘ વડતઇ રંગિ રી માઇ. ૧૮

—(૧) ગા. ૪૮૪ સં. ૧૬૯૮ પો. વ. ૩ શનૌ લિ૦ મુનિ વિદ્યાશેખરેણ ગા ૪૮૪ ગ્રંથ ૫૦૦૦, ૯૪–૧૭ વ૦ રા૦ (૨) અંચલ ગચ્છે ભ૦ કલ્યાણસાગર સૂરિ વિજય રાજ્યે પં. પ્રેમજીગણિ શિ. દેવમૂર્ત્તિ લિ૦ સ્વવાચનાર્થં સં. ૧૬૯૮ ભુજમધ્યે લિખતં દિન ૪૦ મધ્યે ઋ૦ દેવજી વાચનાર્થં ૮૪–૧૯ દા. ૧૯ પો. ૨ વી. ઉ. (૩) વિક્રમાર્કોનગ નાગવાહ જૈવાતૃકે હિ પ્રમિતે સુવર્ષે અક્ષયા તૃતીયા ગુરૂવાસરે ચ દક્ષિણ સુરાષ્ટ્રેષુ બુર્હાનપુરે દંગે ૯૬–૧૭ દા. ૨૨ નં. ૩ સીમંધર.

**(૧૬૨૭) ઋષિદત્તાનો રાસ** સં. ૧૭૦૭ વસંત માસ વદ ૯ ભીનમાલમાં.

આદિ—

દૂહા

વિમલ વિહંગમ વાહની, સરસ વચન દિઇં માય
...સામિણિ સારદા, સમરૂં ધુરિ ચિત લાય ૧
નિજ ગુરૂ ગોયમ સમવડઇ, પૂજઉં પ્રણમૂં અંગ
આપઉ સાહિજ અલવિસિઉં, સુખ તંબોલ સુરંગ ૨
જિન શાસનમઇ જાગતા, ચ્યારે ધર્મ પ્રધાન
સીલ ભલઉ તિહાં કણિ સહી, સીલઇ મોક્ષ નિદાન ૩
સાચી રિષિદત્તા સતી, જિણિ પાલિઉ નિજ શીલ
ભોગ અભંગ અનઇ સુજસ, પામી તે સા લીલ ૪
ભલીપરઇ તે સાંભલઉં, સતી તણા અવદાત
ગાતાં હીયડૂં ગહગહઇ, રસના અધિક સોહાત ૫

અંતે—

સીલઈ સોહિરી રિષિ સીલઈ સોહિ,
પારષિ પુહતી સુરનર જંપિ, એ સમ નારી કોઇરે. રિષિ૦ ધ્રૂપદ x x
પુણ્યકથા પ્રાચીન ગ્રંથથી, દેખી રચિઉ અધિકાર,
ન્યૂન અધિક મઇ કહિઉં ઇહાંકણિ, મિચ્છા દુક્કડ સાર રી. ૪ રિષિ
અંચલ ગચ્છિ શ્રી કલ્યાણસાગરસૂરિ, જસ કીરતિ જગમાંહિ,
તસ પખિ પંડિત વિવેકશેખર ગણિ, પ્રણમું નિતિ ઉછાહિ રી. ૫
સંવત મુનિ સાગર સસિધર, મનહર માસ વસંત,
મેચક પક્ષઈ નવમી દિનઈ એ, જ્યેષ્ટાભ કહિઉં તંત રી. ૬ રિષિ.
શ્રી ભીનમાલ પાસ પરસાદિઈ, રાસ ચડિઉ પરિમાણઈ,
ઢાલ ઇગ્યારમી ખંડ એ ત્રીજાઉ, વિજયશેખર વખાણઇ રી. ૭

—૩ ખંડ સર્વ શ્લોક સંખ્યા ૭૭૫ મુનિ પ્રભાસચંદ્રેણ લ૦ ૧૬–૧૭ નં. ૪૪ મ. જૈ. વિ.

---

૭૯૮ સુભદ્ર (?)

(૧૬૨૮) રાજસિંહ ચોપઇ સં. ૧૬૮૩ જે. શુ. ૧૧

—પત્ર ૧૧ નં. ૧૯૨ જેસલ. ભ. ભં.

---

**૭૯૯ જટમલ** (શ્રાવક ધર્મસી પુત્ર મૂળ લાહોરના, પછી જમાલપુર. હિંદી નામી કવિ.

**(૧૬૨૯) પ્રેમવિલાસ-પ્રેમલતા ચોપઈ** સં. ૧૬૯૩ ભા. શુ. ૪-૫ રવિ. જલાલપુર (રાજસ્થાની હિંદીમાં).

દોહા-પ્રથમ પ્રણમિ પય સરસતિ, ગણપતિ ગુણ ભંડાર,
સુગુર ચરણ અંભોજ નમિ, કરૂં કથા વિસ્તાર. ૧
ચો૦-સંવત સોલહસૈ ત્રેયાનું, ભાદ્ર માસ સકલ પખ જાનું,
પંચમિ ચૌથ તિથૈ સંલગના, દિન રવિવાર પરમરષ મગન. ૭૬
દોહા-સિંધ નદી કે કંઠ પઇ, મેવાસી ચોફેર,
રાજા બલી પરાક્રમી, કોઉ ન સકૈ ઘેર. ૭૯
ચો૦-પૂરા કોટ કટક કુનિ પૂરા, પર સિરદાર ગાઉકા સૂરા,
મસલત મંત્ર બહુત સુજાને, મિલે ખાંન સુલતાણુ પિછાનૈ. ૮૦
દોહા-સઇદા કૌ સહિબાજખાં, વઇરી સિર કલ વત્ર,
જાનત નાહી જેહલી, સબ ઊવાનકૌ છત્ર. ૮૧
ચો૦-રઇયત બહુત રહત સુંરાજી, મુસલમાન સુખાસ નિમાજી,
ચોર જાર દેખા ન સુહાવૈ, બહુત દ્રિલાસા લોક વસાવૈ. ૮૨
દો૦-વસૈ અડોલ જલાલપુર, રાજા થિર સહિબાજ,
રઇયત સકલ વસૈ સુખી, જબ લગિ થિર દ્રૂ રાજ. ૮૩
ચો૦-તહાં વસૈ જટમલ લાહોરી, કરનૈ કથા સુમતિ તસ દોરી,
નાહર વંસ ન કછુ સો જાનૈ, જો સરસતી કહે સો આનૈ. ૮૪
સોરઠા-ચતુર પઢો ચિત લાય, સમરસ લતા કથા રસિક,
સુનત પરમ સુખદાય, શ્રોતા સુન ઇહ શ્રવણ દે. ૮૫
દો૦-સુનહિ કથા દુર્જન સજન, દુર્જન અવગુન લેહ,
સૂકર પાયસ છોર કૈ, મુખ વિષ્ટાકું દેહિ. ૮૬

—(૧) સં. ૧૮૦૯ વૈ. વ. ૭ ગુરૂ મરોટમધ્યે ચતુર્માસ પં. સુખહેમ શિ. સરૂપચંદ્રેણ લિ. પત્ર ૮ જિ. ચા. (૨) ઇતિ પ્રેમ-વિલાસ પ્રેમલતાકી સબરસલતા નામ કથા **નાહર** ગોત્ર શ્રાવક **જટમલ** કૃતા સમાપ્તા સં. ૧૭૫૩ જયે. વ. ૭ પં. દાનચંદ લિ. ભયહરા મધ્યે જયપુર ધરણીંદ્રસૂરિ ભં૦ (૩) પત્ર ૧૧ પો. ૧૯ નં. ૧૯૨૪ અભય.

(૬૩૦)+ **ગોરા બાદલ વાત** (૧૬૮૬ ભા. ૧૧) સં. ૧૬૯૫ ફા. સુ. ૧૫

ચરણ કમલ ચિતુ લાય, સમરૂં શ્રી શ્રી **શારદા**,
સુઙ મતિ દે મુઝ માય, કરૂં કથા તુહિ ધ્યાઇકે. ૧
જંબૂદીપ મઝાર, **ભરત**ખંડ સબ ખંડ સિર,
નગર તિહાં ઇકુ સાર, ગઢ **ચિતોડ** હૈ વિષમ અતિ. ૨

સાક્રૂર છંદ

**ગોર**ઇ જુ **બાદલ**કી કથા, અબ ભઈ સંપૂરન જાન,
સંવત **સોલઇ સય છયાસી,** ભલા ભાદ્રવ માસ;
એકાદશી તિથિ બાર કે, દિન કરિ ધરી ઉલ્લાસ,
અબ વસઇ મોછ અડોલ અવિચલ સુખી રઇયત લોક.
આણંદ ધરિ ધરિ હોત મંગલ દેખિયઇ નહીં શોક,
રાજા તિહાં **અલીખાન** ન્યાજી ખાન **નાસિર** નંદ;
સિરદાર સકલ પઠાણ ભીતર જિઉ નક્ષત્ર મહિં ચંદ,
તિહાં **ધરમસી** કી નંદ **નાહર** જાતિ **જટમલ** નાંઉ,
તિણ કરી કથા બણાય કે, બિચિ સુંબલા કે ગાંઉ. ૧૪૨

દોહા

**જટમલ** કીની જુગતસું, હરખિ હિયઇ ઉપજાય,
શ્રોતા સુનહુ જુ કાનદે, ચતુર પઢઉ ચિત લાય. ૧૪૩
પઢતાં નવ નિધિ પાઇયઇ, સુનતાં સબ સુખ હોય,
**જટમલ** જંપતિ ગુન જતો, વિઘન ન ઉપજઇ કોય; ૧૪૪

—રાજસ્થાની હિંદીમાં (૧) જટમલ શ્રાવક કૃતા સં. ૧૭૫૨ કા. શુ. ૯ સોમ પં. ખેતા લિ. કોટા મધ્યે પત્ર ૬ પો. ૪ નં. ૨૨૭ અભય૦ (૨-૫) સં. ૧૮૫૭ વૈ. વ. ૧૩ પત્ર ૨૨ પો. ૮૧ નં. ૨૦૧૭, સં. ૧૮૫૧ શ્રા. વ. ૧૪ ગામ ડેગો મધ્યે ખુસાલચંદ લિ૦ પત્ર ૧૦ પો. ૮૨ નં. ૨૦૬૫, સં. ૧૮૪૮ પત્ર ૮ પો. ૮૨ નં. ૨૦૬૬, સં. ૧૮૩૬ દ્વિ૦ શ્રા. વ. ૫ અંજાર મધ્યે પત્ર ૭ પો. ૮૩ નં. ૨૨૩૦ જિ. ચા. (૬) સં. ૧૭૭૫ વૈ. સુ. ૧૪ લિ. પં. સુખહેમ લૂણસર મધ્યે (લાહોર, ઉદેપુર, ચિતોડ ગઝલ ખેતલ કૃત સહિત) પત્ર ૧૦ નં. ૨૪૫૬ અભય. (૭) પ્ર. હિંદીમાં સં. પં. અયોધ્યાપ્રસાદ તરૂણ ભારત ગ્રંથાવલી નં. ૩૪ પ્રયાગ (વાંચો નાહટાજીનો 'કવિવર જટમલ નાહર ઔર ઉનકે ગ્રંથ' એ 'હિંદુસ્તાની' નામના હિંદી પત્ર પૃ. ૧૫૯ થી ૧૭૪.

**(૯૬૩૧) બાવની** (રાજસ્થાની-વ્રજભાષા મિશ્ર) ૫૪ ગા.

ૐ ૐ કાર અપેહી જાપે દિગર ન કોઈ દૂજા,
જાં નર બાબર ગાંસભ તારાં અજબ બનાઈ સચૂજા;
વજે વાઉ અવાજ ઇલાહી જટમલ સમઝણ બૂજા,
આપણુ જોગા વચન ન એહૈં સમઝણુ અમરત કૂજા.
ક્ષાલ ખરાતિ સૈદા ખાસા જો નર હોવઇ રહિતા,
કયા હોયા જેથી આક વીસર ટદ્દી બાંગે કહતા;
આપન સુરા લોક લડાએ મરમ ન મૂરખ લહતા.
જટમલ સાહિબ સોઇ લહરી કહત રહત દુઇ સહિતા.

—સં. ૧૭૩૩ ભા. સુ. ૯ ગુરૂ સવાઇ જુગપ્રધાન ભ. (જિં ચંદ્રસૂરિણાં મહો૦ સુમતિશેખર શિ૦ વા૦ ચારિત્રવિજય પં. મહિમાકુશલ પં. રત્નવિમલ પં. મહિમાવિમલ સહિતેન ચાતુર્માસ સક્કી ગ્રામે લિ૦ મહિમાકુશલગણિના દેo રંગા પઠનાર્થ પત્ર ૮ જિ. ચા.

(૯૬૩૨) લાહોર ગજલ (ખડી ભાષામાં લાહોરનું વર્ણન).

દેખ્યા સહિર જબ **લાહોર**, વિસરૈ સહિર સગલે ઔર;
**રાવી** નદી નીચૈ વહૈ, નાવૈ ખૂબ ડાઢી રહૈ. ૧ × ×
અદ્દભુત જૈન કે પ્રાસાદ, કરતે કનિકગિરિ સૌ વાદ,
દેખી ધરમસાલા ખૂબ, દ્વારે કિસનકે મહબૂબ.
દેખ્યાં દેહરા ઇક ખાસ, કીયા ફિરંગીયાનૈ વાસ,
બેગમકી ભલી મસીત, લાગા તીન લાખજ વીત. × ×
રાજપુરા અરૂ મહજંગ, દુખતર અજબ તિનકે રંગ,
સેખ ફરીદ દોલતાવાદ, લંગર પાખલીલાવાદ;
હાજી સવાઇ સહદરા, બહુત અનાજ સેતી ભર્યા,
જિહાં પાતસાહ **જહાંગીર**, જિસકા બાપ **અકબર** મીર. × ×
**લહાનૂર** સુહાવના, દેખ્યા હોત આનંદ,
કવિ **જટમલ** કે-ન કરી, સુનત હોત સુખકંદ. ૫૬

—ત્રણ પ્રત અભય૦, એક કૃપા૦, અને એક જય૦ માં છે.

**(૧૬૩૩) સ્ત્રીગુણ સવૈયા** (હિંદીમાં).

છૂટ છૂટ કંઠને પર્યો હે હાર ટૂટ ટૂટ, ફૂટ ફૂટ ભુષન ભએ હૈ ધૂર છારસી,
ફૂલન સી સેય છારિ ચરનિ પસાર ડાર, પરી હૈ બેહાલ બલ કાટ ક્રમ ડારસી;
કૈસે હૈ ન ચાલૈ હૈ ન બેલે હૈ ન ખાસૈ હૈ ન બૈ ગયો ચિઠો ગહૈ સરી ચક ધારસી,
બેરઉ કહ્યો જઉ માનોં તોં તોં તુમ્હ જાઇ દેખોં, કહા કઉ ગહિ કૈરૈ કંકનકુ આરસી. ૨
કુરંગસે નયન કટિ કેહરતંઇ અતિ, કૃશકુંબલ સસાસી ગતિ ગજકી વિશેષિ હૈ,
કોકિલસૈ કંઠ કીર નાક સો કપોત ગ્રીવ, ચલત મરાલ ચાલ સુંદરસુ દેખિ હૈ;
કુસુમ અનારસે કપોલ દેહ કેતકીસી, કવલ સે કર નાભ કેસૂ ફૂલ રેખિહૈ,

અધર અરણુબિંબ દાડીં દન્તિ ઢોંડી અગ્નિ, જટમલ કુચ શ્રીફલ
ત્રીય હસિ દેખિકૈ.

**(૧૬૩૪) સ્ત્રીગજલ** (હિંદીમાં સ્ત્રીઓના શૃંગાર, અંગ પ્રત્યંગોનું વર્ણન.)

સુંદરરૂપ ગુણુ ગાઢી કિ, દેખી બાગમેં વાઢિ કિ,
સાખિયાં બીસ દલ હૈ સાથ, જાવૈ રંગ રાતે હાથ. ૧
**જટમલ** નજરમેં આઇ કિ, શોભા કછુક ગત પાઇકિ,
સુન્દરિ ! તુઝે હૈ સ્યાબાશ, પૂજો સકલ તોરી આશ.
અપને કંતસ્યું રસ રંગ, કર તૂં વર્ષ સહસ અભંગ.

—(૧-૨) સં. ૧૭૬૫ પાહઇસર મધ્યે, પદમા. સં. ૧૭૭૫ લિ. પૂ. નાહર. (૩-૪) અભય.

**(૧૬૩૪ ક) પ્રકીર્ણ**—૨૮ છંદ તેમાં ૪ દોહા, ૩ છપય, ૨૧ સવૈયા.
—સં. ૧૭૬૫ લિ. પ્રતિમાં.

---

## ૭૯૯ ક ગુણસાગર (૨) (ત. મુક્તિસાગર શિ.)

**(૧૬૩૪ ખ) સમ્યકત્વમૂલ બારવ્રત સઝાય** કડી ૭૨ સં. ૧૬૮૩ મહા શુ. ૧૩ શુક્ર.

વંદિય **વીર** જિણેસર દેવ, જાસુ સુરાસુર સારઇ સેવ,
પભણિસુ દંડક ક્રમ **ચઉવીસ**, એક એક પ્રતિ બોલ છવીસ. ૧
ગણધર રચના અંગ ઉપાંગ, પન્નવણા સુવિચાર ઉપાંગ,
તેહ થકી જાણી લવલેસ, નામ ઠામ જૂજૂઆ વિસેસ. ૨××
સંવત **સોલછ વરસ ત્રાસીઓ** જાણીઇ,
માહા સુદજી તેરસ શુક્રવાર આણીઇ;
વ્રત બારનીજી ટીપ લિખાવી અતિ ભલી,
એ પાલતાં જી બાઇયાની શુભ આસ્યા ફલી. ૭૧
તપગચ્છ તારઇ **વિજયસેન** સુરી વારઇ ટીપ લિખાવી સોહામણી,
ધ્રમ વ્રત પ્રાસો કુલ અજૂઆલો, પાપ પખાલો દિત ભણી;

અંતે

**ઉત્તમવિજય** ગુરૂતણી, સાહ્યે કહેવાય,
**ભાવનગર**માં **વીર**ના, **પદ્મવિજય** ગુણ ગાય. ૮૯

(૧) ૫-૧૬ આ. ક. (૨) ૬-૧૧ મો. સેં. લા. (૩) નં. ૧૮૪૨ લીં. (૪) પત્ર ૭ નં. ૪૭ દા. ૪૫ ડે.

**ખંભાત ચૈત્યપાટી સ્ત.** (ઐ.)

(૧-૨) નં. ૧૮૪૨ અને ૨૧૫૭ લીં.

**સમકીત પચીસી સ્ત.** સં. ૧૮૧૧ આસો શુદ ૨ ભાવનગરમાં.

આદિ

દૂહા.

વંદુ **વીર** જિણંદને. સમરૂ **સરસતિ** માત,
પકજન પ્રણમું ગુરૂતણા, કહેવા સમકિત વાત. ૧
જિમ સરૂપ સમકિત તણો, ભાખ્યો **વીર**જિણંદ,
તિમ ભાખું ગુરૂ સાહ્યથી, પાંમું પરમાણંદ. ૨
સ્વામિ અનાદિ અનંત જે, ચિહું ગતિ એહ સંસાર,
મોહાદિક ગુરૂ સ્થિતિ કથી, ભમે અનંતી વાર. ૩
યથાપ્રવૃત્તિ કરણે કરી, આવે ગંઠી દેશ,
પલ્લ ઉપલ દૃષ્ટાંતથી, યથાપ્રવૃત્તિ સુણો લેશ. ૪

અંતે

વાચક **જસવિજયે** એ પરપંચ, કીધો જેહ સઝાયેરે,
તિણે વિસ્તાર ન આંણ્યો એહમાં, તે કહતાં બહુ થાય રે. ૬૧
એહ તવન સદ્દહિને ભણતાં, સમકિત નિરમલ થાય રે,
**વીર** જિનેશ્વર સ્તવના કરતાં, મુઝ મન હર્ષ સવાયરે. ૬૨
**ભાવનગર** ચૌમાસ રહીને, **વીર** જિણંદ મલ્હાયોરે,
**ચંદ કુમુદ મદ રાજા** વર્ષે, શિત આસો બીજ ગાયોરે. ૬૩
એહવી ચર્ચા જેહ કરે તસ, થાઇ નિર્મલ બુદ્ધિરે.
એહ પ્રયાસથી ફલ મુઝ હોયો, સમકિત રત્નની શુદ્ધિ રે. ૬૪

સારદ નામ જપો જગજાણું, સારદ નામ ગાઉ સુવિહાણું,
સારદ આપઈ બુદ્ધિ વિનાણું, સારદ નામઈં કોડિ કલ્યાણું. ૪૩

ગાહા

ઈહ બહુ ભત્તિ ભરેણું, અડયલ છંદેણ સંથુઆ દેવી,
ભગવઈ તુજ્ઝ પસાયા, હોઉ સયા સંઘ કલ્લાણું. ૪૪

—સત્યવિજય ગ૦ શિ૦ કર્પુરવિજય શિષ્ય વૃદ્ધવિજય શિ૦ ગણિ હંસવિજય ૩-૧૫ દા. ૮૨ નં. ૧૭૭ હા૦

---

**૨૫૦ સહજકીર્ત્તિ** (ખ. હેમનંદન શિ.) (૧-૫૨૫).

**(૬૬૩૫) સુદર્શન શ્રેષ્ઠિ રાસ.** સં. ૧૬૬૧ બગડીપુરમાં.

**આદિ—** દૂહા

કેવલ કમલાકર સુર, કોમલ વચન વિલાસ,
કવિયણ કમલ દિવાકરૂ, પણમિય **ફલવિધિ પાસ.** ૧
સુરનર કિંનર વર ભમર, સુણુત ચરણકજ જાસ,
સરસ વચનકર **સરસતી**, નમીયઇ સોહગ વાસ. ૨
જાસુ પસાયઇ કવિ લહઇ, કવિજનમઇ જસવાસ,
હંસગમણિ સા ભારતી, દ્યઉ મુઝ વચન વિલાસ. ૩
ભવજલ નિધિ પડતાં સદા, ધારઇ જેહ તુરંત,
સકલ સિવંકર તેહનઇ, ધર્મ કહઇ ભગવંત. ૪
ચઉગતિનઈ જે નિર્દલઇ, છીપઈ ચ્યારિ કષાય,
તેહ ભણીવઉ ભેદ કરિ, ધર્મ કહઇ જિણરાય. ૫
આપોપણિ થાનકિ સહી, એ ચ્યારે છઈ સુખ,
એકેકઉ આરાધતાં, દ્યઇ મન વંછિત સુખ. ૬
આપદ ગદ દૂરઇ ટલઇ, ન લહઇ જનમઇ ઢીલ,
શીલ પસાયઇ દિન દિનઇં, પામઇ અવિચલ લીલ. ૭
કુલ કલંક સહુ ઊતરઇં, હુઈ સમાધિ વર ડીલ.
પસરઈ જસ કીરતિ ઘણી, પામ્યાં નિર્મલ સીલ. ૮

સકલ વાચક સોહઈ ભવિજન મોહઈ, **મુક્તિસાગર** સિરતાજ,
કવિ **ગુણસાગર** સીસ પભણઈ, પામો અવિચલ રાજ. ૭૨

—સં. ૧૭૨૯ લિ૦ શાંતિનાથ પ્રસાદાત્ ૭-૯ મો. સેં. લા.

(મુક્તિસાગર તે શેઠ શાંતિદાસના ગુરૂ, પછીથી સં. ૧૬૮૬ માં રાજસાગરસૂરિ થયા. મુક્તિસાગરના સં. ૧૬૮૨ના પ્રતિમા લેખ માટે જુઓ બુ. ૧, નં. ૩૬, ૧૨૮).

---

## ૨૪૯ કેશરાજ (વિજયગચ્છ) (૧-૫૨૨).

**(૪૮૬)+ રામયશો રસાયન (રામાયણ) રાસ** સં. ૧૬૮૩ (૧-૫૨૨).

—(૧) ગ્રં. ૪૨૫૦ સં. ૧૮૪૪ ભા૦ બાઈ હેમકોર પઠનાર્થં ૧૧૩-૧૭ દા. ૨૨ નં. ૧૨ સીમંધર૦ (૨) સં. ૧૮૮૦ શ્રા૦ વ. ૫ સોમે લિ૦ વિકાનેર મધ્યે ૮૩-૧૭ પો. ૧૨૧ મો૦ સુરત. (૩) સં. ૧૯૫૫ લુધિયાના મધ્યે પત્ર ૬૨ નં. ૨૦૯૦ જિ. ચા. (૪) પત્ર ૧૨૩ કમલ મુનિ.

---

## ૭૯૯ ખ અજ્ઞાત.

**(૧૬૩૪ ગ) સરસ્વતી** છંદ કડી ૪૪ સં. ૧૬૮૪ ? આશો શુ.૧૫

સકલ સિદ્ધિ દાતારં, **પાર્શ્વં** નત્વા સ્તવામ્યહં,
વરદાં **સારદા** દેવીં, સુખ સૌભાગ્ય કારિણીં. ૧
પ્રણુવ બ્યર વલિ માયા બીજં શ્રીએં નમો કરિઠેજં,
ક્લીં હ્રૌં મહામંત્ર તેજં, વાગ્વાદિનિ નિત્ય સમરેજં. ૪૦
ભગવતિ ભાવઇં તુજઝ નમિજઇ, અષ્ટ મહાસિદ્ધિ શીઘ્ર લહીજઇ,
મંત્ર સહિત એ કવિત ભણિજઇ, ભણતાં ગુણતાં લીલ કરિજઇ.
સંવત **ચંદકલા** અતિ ઉજ્જલ, **સાયર સિદ્ધિ** આસો શુદિ નિર્મલ,
પૂનિમ સુર ગુરૂ વારિ ઉદાર, ભગવતિ છંદ રચ્યો જયકાર. ૪૨

યતિવર રે (૨) જસુ નામઈ સુખ પામીયઇરે.
પૂરવ દેસવિદેશ વિહાર કરી જિણિ નિજ બલઇરે, પ્રતિબોધ્યા જનવૃંદ,
દેખત રે (૨) માનીયઇ સિર નામીયઇરે. ૪૨૭
તાસુ સીસ વાચક ગુણમણિ મહિ રયણાકરૂ રે અદ્‌ભુત ભાગ્ય નિવાસ,
હિતકર રે (૨) સકલ જીવનઇ જે સદા રે.
જસુ દરસણ દેખત સજ્જન જન સુખ લહઇરે, ચંદઇ જેમ ચકોર,
પ્રતિપઉ રે (૨) રત્નસાર ગણિ ગુરૂ મુદારે. ૪૨૮
રત્નહર્ષ ગણિ વરવિદ્યાનિધિ ગુણનિલઉરે, હેમનંદન ગણિ ધીર,
સોહઈ રે (૨) તાસુ સીસ દોઉ ભલારે,
સુભ આચારઇ રંજઇ સજ્જન ભવિયણારે પ્રતિપઉ મુઝ આસીસ,
દિન પ્રતિરે (૨) જાગઇ જસુ ચઢતી કલારે. ૪૨૯
તસુ વિનેય સુખ જાણી સંત મહંતનારે ગુણ કહતાં અભિરામ,
હોવઇ રે (૨) દિન દિન અધિકી સંપયારે.
સહજકીર્ત્તિ મુનિ ભાખ્યઉ તિણિ હેતઇ કરીરે, સાધુ સુદરસણ રાસ,
ભવિયણ રે (૨) સુણતાં થાયઇ ગુણ સયારે. ૪૩૦
શ્રી વગડીપુરિ સુવિધિ જિણિંદ પસાઉલઇ રે
સંવત હરિ રસ કાય ચંદઇ રે
ભાખ્યઉ એ રલિયામણઉ રે,
સીલતણા ગુણ જાણઇ જનિ સુણઇ ભણઇરે તસુ ઘરિ વાધઇ ઋદ્ધિ,
દ્રો જિમ રે (૨) નિત નિત રંગ વધામણઉ રે. ૪૩૧

—પ્ર૦ ૬૩૧ ૧૩-૧૫ દા. ૧૭ વી. ઉ.

(૧૬૩૬) કલાવતી રાસ ગા. ૧૨૨ સં. ૧૬૬૭ (રસાયલ)

—પ્રત ૧૭ ગી સદીની પત્ર ૭ પો. ૮૧ નં. ૨૨૮૧ જિ. ચા.

(૧૬૩૭) વ્યસન સત્તરી ગા. ૭૧ સં. ૧૬૬૮ નાગોર.

—પો. નં. ૧૨ ભુવન૦

(૧૬૩૮) દેવરાજ વચ્છરાજ ચોપઇ સં. ૧૬૭૨ ખામભર નગરમાં.

કષ્ટ પડિ જે નવિ ચૂલઇ, સીલ થકી સુવિચાર,
સીલવંત તેહિજ ખરા, ગરૂઆ ધણિ સંસારિ. ૯
શેઠ સુદરસણ ચિર જયઉ, કેવલ કમલા કંત,
સીલવંત સિરિ સેહરઉ, નમીયઇ નિત ગુણવંત. ૧૦
સેઠ સુદરસણની પરઇ, પાલઉ સીલ અખંડ,
મન વંછિત ફલ જિમ લહઉ, તોડઉ કર્મ પયંડ. ૧૧
કષ્ટ પડ્યાઇ રાખ્યઉ સુદૃઢ, સીલ-રયણ અતિ ચંગ,
સેઠ સુદરસણ જિણ પરઇ, તે નિસુણઉ ધરિ રંગ. ૧૨

અંતે—

શ્રી ખરતર ગછ કમલવિકાસણ દિનમણીરે, 'જુગ પ્રધાન' પદ ધાર.
ગુણ નિધરે (૨) શ્રી જિનચંદ મુનીસરૂરે.
પાતિસાહ અકબ્બર ભૂમિપતિ માનીયેરે, દેખી જસુ અનુભાવ,
અભિનવિરે (૨) સકલ જીવ આનંદકરૂરે. ૪૨૩
તસુ પાટઈ સુભ ઘાટઇ રવિ જુ દીપતઉ રે જસવંતઉ સુવિચાર
સદગુરૂ રે (૨) શ્રી જિનસિંહ મહાયતીરે,
શ્રી જિનચંદ સુરીસર રાજઈરે શ્રી જિનસિંહ મુણિંદ,
સુખકરૂરે જુવરાજઈ નતભૂપતીરે. ૪૨૪
જસુ ધ્યાનઇ ધરણિંદ ધરણિપતિ આવીયઉરે, દીધઉ જસુ વરદાન,
ગુરુવરરે (૨) કુમતી મદ ભર જીપતઉરે.
ગચ્છવૃદ્ધિ કીધી વલિ સુરસાનિધિ લહીરે શ્રી ગુર ગુર ગુણધાર,
વિશ્રુત રે (૨) ક્ષેમકીર્ત્તિ ગુરૂ દીપતઉરે. ૪૨૫
તસુ સાખઇ શુભ ભાખઇ સદગુરૂ ચિર જયઉરે શ્રી પાઠક પદ ધાર,
સુભમતિરે (૨) શ્રુત ધરમઇ ચિંતામણીરે.
કનકતિલક ગુરૂરાજ ગુણાકર સુભકરૂરે પંચમહાવ્રતપાલ,
ધરણીરે (૨) જસુ કીરતિ દીસઇ ઘણીરે. ૪૨૬
તસુ પાટઇ જાચક મહિમાનિધિ અભિનવઉરે લક્ષ્મીવિનય મુનીસ,

તસુ સીસ વાચક પદધર, **લિખમીવિનય** ગુણવંત,
જિણુ કરિ વિહાર પદીતલઇ, પ્રતિબોધ્યા હે બહુ શ્રાવક સંત. ૬૩
તસુ સીસ સદ્ગુરૂ ગુણતિલઉ, શ્રી **રત્નસાગર** મુનીસ,
મહાપીઠ જસુ જસ મહઇ, જસ નામઇ હે સુખ હુઇ નિસદીસ. ૬૪
ગણિરત્ન દર્પ મનોહર, ગણિ **હેમનંદન** ધીર,
એ શીસ તાસ સુહંકર, નિત પ્રતિપઉ હે ગુણગંભીર. ૬૫ સિવ.
**શ્રી હેમનંદન** ગણિ તણુઉ, સુપ્રસાદ લહિં અભિરામ,
ગુણિ **સહજકીરતિ** ધર્મના એ, ભાખ્યા હે ફલ સુખકામ. ૬૬ સિવ.
શ્રી **ખામભર** નગરઇ ભલઇ, શ્રી **સંતિ** જિન સુપ્રાસાદિ,
**નયન વારિધિ રસ શશિ**, શુભ વરસઇ હે વડી પરમાદ. ૬૭ સિવ.
જે કહિય આગમ સંમતઇ, અનુમોદીયઇ તે સુદ્ધ,
મિચ્છામિદુકડ તેહનઉ જે, કહિયઉ હે આગમે વિરૂદ્ધ. ૬૮ સિવ.
પુણ્યવંત શ્રી વચ્છ મુનિ ભણુઇ, જે સુણુઇ એહ ચરિત્ત,
તે લહઇ લીલા દિનદિનઇં, વલિ હોવઇ હે જનમ પવિત્ત. ૬૯ સિવ.

—શીલવિષયે (૧) સં૦ ૧૭૯૨ કા૦ વ૦ ૭ દિને શ્રી વીજાત દેવિપાકૃતા ૨૭-૭ થી ૧૭ સં. કૅા. કૅટ. વૉ. ૧૦ નં. ૧૨૬ પૃ. ૨૫૮-૨૬૧. (૨) સં. સિદ્ધિન્દુ સંયમ (૧૭૧૮) આશ્વિન સુ. ૩ ભૃગુવારે લિ. વા. જીવકીર્તિગણિભિઃ પત્ર ૩૭ નં. ૨૩૬ અભય.

**(૬૬૨૯) સાગર શ્રેષ્ઠિકથા** સં. ૧૬૭૫ વિક્રમપુર (વીકાનેર)માં.

**આદિ—** શ્રી ગણેશાય નમઃ ધુરિ સોરઠઉ.

**પ્રણમું ફલવધિ પાસ**, સકલ સદા જસુ સાનિધઈ,
લહીયઇ લીલવિલાસ, ધન ધન સિરિ ધરણિંદ જિમ. ૧
ભલઉ નમાવી ભાલ, ભાવઈ પ્રણમું **ભારતી**,
વિબુધ કરઇ જે બાલ, હંસગમણિ આરતિ હરઇ. ૨
પ્રણમું નિજ ગુરૂપાય, ભલીપરઈં જિણિ મુઝ ભણી,
સફલઉ કરી સુપસાય, કીડીથી કુંજર કીયઉ. ૩

આદિ— ऐं नमः

પરમોદય કારણુ પવર, જગદાનંદન પાસ,
શ્રી ફલવર્દ્ધિપુર મંડણુઉં, પણમી સુકૃતનિવાસ. ૧
હંસગમણિ પરમેસરી, સફલા જસુ અવદાત,
વીણા પુસ્તકધારિણી, પણમું સરસતિ માત. ૨
જાસ પસાયઇ તતખિણઇ, મુરખ પિણ કવિ હોઇ,
ચિર નંદઉ સા ભારતી, કાલીદાસ પરિ જોઈ. ૩
તુમ પસાય વિણુ જો કરઇ કવિત કથા અરૂ વાદ,
લૂણ વિના જિમ રસવતી, હોવઇ તેમ નિસવાદ. ૪
હૂં બાલક છું તાહરઉ, સરસતિ કર સુપસાય,
તુઝ સુપસાયઇ જે કહૂં, સરસ સહી તે થાય. ૫
કીરતિ કમલા સગુણ સંત, સુમતિ અંગ નીરોગ,
પુણ્યપસાયઇ ઇણિ ભવઇં, લહીયઇ સકલા ભોગ. ૬
પુણ્યપસાયઇ પરભવઇ, પામીઇ દેવવિમાન,
કેવલસિરિ લહિ કે મુદા, કે પામઇ નિરવાણ. ૭
પુણ્યકલ્પતરૂ સેવતાં, ફલઇ મનોરથ સન્ત,
પુણ્યવંત ઇહાં સંભલઉ, વચ્છરાજ દૃષ્ટાંત. ૮
જિણપરિ દીઠઉ શાસ્ત્રમઇં, સુણીયુ શ્રીગુરૂ પાસિં,
તિણપરિ હૂં દિઠ્ઠંત તે, કહિસું મન ઉલ્લાસિ. ૯

અંતે— રાગ ધન્યાસી કુમર ઈસું મન ચીંતવે રે—એ દેશી.

ઇણ પરઇ ધર્મ્મ ભણઉ સુણી, મહિમા અનોપમ વેગ,
સેવીઅઇ ધર્મ સવી સદા, જિમ લહીયઇ હો સુખ અભંગ. ૧૦
સિવપુર લીલા સાસતીરે, પામીજઇ હો ધરમ પસાય—આંચલી,
સુખકાર ખરતર ગછધણી, શ્રી જિનસિંહ મુણીંદ,
જસ દીયઉ જુગવર પદ તસનુ, શ્રી સાહિઇ હો મણ આણંદ.
સુધ ક્રિયાકારક ગુણનિધિ, આગમ તણાં આધાર,
શ્રી કનકતિલક મુનિસરૂ જયંતી, પાઠક પદ ધાર. ૧૨ સિવ.

**સમતિ જલધિ રસ સસિ સમયઇ સાયરનઉ સંબંધ,**
રસિક રલીયામણઉએ, સુકૃત સુફૂલ સુગંધ. ૨૯ મ૦
અણુહુંતઉ આગમ પખઇએ, આણ્યઉ જેહ અસુદ્ધ,
તુરત કરૂં તેહનઉ એ, મિચ્છામ દુકડ સુદ્ધ. ૩૦ મ૦
તુમ્હનઈ ઢાલ એ તેરમીએ, રંગ ધન્યાસિરી રાગ,
કહી સંપતિ કરઇએ, સુણતાં સુખ સોભાગ. ૩૧ મ૦

—સુપાત્ર દાન વિષયે, (૧) ગા. ૨૩૨ ગ્રં. ૩૧૨ પૂજ્ય ભ. દેવરત્નસૂરિ શિ૦ મુનિ ઉદયવિજય લ૦ ૧૦-૧૪ દે. લા. ૧૪૧૦/ ૫૦૦ (૨) સં. ૧૭૧૯ આ૦ સુ. ૧૩ મુલતાણમધ્યે સુખહેમ લિ૦ પત્ર ૧૩ જિનહર્ષકૃત શ્રીપાલ ચોપઇસહિત પો. ૮૩ નં. ૨૦૯૬ જિ. ચા. (૩) સં. ૧૭૪૩ શ્રા. શુ. ૧૨ ગુરૂ સાંગાનેર મધ્યે પત્ર ૧૦ નં. ૨૮૮૨ અભય. (૪) પત્ર ૧૦ પો. ૫૫ પં. જૈ. શ્વે. ભં. જયપુર.

**(૧૬૩૯ક)+ જિનરાજસૂરિ ગીત.**

—વ્યલેખિ કૃતં ચ પં. **સહજકીર્ત્તિ** ગણિના પત્ર ૨ નં. ૩૪૮૩ અભય. પ્ર. ઐ. જૈ. રાસસંગ્રહ પૃ. ૧૭૪ થી ૧૭૬.

**(૧૬૪૦) જેસલમેર ચૈત્ય પ્રવાડી** ૭ ગીત સં. ૧૬૭૯.

**આદિ—**

તમકઉ પ્યારઉ મનકઉ પ્યારઉ એહની જાતિ.

સાધુ સાધવી શ્રાવક શ્રાવી, શ્રી સંઘનઇ પરિવારરે માઇ,
**શ્રી જિનરાજ સૂરીસર હરષઇ, જેસલમેરૂ મઝારિ રે માઇ. ૧**
ચૈત્ર પ્રવાડિ કરઇ વિધિ સેતી, વાજઇ વાજિત્ર સારરે,
ગાવઇ ગીત મધુરસર ગોરી, **ખરતર** ગચ્છ જયકાર રે માઇ. ચૈત્ર૦ ૨

**અંતે—**

ઇમ કરી ચૈત્રપ્રવાડિ સુંદર, મુનિ રાજશ્રી જિનરાજ,
આવીયા પૂજ ઉપાસરઇ, ખરતર ગચ્છ સિરતાજ. ચ. ૬

દુખ લખ ભંજઇ દાન, કમલાસુખ સંપતિ કરઈ,
વાધઇ બુધિ વિનાણુ, કહઇ ઇસઉ શ્રુતકેવલી. ૪
પેટ ભરઇ કરિ પાપ, કેઇક કમ સકતિ કરી,
સહિ બહુલઉ સંતાપ, ભરઇ પેટ કે ભાવતી. ૫
કેઇ કરઇ કલોલ, લખમી લહિ લીલાવતી,
પહિજ દાન અમોલ, જાણીજઇ ફલ જગતમઇ. ૬
શ્રી પામી સુવિસાલ, ખરચઇ જે નહી ખંતિસું,
માખી જિમ મહુઆલ, ધસિસ્યઇ હાથ ગએ ધણું. ૭
**સાયર** સેઠિ સુજાણિ, વડદાતા પામિઉ બિરૂદ,
કૃપણુ તણી તજિ કાનિ, ચતુર સુણુઉ તિહનઉ ચરિત. ૮
નિસુણ્યઉ જિમ નિસદીસ, નિજ ગુરૂ પાસઇ તિમ નમી,
બોલિસિ વિસવાવીસ, કલપિત કાઇ નવિ કહું. ૯
આખર સગવટિ આણિ, પદ પદ માંહે પરગડી,
ગરૂઆના ગુણગાન, કરિસિ સુણુઉ થિર ચિત કરી. ૧૦
કવિનઉ મૂરખ કામ, કવહિં ન જાણઇ કેલવી,
વ્યાવર તણુઉ વિરામ, વાંઝિણિ કિમ જાણઇ વિદુર. ૧૧

અંતે—

ઇમ ફલ જાણી આગમઇએ, દાંન દીયઉ દાતાર,
દીયઉ દુરમતિ દલઇએ, સહુ જાણઇ સંસાર. ૨૪ મ૦
મૂલનાયક મહિમા ધણીએ, આદીસર અરિહંત,
પ્રકટ **વિક્રમપુરઈ** એ, દિનદિન સુખ દીપંત. ૨૫ મ૦
શ્રી **ખરતર** ગછમઇ ધણી એ, શ્રી **જિનરાજ** સુરિંદ,
વિજયરાજઇ વધઇએ, અધિક સકલ આણંદ. ૨૬ મ૦
શ્રી ગુરૂ ગુણનિધિ સુખકરૂ એ, **રતનસાર** ગુરૂ રંગ,
નમીજઇ નિતપ્રતઇએ, સુથિર સુબુધિ સુચંગ. ૨૭ મ૦
સીસ તાસ ગુણનિદ્ધિ સહીએ, **હેમનંદન** સુખહેત,
કહઈ સીસ તસુ કવીએ, ચરિત એહ થિર ચિત. ૨૮ મ૦

કા જન સાધઇ છક રતી, સહૂ કહઇ મસકીન. ૧૦
એહ મરમ જાંણી હીયઇ, ગત સત છંડો કોઇ,
હરિચંદ રાજાની પરઇ, સુખ સંપતિ થિર હોઇ. ૧૧
હરિચંદ રાજા જિહાં હૂઉ, સત દઢ રાખ્યા જેમ,
સાંભલિજ્યો સંબંધ સહૂ, અતિ રસાલ બહુ પ્રેમ. ૧૨

અંતે— ઢાલ ૧૭ મી.

દેખી ઊંચઉ દેહરઉ, જૂનો અતિ સુવિસાલ રાજા,
હરખિત ચિત દેખઇ સહૂ, નમઇં નમાવી ભાલ રાજા દેખી. ૧××
ગુણ ગાયા હરિચંદના, પવિત્ર થઇ એ જીહ રાજા,
સફલ માસ એ મુઝ હૂઉ, સફલ ઘડી વલિ દીહ રાજા. ૧૩
સંવત સોલ સત્તાણુયઇં, પરિઘલ જિહાં હૂઆ ધાન રાજા,
સગલઇ દેસ વિદેસમઇં, ઉચ્છવ રંગ પ્રધાન રાજા. ૧૪
વાચક શ્રી **રતનસારજી**, **હેમનંદન** મુનિરાય રાજા,
**સહજકીરતિ** એ ગુણ કહ્યા, સદગુરૂનઇ સુપસાય રાજા. ૧૫
મહાપુરૂષ ગુણ ગાવતાં, દિન દિન મંગલમાલ રાજા,
જસ ઇંદ્રો જિમ સાસતી, જાણઇ બાલ ગોપાલ રાજા. ૧૬
**પારસનાથ ચરિતમઇં**, જિન દીઠઉ અધિકાર રાજા,
જોડિ બંધ કરિ મતિ કહ્યો, અવિચલ મંગલકાર રાજા. ૧૭

—પ્રતિ ૧૮મી સદીની જવહર મધ્યે લિ. પત્ર ૧૨ પો. ૯ અબીર.

[આ કવિની સંસ્કૃત કૃતિઓ માટે જુઓ મારો જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ)

---

૮૦૦ **રાજહંસ** [ખ. જિનચંદ્ર સૂરિ–સમયરાજ–અભયસુંદર–કમલલાભ શિ.]

(૧૬૪૩) **વિજય શેઠ ચોપાઇ** સં. ૧૬૮૨ માહ શુ. ૫ મુલતાનમાં

દિન દિન ઉદય આનંદ અધિકઉ, દિન દિન વધઉ બહુ તેજ,
આસીસ **સહજકીરતિ** કહઇ, આણિ હીયઇ ઘણુઉ હેજ. ૭

—ઇતિ શ્રી જેસલમેર ચૈત્યાવલી નમસ્કરણ વિધિ ગીતાનિ સમ ॥ લિખિતાનિ વા૦ **સહજકીર્ત્તિ** ગણિના ॥ શ્રાવિકા **આનાદે** પઠનાય । સંવત ૧૬૭૯.

**(૧૬૪૧) શીલરાસ** સં. ૧૬૮૬ શ્રા. શુ. ૧૫ કૃષ્ણકોટમાં.

—ગા. ૮૧ ગ્રંથાગ્રંથ ૨૫૦ પત્ર ૭ **નાહટા.**

**(૧૬૪૨) હરિશ્ચંદ્ર ચોપઇ** સં. ૧૬૯૭

પ્રણમું ફલવાધ **પાસ** જિન, પ્રણમું જિણવરિ વાણિ,
પ્રણમું સદ્દગુરૂ આપણો, નિરમલ ભાવ પ્રમાણ. ૧
દાન વખાણ્યો બહુ પરઇ, **સાયરનઇ** અધિકાર,
**વચ્છરાજ** નર દેવ તિમ, ચરિત આધક વિસ્તાર. ૨
સેઠ **સુદરસણ** ચરિત કહિ, અધિક વખાણ્યો સીલ,
**કલાવતી** અધિક તિમ, લાધી સિવપુર લીલ. ૩
જિણવર પૂજા ફલ કહ્યા, **રાઇપસેણિ** ઉધાર,
**મહાતમ સેત્રુંજ** તણો ભાખ્યો વિવિધ પ્રકાર. ૪
ઉત્તમ નરના ચરિત કહિ, સફલ કીધ અવતાર,
સફલી કીધી જીભ એ, સફલ કીધ આધાર. ૫
સત સાહસ જગમઇ સુથિર, ધરમ તણા બે અંગ,
ઉત્તમ નર તેહિજ ખરા, કરઇ તિહુંસું સંગ. ૬
માનવ સત સાહસ સહિત, ધરમ કરણનઇ જોગ,
નર સત સાહસ વાહિરો, બારસમો કહઇ લોગ. ૭
લખમી સત્ત સાહસ ઘરાં, ઘર નિત કરઇ કલ્લોલ,
ઘોડા રથ પાઇક ઘણા, હાથી વચન અમોલ. ૮
ગુહિર સરસ રઇ ઘણ મેહ જિમ, નાટકના દોંકાર,
સુખસાતા બહુ ભોગવઇ, એ સતનાં ફલ સાર. ૯
માન મહાતમ નીંગમઇ, સત સાહસ કરિ હીન,

વિજયદેવ સૂરિસ પટોધર, વિજયસિંહ ગણધારી રે
તાસ શિષ્ય પંડિત આચારી, સત્યવિજય સુખકારી રે. ૬૫
કપુરવિજય મુનિ ખિમાવિજય ગણિ, ખિમાતણો ભંડારીરે
શિષ્ય જિનવિજય વૈરાગિ, ઉત્તમવિજય શ્રીકારીરે. ૬૬
વિજયધર્મ સૂરીશ્વર રાજ્યેં, પ્રથમ જિણંદ ઉપાશીરે,
ઉદ્યમ પારેખ કાન્હા કહણથી, ઘોઘા બંદિર વાસીરે. ૬૭
તે ઉત્તમ ગુરૂથી શ્રુત ગ્રાહી, ગુણવંતા વૈરાગીરે
તાસ કૃપાથી પદ્મવિજય કહેં, શુભ મતિ માહરી જાગીરે. ૬૮

આ પછી સમકિતનું સ્વરૂપ ગદ્ય ભાષામાં લખ્યું છે.

—પ્રવર પંડિત શ્રી શ્રી શ્રી ૧૦૮ શ્રી પં. રૂપસાગરજી મહારાજ ગ. તત્‌ । શિષ્ય મુનિ અભયસાગર લિપિકૃતાં । સંવત્‌ ૧૯૩૯ શા વર્ષે ફાલ્ગુણ માસે શુકલપક્ષે પૂર્ણિમા દિને ॥ શ્રી અણહિલ્લપટ્ટણ નયરે ॥ ૫-૧૨ જશવિજય મુનિસંગ્રહ નં. ૧૮૦ (૨) પત્ર ૨૪ થી ૨૭ નં. ૧૮૪૨ લીં.

**સિદ્ધચક્ર સ્ત૦ તથા સિદ્ધાચલાદ્યનેક તીર્થ સ્ત૦ સંગ્રહ તથા સિદ્ધચક્રાદિ નમસ્કાર સંગ્રહ**

—પત્ર ૭૧ થી ૭૬ તથા ૮૧ થી ૮૭ નં. ૧૮૪૨ લીં.

+ **સિદ્ધદંડિકા સ્તવન.** સં. ૧૮૧૪ સુરતમાં

**અંતે**

ક્ષમાવિજય જિન પાસ પ્રભાવે, ગુરૂ ઉત્તમ સુખદાયા,
સંવત શત અષ્ટાદશ ચૌદ, હર્ષ કલ્લોલ ભરાયારે. ૩૭
વિજયધર્મ સૂરીશ્વર રાજ્યે, સુરત ચોમાસું દાયા,
સીસ ઉત્તમ ગુરૂ કેરા ગાવે, પદ્મવિજય જિનરાયારે. ૩૮

(૧-૨) પત્ર ૨૭ થી ૨૮ નં. ૧૮૪૨ તથા પત્ર ૪૯થી ૫૧ નં. ૨૧૫૭ લીં. (૩) સં. ૧૮૮૪ વર્ષે કાતિ વદનિ ૯ તિથૌ ભોમવાસરે. લી.

આદિ—

પ્રણમી **પાસ** જિણિંદ પહુ, વિધિસ્યું વર દાતાર,
**મૂલતાણિ** મહિમા પ્રગટ, જગજીવન જયકાર. ૧
શ્રી **વર્દ્ધમાન** જિન વંદીયઇ, સાસનનાયક સાર,
**ગૌતમ સુધર્મ** પ્રમુખ ગુરૂ, **સુયદેવી** શ્રુતધાર. ૨
સીલવંત સિરિ સેહરા, સકલ સાધુ સિરદાર,
કિસણુ સુકિલ પક્ષ દંપતી, ગુણ ગાઇસુ વિસ્તાર. ૩

અંતે— ઢાલ ગુંહલીની ધન્યાસરી રાગે.

સીલ પ્રભાવ સુણી કરીરે લા૦ સુકિલીણા નરનારિ,
પાલઉ સીલ ભલી પરઇરે, સુજસ હુવઇ સંસારિ. ૧
સોભાગી સીલ વખાણિયઇરે, સકલ વંછિત દાતાર—સોભાગી.
**સોહસાદિ** પરંપરારે, **ચંદ્ર** કુલંબરચંદ,
શ્રી **જિનસિંઘ** પાટોધરૂરે, શ્રી **જિનરાજ** સુરિંદ. સો૦
વિજયરાજ જગિ જેહનઉરે, દસ દિસ આધક પડૂર,
તાસ આદેશઇ એ રચ્યઉરે, સીલ પ્રબંધ સનૂર. સો૦ ૨
જિણિ **અકબર** પ્રતિબૂઝવીરે, વરતાવી અમ્મારિ,
પંચ પીર જિસિ વસિ કીયારે, જિનસાસન આધારિ. સો૦ ૩
જુગપ્રધાન **જિણચંદજી**રે, પરતખિ જસ પરભાવ,
તાસુ સીસ ગુણ આગરૂરે, દીપઇ જગિ બહુ દાવ. સો૦ ૪
**સમયરાજ** પાઠકવરૂરે, સૂત્ર અરથ ભંડાર,
વાચક **અભયસુંદર** ભલારે, **બોહિથ** વંસ સિણગાર. સો૦ ૫
તાસુ સીસ વિદ્યાનિલઉરે, **પારિખ** વંસ પ્રસિદ્ધ,
લઘુ વય સંજમ આદર્યઉરે, સાધુ ક્રિયા ગુણ સુદ્ધ. સો૦ ૬
જાંણી સબ આગમ ધરૂરે, ચઉદ વિદ્યા ગુણ જાંણ,
શ્રી **જિનરાજસુરીસરઇ**રે, પાઠક કીધ પ્રમાણ. સો૦ ૭
દેસ વિદેસઇ વિચરતારે, આયા શ્રી **મુલતાણ**,
**કમલલાભ** પાઠક જયારે, સુલલિત કરઇ વખાણ. સો૦ ૮

લબધિકીરતિ ગણિ તેહનારે, સીસ સિરોમણિ જાણિ,
રાજહંસ ગણિ ઇમ ભણઇરે, રીસ સંબંધ સુવાણિ. સો૦ ૯
સંવત સોલણ બ્યાસીયઇરે, માહ સુદિ પંચમિ જોગિ,
સુમતિનાથ સુપસાઉલઇરે, સફલ ફલ્યઉ ઉપયોગિ. સો૦ ૧૦
યુગ પ્રધાન જિનદત્તજીરે. શ્રી જિનકુશલ સુણિંદ,
તાસુ પ્રસાદઇ સંઘનઇરે, દિન દિન અધિક આણંદ. સો૦ ૧૧

—પત્ર ૫ નં. ૨૬૨૫ અભય.

---

## ૮૦૧ વિદ્યાવિજય (કલ્યાણસાગર શિ.)

**(૧૬૪૪) નેમી રાજુલ લેખ ચોપઇ** સં. ૧૬૮૪ શ્રા. વ. ૧૩ સોમે

—સં. ૧૬૯૬ વૈ. શુ. આગરા સાધ્વી વાહલાં પઠનાર્થં પત્ર ૪ પો. ૮૩ નં. ૨૧૧૬ જિ. ચા.

---

## ૮૦૧ક સાધુરંગ (ખ. જિનચંદ્ર સૂરિ-પુણ્યપ્રધાન-સુમતિ સાગર શિ૦)

**(૧૬૪૪ક) દયા છત્તીસી** સં. ૧૬૮૫ અમદાવાદમાં
દયા ધરમ મોટઉ જિન શાસણ, ભાખ્યઉ શ્રી ભગવંતજી,
ઇહ ભવ પરભવ સુખીયા થાયઈ, પાળઈ જે પુણ્યવંતજી. ૧ × ×
દયા છત્રીસી ઇણી પરિ દાખી, સાખી રાખી ગ્રંથજી,
સદ્દહજ્યો ભવિયણ ! મનમાંહે, સાચુ એ શિવ પંથજી. દયા. ૩૪
શ્રી જિનચંદ્ર સૂરિ સીસ ગરૂઆ, પુણ્યપ્રધાન ઉવઝાયજી,
સુમતિસાગર તસુ સીસ શિરોમણિ, પામી તાસુ પસાયજી. દયા. ૩૫
સાધુરંગ મનરંગઇ બોલઇ, આતમ પર ઉપગારજી,
સંવત સોલ પંચ્યાસી વરસઇ, અમદાવાદ મઝારજી. દયા ૩૬

૨૫૨ ને ૨૬૯ કલ્યાણ બંને એકજ છે.(૧-૫૨૬,૧-૫૭૫)

(૪૮૮) ધન્યવિલાસ રાસ સં. ૧૬૮૫ (૧-૫૨૬)

અંતે ઉમેરો

(૫૦ સોલબ્યાસી સંવચ્છરે જેષ્ટ સુદિ પંચમી પુણ્યખાણ,
ધન્યવિલાસ કર્યું સંપૂરણ, હોય દિન દિન કલ્યાણ.
જીવરાજ તેજપાલ રત્નપાલે, સાહા જિણ જિણદાસ,
વ્રતધારી વર્ત્તતા આઠમઇ પાટે, ઉદ્યોતકર સકલ આગમ તણા
અછઇ જાણ.
તેહ સાહ તેજપાલ જગ કીરતિ જેહની, તાસ શિષ્ય સેવક
કહી કલ્યાણ.

—(૧) પત્ર ૨૯ આ૦ ક. (૨) કટુકગછે સાહા શ્રી તેજપાલ પ્રસાદેન સાહા કલ્યાણેન કૃત પં. કૂયરજી લ૦ ૪૩-૧૬ દા. ૭૦ નં. ૩૧ ડે. (૩) સં. ૧૭૦૭ ભા. વ. ૧૧ પુષ્યનક્ષત્રે પં. લક્ષ્મીસોમ શિ. ઋ. વાવસેણ લ૦ ૨૮-૧૬ ખેડા ભં. ૩ (૪) અંચલ ગછે સાધ્વી રહી શિ૦ અદૂ શિ૦ સાનાં તત્ સિષ્યણી સાધવી વિદ્યાલક્ષ્મી કૃતે વાચનાય લિ. સં. ૧૭૧૨ જે. કૃ. ૫ ૫૫-૧૩ પો. ૧૨૨ મો. સુરત.

---

૨૫૩ પુણ્યસાગર (૨) પીંપલ ગચ્છીય) (૧-૫૩૦)

(૪૯૧) અંજનાસુંદરી ચોપઇ સં. ૧૬૮૯ શ્રા. શુ. ૫ (૧-૫૩૦)

—(૧) સં. ૧૭૦૮ પ્રથમ વૈ. વ. ૬ સોમે પત્તન મધ્યે જોસી દેવજી સુત છુરજી લિ૦ ૨૫-૧૫ પો. ૧૨૪ મો. સુરત (૨) સં. ૧૭૧૬ કા. શુ. સીરોહી મધ્યે મુનિ અમૃતસાગર લિ. ૯-૨૮ નં. ૪૩૭ મ. જૈ. વિ. (૩) ગ્રં. ૯૦૫ સં. ૧૭૨૭ કા. શુ. ૧૪ સોમે ૧૮-૧૬ પો. ૧૦ નં. ૯ જિનદત્ત. મુંબઇ (૪) ગા૦ ૬૩૨ ગ્રં. ૯૫૦ સં. ૧૭૩૩ કા. શુ. ૨ રવિ વાલોડ ગ્રામતઃ પં. કલ્યાણ-

**૨૫૪ શ્રીસાર** (ખ૦ રત્નહર્ષ તથા હેમનંદન શિ.) (૧-૫૩૪) (૧૬૪૫)+ **જિનરાજસૂરિ રાસ** (ઐ.) સં. ૧૬૮૧ આષાઢ વ. ૧૩ ગુરૂ સેત્રાવઉમાં.

સોહઇ શહર સદા **સેત્રાવઉ**, અરૂધર માંહિ મલ્હાયઉ,
સંવત **સોલ ઈકયાસી** વરસઇ, એહ પ્રબંધ બણાયઉ રી. ૭
આસાઢા વદિ તેરસિ દિવસઈ, સુરગુરૂ વાર કહાયઉ,
શ્રી ગચ્છનાયક ગુણ ગાવતાં, મેહ પિણ સબલઉ આયઉ રી. ૮
**રત્નહર્ષ** વાચક મન મોહઇ, **એમ** વંશ દીપાયઉ,
**હેમકીર્ત્તિ** મુનિવર મન હરષઇ, એહ પ્રબંધ કહાયઉ રી. ૯
શ્રી **જિનરાજસૂરિ** ગુરૂ સુરતરૂ, મઇ નિજ ચિત્તિ બસાયઉ,
મુનિ **શ્રીસાર** સાહિબ સુખદાઇ, મનવાંછિત ફલ પાયઉ રી. ૧૦

—લિ. કાલૂ ગ્રામે શ્રાવિકા **ધારાં** પઠનાર્થં પત્ર ૨ થી ૯ પ્રત ૧૭ મી સદીની સારા અક્ષરમાં પો. ૧૩ દાન૦—તે પરથી પ્ર૦ ઐ૦ જૈ૦ કાવ્ય સંગ્રહ પૃ. ૧૫૦ થી ૧૭૧.

**(૪૯૨) આણંદ શ્રાવક સંધિ** સં. ૧૬૮૪(૮) (૧-૫૩૪)

—(૧) ૪૧ પત્રની પ્રતિમાં પત્ર ૯ થી ૧૯ માં, પ્રથમના ૯ પત્રમાં સમયસુંદર કૃત પ્રિયમેલક તીર્થ પ્રબંધે સિંહલસિંહ પ્રબંધ છે અને છેલ્લા ૧૯ થી ૪૧ માં ધર્મવર્ધન કૃત સુરસુંદરી ચોપઇ છે) અનંત. નં. ૨ (૨-૫) પ્રત ૧૭ મી સદીની પત્ર ૯ પો. ૮૧ નં. ૨૦૨૨, સં. ૧૭૧૬ કા. શુ. ૧૩ કુશલસોમ લિ. પત્ર ૭ પો. ૭૯ નં. ૧૯૫૯, સં. ૧૮૫૦ ફા. શુ. ૭ પત્ર ૧૦ પો. ૮૦ નં. ૧૯૯૭ અને પ્રત ૧૭ મી સદીની પત્ર ૧૩ પો. ૮૦ નં. ૧૯૯૮ જિ. ચા. (૬) સં. ૧૭૧૯ પો. વ. ૨ **વીકાનેરે સમયનિધાનેન** લિ. પત્ર ૧૦ પો. ૮ ચતુ૦ (૭) પત્ર ૧૪ પો. ૬૬ જય. (૮) પત્ર ૨૧ પો. ૪૪ નં. ૭૭૭ કૃપા૦ (૯) લોબડી મધ્યે લિ૦ ૧૧-૧૫ નં. ૪૮૯ મ૦ જૈ. વિ. (૧૦) સં. ૧૮૫૦ ફા. શુ. ૩ ભોમે લિ. પં. ક્ષાંતરંગ પં. મુક્તાજયજી ચતુર્માસક **પાલીનગરે** કૃત્વા આનંદસંધિ પઠન હેતવે.

૧૧–૧૩ અનંત. નં. ૨ (૧૧) નં. ૬૨૪ સન ૧૮૯૨–૫ ભાં. ઈ. (૧૨) લ૦ રતનવિમલેન ૨૫–૯ પો. ૧૨૬ મો૦ સુરત (૧૩) ૭–૧૭ વ. રા. (૧૪) ૧૪–૧૩ બી. ડી. નં. ૧૦૭ રો. એ. નં. ૧૮૬૯ (૧૫) પત્ર ૧૫૫ થી ૧૬૯ ચોપડો નં. ૨૪૭૨ મુક્તિ૦ (૧૬) સં. ૧૮૩૫ શાકે ૧૬૯૭, ૧૪–૧૧ ગુ૦ (૧૭) લિ. ઐમવિજયેન મેદ-(નિ)પુર મધ્યે સં. ૧૮૪૦ ભા. વ. ૫ દીતવારે પત્ર પત્ર ૧૪ અમર૦ સીનોર. (૧૮) વા. ધરમકીર્ત્તિ શિ. પં. મહિમાસારેણ લિ. પત્ર ૯ નં. ૨૬૯ અભય. (૧૯–૨૧) સં. ૧૭૫૬ ફા. શુ. ૧ શુક્રે વિક્રમપુરે કીર્તિરત્નસૂરિ શાખાયાં વા. ચંદ્રકીર્ત્તિ શિ. સુમતિરંગ શિ. વા. સુખલાભ શિ. પં. જિનહંસ લિ. પત્ર ૧૩ નં. ૨૮૭૮, પત્ર ૧૫ નં. ૨૨૫૮, સં. ૧૭૫૭ પો. વ. ૭ કનકનિધાન શિ. ક્ષમાસુંદર શિ. નેતસી લિ. મરોટ મધ્યે ચાતુર્માસ પત્ર ૧૧ ૩૩૦૫ અભય.

(૪૯૩) મોતી કપાસીઆ સંવાદ સં. ૧૬૮૯ (૧–૫૩૬)

—(૧) ૪–૧૩ નં. ૨૩૪૮ મુક્તિ૦ (૨) સં. ૧૭૧૬ પો. શુ. ૧૩ પો. ૮૩ નં. ૨૨૧૫ જિ. ચા. (૩) સં. ૧૭૧૨ પત્ર ૮ નં. ૨૯૪ ક્ષમા૦ (૪) નં. ૪૦ સન ૧૮૭૭–૮ ભાં. ઇ. (૫) પત્ર ૨ નં. ૨૭૦ અભય.

(૪૯૪) સારબાવની સં. ૧૬૮૯ (૧–૫૩૭).

—(૧) પત્ર ૮ પો. ૪૮ નં. ૮૮૫ કૃપા૦ (૨) પં. સેહા લિ. ૪–૧૭ પો. ૧૯ વડાચૌટા ઉ૦

(૬૬૪૫ક) આદિનાથ સ્તo ઢાલ ૩૧ ગા. ૫૧ સેત્રાવઉમાં.

પ્રભુ પ્રણમૂં રે પ્રહસમે પ્રથમ જિણેસરૂ,
આદીસર રે આદિકરણ અલવેસરૂ.
તુઝ દરસણ રે પુણ્ય ઝોગિ પામ્યઉ સહી,
નિજ આયઉ રે તુઝ સરણઇ હૂં ગહગહી.

ગહગહી આયો સરણ તોરઇ ચિત્ત મોરઇ તૂં વસ્યો,
પેખતાં મૂરતિ સકલ સૂરતિ હીયઉ હરખઇ ઉલ્લસ્યો.
તૂં જગજીવન જગત્રપીહર જગત્રગુરૂ મોટો ધણી,
તિણ અમિ વદીતી આપવીતી વાત ભાખૂં તુમ્હ ભણી. ૧

**અંતે—**

વસ્તુ.

ઃ.૪ વૂઠઉ આજ વૂઠઉ અમિયમઇ મેહ,
ચતામણિ કરિયલ ચઢયઉ કલ્પવૃક્ષ ઘરમાંહિ ફલિયઉ,
મુહ માંગ્યા પાસા ઢલ્યા **આદિનાથ** મુઝ આપ મિલિયઉ,
રોગ શોગ સંકટ ટલ્યા, દિન દિન અધિક આણંદ,
ફલ્યા મનોરથ મનતણા, તૂઠા **આદિ** જિણંદ. ૫૦
ઇમ **આદિ** જિણવર અધિક દીપઇ, સહર **સેત્રાવઇ** સદા,
શ્રી રત્નસાર પસાય થાયઇ, ખેમસાખઇ સંપદા,
શ્રી રતનહરખ મુણિંદ વાચક, સીસ ઉલટ આદરી,
**શ્રીસાર** પભણઇ સ્વામિ આપઉ, બોધિબીજ કૃપા કરી. ૫૧

—લ. સં. ૧૭૩૬ જુઓ ઉદયરાજકૃત ગુણબાવની (પૃ. ૯૭૭ ચોપડો પત્ર ૧૭ થી ૨૬ જશ૦

**(૧૬૪૫ખ) ફલવર્દ્ધિ પારસનાથ છંદ ૨૧ કડી.**

દૂહા.

પરતા પૂરણ પ્રણમીઇ અરિ ગંજન અરિહંત,
સાચો સાહિબ તૂ સહી, ભયભંજન ભગવંત. ૧

પછી બે દુહા ને પછી ભુજંગી છંદમાં છે. × ×

કલશ (છપ્પય)

ઇચ્છા પૂરો આજ સુપરાં સેવક સંભારો,
જિનવર **પાસ** જિણંદ, સદા હૂં સેવક ધારો,
કલ્પવૃક્ષથી અધિક, કૃપા મોં ઉપરિ કીજે,
શ્રી **અશ્વસેન**-સુતંન, ધણી મુઝ દોલત દીજે,
શ્રી જિનવર સુપસાઉલે, **શ્રીસાર** કવિ ઉચ્ચરે,

ફલવિધરાઉ મોટાં ધણી, સો સેવક સાંનિધિ કરઇ. ૨૧
—લ. સં. ૧૭૮૭ શ્રા૦ વ૦ ૧૦ ભોમે ૨-૧૦ ના. ભં.

---

૮૦૨ **કરમચંદ** (ખ૦ સોમપ્રભ-કમલોદય-ગુણરાજ શિ૦)
(૧૬૪૬) **ચંદ રાજાનો રાસ** સં. ૧૬૮૭ આસો વદ ૯ સોમ. કાલધરીમાં.

અંતે—

સંવત **સોલસત્યાસીયે**, ભલો જોગ અપાર,
પુનર્વસ નક્ષત્ર સોહામણો, કીઓ કવિત ઉદાર. ૬૬૦
કૃષ્ણપક્ષ અતિ દીપતો, આસૂ માસ તે વાર,
તિથ નવમી તે પરગડી, સોહે ભલો સોમવાર. ૬૧
ખરતરગચ્છ રલીયામણો, દિન પ્રતિ વાધે વાંનિ,
જ્યોતિ કલા દીપે ભલો, મહિમા મેરૂ સમાંન. ૬૨
**જિનસંઘ** પાટે પરગડો, ભલો સોહે **જિનરાજ**,
કલા બહુતર ગુણનિલો, ભલી વધારી લાજ. ૬૩
હિવ કહું તે હરષસું, **સાગરસૂરિ** સુજાંણ,
દીપે રૂપ સોહામણો, સોહે જ્યું જગભાણ. ૬૪
**સોન(મ)** પ્રભુ ગુરૂ રાજીયો, ભલો સાધ મહંત,
તાસ સકલ કલા ગુણ આગલો, સદા હો જયવંત. ૬૫
**કમલોદય** જગ ચિરજ્યો, વડભાગી સવિ જાંણ,
દેશપ્રદેશે પરગડો, માંને રાણા રાંણ. ૬૬
તસુ પાટે તે દીપતો, પ્રતપે તેજ વિરાજ,
ગુણવંત ગરૂયો ગાજતો, ભલો સોહે **ગુણરાજ**. ૬૭
ઇણપરિ **કરમચંદ** વીનવે, સુણો સહુકો તેહ,
ધર્મ કરો તુમ્હ પ્રાણીયા, આણંદ હુસઈ એહ. ૬૮
**કાલધરી** નગર અતિ ભલો, દીઠઈ આવે દાય,
ઇસો બીજો કો નહિ, દીસે જ્યોતિ સવાઈ. ૬૯

માંડણી ભલી સુહામણી મહિંદરો ભલો સુવાસ,
પ્રજા સહુ એ સુખ વસે, આણંદ લીલ વિલાસ. ૧૭૦
ભલો વિરાજે દેહરો, પ્રતિમા ભલી **મહાવીર**,
મહિમા મોટી અતિ ઘણી, સોહે શુભે ગંભીર. ૭૧
આવે સહુકો અતિ ઘણા, નરનારી બહુ વૃંદ,
દરસ હુદારે ભાવસું, સદા હુવે આણંદ, ૭૨
હિવે હું ભાખું ઇણપરે, **દેવડા** વંસ વખાણ,
**જસવંત** સોહે જસ ઘણો, અવગલ રાજ પ્રમાણ. ૭૩
આવાસ વિરાજે અતિ ભલો, મંદિર ભલા પ્રકાર,
દિન પ્રતિ પન્યુમ ભાવઇ, સદા હુવે જયકાર. ૭૪
ભલા તુરંગ સુહામણા, ભલો સોહે પરિવાર,
તે જસવાયો દીપતો, લખમી અંત ન પાર. ૭૫
ઇસો જગમેં કો નહી, વડભાગી **જસરાજ**,
રાય રાણા માને ઘણું, ભલા કરે સવિ કાજ. ૭૬
વલી હરપઇ વીનવુ, એહને બેટા ચ્યાર,
સહજ સોભાગી દીપતા, દૂસરા દેવ કુમાર. ૭૭
કર્ણ **કાન્હ** તે અતિ ભલા, **દલપત** માહા સુજાંણ,
**રાયસંઘ** રૂપે ભલો, સકલ કલા ગુણ જાંણ. ૭૮
વાધયો છે હિવ તેહનો, કર્ણ તણો પરિવાર,
કુંયંર ભલો એક તેહને, અદભૂત રૂપ અપાર. ૭૯
ચ્યારે ભાઇ ખેમસું, આણંદ કરે સુખકાર,
પુણ્યવંત પરગડા, જાણે સહુ સંસાર. ૮૦
**ડોહૂયાં** સાહ તે વસે, ભલી વધારી મામ,
જસ પ્રસાદે સુખ કરે, પસાર્યા ચિહું દિસ નામ. ૮૧
**ચંદન રાજાની ચોપઈ**, સુણો જો હરષે મન ગહગહી,
મતસારઇ મઈ કોઉ પ્રબંધ, જિમ હુંતો તિમ કહ્યો સમંધ. ૮૨××

આપઢ મૂરખ હું એહ, જોડિ ન જાણું કાંઇ તેહ,
માતા તણા મેં લીધો નામ, કરે ભલો તું માહારાં કાંમ. ૬૯૧
કીધી હુંતી વીનતી એહ, સિરાડે ચાડે માતા એહ,
મમા કરી મુઝ માતા હેવ, તૂઠી સારદ સામણિ દેવ. ૯૨
કરી ચોપઇ અધિક ઉલ્હાસ, માતા પૂરી હરપઇ આસ,
ભલી ખાંતસું કહી મેં વાત, ભલા હુયા મુઝ નિરમલ ગાત. ૯૩
એ ચોપઇ સુણસે જેહ, પાતક દૂરે જાએ તેહ,
સદા હુયે અધિક આણંદ, બે કરજોડી કહે કરમચંદ. ૯૪
નામ જપું દિન પ્રતિ ગુણરાજ, સંઘ ચતુર્વિધ કરજો રાજ,
ભલો કરી જો ઉતમ દરસણ, દીઠે હુએ આણંદ. ૯૫
ઇણ પરિ કહે ગુણ કરે વખાણ...કરમચંદ. ૬૯૬

—૨૦-૧૫ પ્રથમનાં બે પાનાં નથી દા. ૪૩. નં ૫૯ ડે.

---

૨૫૭ રાજસિંહ (ખ૦ વિમલવિનય શિ.) (૧-૫૪૬).

(૪૯૮) વિદ્યાવિલાસ રાસ-વિનયચટ રાસ સં. ૧૬૭૯ વૈશાખ ચંપાવતીમાં.

આદિ—

શ્રી જિનવર મુખવાસિની, પ્રણમું સરસતિ માય,
કવિયણ વયણ સમુચ્ચરઇ, તે સારદ સુપસાઇ. ૧
પ્રણમું ગૌતમ પ્રમુખ વલિ, ગણધર ગુણહ નિવાસ,
સમરંતાં ગુણ જેહના, પુગે સગલી આસ. ૨
વલિ પ્રણમું સહગુરૂ ચરણ, ન્યાંન દીપ જિણ દીધ,
અન્યાન તિમિર દૂરેં ગયા, સકલ મનોરથ સીધ. ૩
દાન પુણ્ય ફલ ગાઇયઇ, દાને સિવ સુખ જોઇ,
દાનેં માનેં મહિપતી, દાન દેવ વસિ હોઇ. ૪
વિદ્યાવિલાસ નૃપ પામીયા, દાનેં સુખ સનમાંન,
ચરિત કહું હિવ તેહનો, સુણિજ્યો ભવિક સુજાન. ૫

**પંચકલ્યાણક સ્ત૦** (શક ૧૬૮૨ સં. ૧૮૧૭)

**અંતે**

કલશ.

એહ પિણ કલ્યાંણક સુગુણથાંનક પાંમીએ આરાધતા.
**શાકે સોળ બાસીયા વર્ષે** ઉદ્યમ હર્ષિં વાધતાં,
સાહ **નાગજી** કેહણથીએ, સાધારણ જિન ગાઈયારે,
**ખી**માવિજય **જિન** ઉત્તમ નામે **પદ્મ**વિજય ધ્યાઈયા.

(૧) પત્ર ૬૨ થી ૬૪ નં. ૨૧૫૭ લીં. (૨) લિ. ૧૮૪૩ ફા. વ. ૮. ૩–૧૪ આ. ક.

**પંચકલ્યાણક માસાદિ ગર્ભિત સ્ત૦**

—નં. ૧૮૪૨ પત્ર ૩૨ થી ૩૪ લીં.

સપ્તતિશત જિન નામ ગર્ભિત ષટ સ્ત. પત્ર ૧૪ થી ૧૬ નં. ૧૮૪૨ લીં.

સ્તવનાવલિ પત્ર ૪૨, ૫, ૩, ૧૨ નં. ૪૨ થી ૪૫દા. ૫૪ કે.

પ્રકીર્ણ સ્તવનો–આબુજી સ્ત. પાલણપુરનો સંઘ ગયો હતો સં. ૧૮૧૮ ચૈત્ર વદ ૨; સિદ્ધાચલ સ્ત. સં. ૧૮૪૯ ફા. સુ. ૮; +સીમંધર સ્ત. સુણો ચંદાજી; જૈ. પ્ર. ૫, જાત્રા નવાણુ કરીએ શેત્રુંજગિરિ જૈ. પ્ર. ૩૦૭, ૬૦, નેમિજિનાદિ સ્તુતિ સંગ્રહ નં ૧૮૪૨ પત્ર ૯૦ થી ૯૩ લીં., સહસ્ત્રફણા પાર્શ્વ સ્ત. પત્ર ૨ નં. ૩૧૧૧ લીં.

સઝાયો–+વણઝારાની–નરભવ નગર સોહામણું વગેરે.

ગહૂંલી અને સ્તવનાદિકની પોથી ૧૦–૧૪ આ. ક.

ગહૂંલી સંગ્રહ–હરીઆલીઓ પત્ર ૭૬ થી ૮૧ નં. ૧૮૪૨ લીં.

---

ગૌતમાદિ ગણધર સહૂ, પ્રણમું મનિ આણંદ. ૨
નમસકાર સમરૂં સદા, સમરૂં સારદ માય,
ઘઉ મુઝ વચન વિલાસ રસ, ગાવું ધરમ પસાય. ૩
ધન્ય તિકે નર જાણીયઇ, ધરમ કરઇ નિસદીસ,
નવરસ સહિત કથા કહું, મનમાહિ ધરીય જગીસ. ૪
ધરમઇ ધરિં રિધિ સંપજઇ, ધરમઇ પુત્ર કલત્ર,
ધરમઇ પ્રભુતા પદ લહઇ, ધરમઈ સુખ પરત્ર. ૫
ધરમ કરઉ ઇમ જાણીનઇ, જિમ પામઉ ભવપાર,
**પાપબુદ્ધિ ધર્મબુદ્ધિનઉ**, કહું સુણિજ્યો અધિકાર. ૬××

પ્રથમ ખંડ-ઢાલ ૧૪ નમિરાજા સંયમ લીયઉ એહની.

**અતિસાગર** મંત્રીસરઇ, મં૦ પ્રતિબોધ્યઉ રાજાન
ધર્મ મનિ આણિયઇ × × ×
**કીરતિરતન** સૂરિ પરગડઉ, સૂ૦ આચારિજ પદધાર,
**લાવણ્યશીલ પુણ્યધીર** એ, પુ૦ નાંનકીરતિ ગુણસાર. ૭
ગુણપ્રમોદ ગુણ આગલા, ગુ૦ **સમયકીરતિ** સુધ સાધ,
**વિનયકલ્લોલ** મુનિવર ભલઉ, મુ૦ **હરષકલ્લોલ** પદ લાધ. ૮
**ચંદ્રકીરતિ** બહુ સાધસું, બ૦ વાંચઇ ધરમ વખાંણ,
**ખરતરગચ્છ** નાયક ભલઉ, ના૦ **જિનરાજસૂરિ** સુજાંણ. ૯
તાસુ રાજિ ધર્મ ઉપદિસ્યઉ, ધ૦ શ્રી **ઘડસીસર** માંહિ,
ઘરિ ઘરિ ઋદ્ધિ વધાંમણા, વ૦ આજ અધિક ઉચ્છાહ. ૧૦
**પાપબુદ્ધિ ધર્મબુદ્ધિનઉ**, ધ૦ કહ્યઉ એતઉ અધિકાર,
ધરમ થકી જિમ સુખ લહ્યઉ, તેહ કહ્યઉ સુવિચાર. ૧૧
પ્રથમ ખંડ પૂરો થયઉ, પૂ૦ ચવદ ઢાલ સુસવાદ,
**ચંદ્રકીરતિ** કહઈ સુખ લહ્યા, સુ૦ રિધિ વૃધિ ધરમપ્રસાદ. ૧૨

અંત— ખંડ ૨ ઢાલ ૭ ધન્યાસી, કુમર ભલઇ આવીયઉ એ, એહની.
મુનીસર વંદિયઇ એ, બેઉ સાધ નિગ્રંથ, મુ૦
ધરમબોધ ઇમ દીજીયઈ એ, ધરમબુધી દીયઉ જેમ, મુ.
ધરમપ્રભાવ આછઇ સદા એ, ધરમ કરઉ સહુ તેમ. મુ. ૧

અંતે

ઢાલ

દાન ધરમ ગુણ દાખીયેરે, વિદ્યાવિલાસ નરિંદ, ધરમગુણ ગાઇયેરે,
ઇણ પરિ જે જિન ધર્મ ધરે એ, તે લહે સુખ આણંદ. ધ૦ ૧
શ્રી ખરતર ગચ્છે દિનમણી એ, વિજયમાન ગછરાય, ધ૦
શ્રી જિનરાજસૂરિ રાજીયો એ, દરસણ દુરિત પલાય ધ૦ ૨
સંવત સોલ ગુણ્યાસીયઇ, માસ વૈશાખ સુહાઇ, ધ૦
નયરિ ચંપાવતિ જાણીયેરે, સંતીસર સુપસાય, ધ૦ ૩
વાચનાચારિજ જગિ જયોરે, શ્રી નયરંગ જતીસ, ધ૦
વાચક વર ગુણ આગલો એ, શ્રી વિમલવિનય તસુ સીસ, ધ૦ ૪
તાસ સીસ રંગે કહી એ, રાજસિંહ આણંદ, ધ૦
વિદ્યાવિલાસ નૃપ ગાઇયો એ, દાન અધિક સુખકંદ, ધ૦ ૫
એ સંધ સુહામણો એ, સુણત ભણત દુખ દૂરિ, ધ૦
મનવંછિત સોહિલા ફલે એ, લહીયૈ સુખ ભરપૂર, ધ૦ ૬

—(૧-૨) મહો૦ પુણ્યકલસ ગણિ શિ૦ઉ૦જયરંગગણિ શિ૦ વાચનાચાર્ય તિલકચંદ્રગણિ શિ૦ જ્ઞાનરાજેન લિ૦ ઝઝૂ નગરે ૭-૧૭ નં. ૪૬૦૪, વા૦ ચારિત્રચંદ્રજી ગણિ શિ૦ સુમતિશીલ લિ૦ ધ્રશાલીમધ્યે. ૧૬-૧૪ નં. ૪૬૦૫ વિ. ને. (૩) સં. ૧૭૩૫ અ. શુ. ૩ જેસલમેર મધ્યે રઘુનાથ લિ. પત્ર ૮ પો. ૧૩ નં. ૨૩૬ દાન૦

(૧૬૪૬ક) આરાઅશોભા ચોપઇ સં. ૧૬૮૭ જે. શુ. ૯ બાહડમેર.

---

## ૨૫૯ ચંદ્રકીર્ત્તિ (ખ. હર્ષકલ્લોલ શિ.) (૧-૫૪૭).

(૧૬૪૭) ધર્મબુદ્ધિ પાપબુદ્ધિ ચો૦ સં. ૧૬૮૨ ભા. શુ. ૯ મંગલ ધડસીસરમાં.

આદિ— શ્રી કીર્ત્તિરત્ન સૂરિ સદ્‌ગુરૂભ્યો નમઃ

આદિનાથ જગિ આદિકર, શાંતિનાથ પ્રમુખકાર,
બ્રહ્મચારિશ્રી નેમિ જિણ, પરતખિ પાસ કુમાર. ૧
સાસણનાયક વીર જિન, પ્રણમું પાંચ જિણંદ,

—સર્વ ગાથા પ્રથમ ખંડિ ૧૮૮ દ્વિતીય ખંડિ ૪૪૦; સં ૧૭૦૨ વૈ. કૃષ્ણપક્ષે નવમી તિથૌ, બાહલૌ ગ્રામ મધ્યે. ૨૦-૧૫ અનંત. નં. ૨.

---

## ૮૦૩ અજ્ઞાત

**(૧૬૪૮) મનોહર માધવવિલાસ-માધવાનલ** લ. સં. ૧૬૮૯ પહેલાં.

આદિ— શ્રી વિદ્યાવિમલ ગણિ ગુરવ્યો નમઃ
શ્રી મકરધ્વજ રાજેંદ્રાય નમઃ
**સરસતિ** સાંમણિ વીનવું, લાગૂં તુહ્ય તણે પાઇ,
**માધવ** ગુણ અહેં જંપિસુ, મુઝ મતિ વર દિઉ માઇ. ૧
નયરી **પુષ્પાવતી** રૂયડી, રૂયડા ગઢ પ્રાકાર,
રૂયડા મંદિર માલીયાં રૂયડાં તોરણ સાર. ૨

અંતે—
ન્માઇ ભોગ સંભોગવી, નિશ્ચઇ નારી રંગ,
રતિપતિ ઇણિ પણિ પૂજીઇ, ચઉવિહં માહન અંગ. ૧૯૯

—ઇતિ શ્રી મનોહર માધવવિલાસ કામકંદલા વર્ણને દુગ્ધ ઘટા સમાપ્તઃ ॥૭॥ ઇતિશ્રી માધવાનલ સમાપ્તઃ સં. ૧૬૮૯ કાર્તિક શુદિ ૧૫ દિને લષિંત । પં. વિનયવિમલ ગણિ શિષ્યેણ લષિતં. ૯-૧૩ દા. ૩૬ ડા. પાલણપુર.

---

## ૨૬૦ દર્શનવિજય (ત૦ મુનિવિજય શિ.) (૧-૫૪૯)

**(૫૦૧)+ ચંદમુનિ-પ્રેમલા સતી રાસ** સં. ૧૬૮૯ (૧-૫૪૯)

—(૧) સં. ૧૭૧૦ માગશર શુ ૧૩ રવિ ઉણોક ગ્રામે ભ૦ રાજવિજયસૂરિ પટ્ટે ભ. રત્નવિજય સૂરિ પટ્ટે ભ૦ હીરરત્નસૂરિ પટ્ટે ભ૦ જયરત્નસૂરિ પટ્ટે ભાવરત્ન સૂરિભિઃ લ.‧ મુનિ નયરત્નેન

**ખરતર** ગછિ ગુરૂ રાજીયા એ, **કીરતિરતન** સૂરિંદ, મુ.
**લાવણ્યસીલ** પાઠક હૂઆ એ, વા. **પુણ્યધીર** મુનિંદ. મુ. ૨
**જ્ઞાનકીરતિ** વાચક થયા એ, **ગુણપ્રમોદ** ગણિ તેમ, મુ.
**સમયકીરતિ** વાચક મુણી એ, **વિનયકલ્લોલ** સપ્રેમ, મુ. ૩
**હરષકલ્લોલ** ગુરૂ પરગડા એ, **ચંદ્રકીરતિ** કહઇ એમ, મુ.
બહુ શિષ્ય સાખા જેહનઇ એ, સહુનઇ કુશલ છઇ ખેમ. મુ. ૪
'યુગપ્રધાન' પદ થાપીયઉ એ, સાહિ **અકબ્બર** સુલતાણ, મુ.
રાખી સમુદ્રની માછિલી એ, સાંભલિ ગુરૂની વાંણિ, મુ. ૫
સાહિ **સલેમ** સમઝાવિયઉ એ, દે ઉપદેસ અનેક, મુ.
જિનશાસન રાખ્યઉ ડોલતઉ એ, **જિનચંદ્ર**સૂરિ સુવિવેક, મુ. ૬
**જિનસિંહ**સૂરિ પાટિ તેહનઇ એ, તસુ પટધાર પડૂર, મુ.
પાઠક વાચક શિષ્ય ઘણા એ, થાપ્યા **જિનરાજ** સૂર, મુ. ૭
**ખરતર** ગછનાયક ભલઉ એ, શ્રી **જિનરાજ** સૂરિંદ, મુ.
પાઇ લગાવ્યા પિસુનડા એ, તેજિ તપઇ જાણે ઈંદ, મુ. ૮
**પારસનાથ** સુપસાઉલઇ એ, શ્રી **ઘડસીસર** માંહિ, મુ.
એહ ગ્રંથ પૂરઉ કીયઉ એ, ચતુર્વિધ સંઘ ઉછાંહ, મુ. ૯
આજ સફલ દિન માહરઉ એ, આજ ફલી મુઝ આસ, મુ.
વચનવિલાસ સફલ થયઉ એ, સફલ થયઉ પરયાસ, મુ. ૧૦
**બ્યાસીમઇ** સંવચ્છરઇ એ, **ભાદ્રવ** સુદિ દિન નઉમિ. મુ.
એહ ગ્રંથ પૂરઉ થયઉ એ, વાર ભલઉ છઇ ભૂમ, મુ. ૧૧
ઇણુ ગ્રંથઇ એ માન છઇ એ, છસઇ પચીસે ગાહ, મુ.
ભણુત ગુણુત સુખ પાંમીયઇ એ, આણુંદ હરષ અગાહ, મુ. ૧૨
**વિનયકલ્લોલ** સુપસાઉલઇ એ, શિષ્ય **ચંદ્રકીરતિ** ગાવંત, મુ.
નરનારી જે સંભલઇ એ, તીયાં ઘરિ સુખ આવંત, મુ. ૧૩
બીજઉ ખંડ પૂરઉં થયઉ એ, ઢાલ બત્રીસે માંહિ, મુ.
**ચંદ્રકીરતિ** કહઇ મઇં કહી એ, ચ્યારિસઇ ચ્યાલીસે ગાહ, મુ. ૧૪

પદમિણિ પંકજવાસિની, ષટ્ દરશન વિખ્યાત. ૨
આદિ પુરુષની પુત્રિકા, પ્રજ્ઞા પંડિત માંય,
ભારતિ ભગવતિ ભુવનમાં, તુઝથી શિવ સુખ થાઇ. ૩
બ્રહ્માણી વાણી વિમલ, વાણી દ્યો મુઝ માય,
ગીત કવિત જે કરે, તે સવિ તુઝ પસાય. ૪
કોઇ નવિ જાણે ડોસલા, વૃદ્ધ પણે વઇરાગ,
આણી સંયમ આદર્યું, પણ ભણવા ઉપરે રાગ. ૫

અંતે—

શ્રી **વિજયદાન** સૂરીશ **તપ** ગચ્છ ધણી, તપ તણેં તેજે આદિત
નિરખો,
સૂરિ શ્રી **હીરવિજયા**ભિધો હીરલો, તાસ પાટે **સોહમ** સામિ
સરિખો. ભજો. ૫
તાસ પાટેં **વિજયસેન** સૂરીસરૂ, પ્રબલ વિદ્યા પ્રકટ પુણ્ય દરિઓ,
શ્રી **વિજયદેવ** સૂરીસરૂ સુંદરૂ, પ્રતપયો તસ પટેં સુગુણ ભરિયો. ૬
શ્રી **વિજયદાન** સૂરીશના સીસવર, શ્રી **અમીપાલ** પંડિત વિરાજે.
શ્રી **ગુણહર્ષ** પંડિત પ્રવર તેહનો, સીસ ગુણ જલધિ ગંભીર ગાજે.
તેહનો સીસ સવિ કવિ મુકુટ કવિ ચરણ, શરણ અનુકરણ મંતિ
મન્નિ આણી,
**લબ્ધિવિજયા**ભિધો પરમગુણવર્ણમધો કહતિ સુણિ માત
શિશુ વચન વાણી. ૮
ચ્યાર ખંડે અખંડે આલય વચન મેં ભાખિઉ રાસ લવલેશ કરતાં,
સાધયો કવિ વડા સયલ ગુણના ઘડા, કહું બહુ પ્રવચન થકીઅ ડરતી.
**સોલશત બાણુંઇ** વરસ વિક્રમ થકી, ભાદ્રવે માસિ શુચિ છઠિ દિવસે,
રાસ લિખિઓ રસેં સુણત સુખ હોઇસિ, જેહ જણ જોઇસિં મન્ન
હરસિં. ૧૦
**સહસ ઉપરિ શતક દોઇ ચઉમોત્યરે;** અધિક દોધક પ્રમુખ
સયલ કહીએ,

૬૪-૧૩ ઇડર ભં. (૨) ૨૪-૧૬ નં. ૪૬૯ ગ૦ જૈ. વિ. (૩) અમર૦ સીનોર ભં. (૪) સં. ૧૬૯૩ માગશિર વ. ૧૪ શુક્રે ભ. હીરરત્ન સૂરિ-જસવિમલ-માનવિમલેન નિ. વિ. ચાણસ્મા.

---

## ૮૦૪ હર્ષકુશલ

**(૧૬૪૯) વીશી** લ૦ સં. ૧૬૯૦ પહેલાં.

સીમંધર જિન સ્ત૦ ઢાલ પંથીડારી.

ચંદલિયા જિણજીસું કહે મોરી વંદણારે જિણવર, જંગમ **સીમંધર** સામીરે.
ચિતથી તઉ એક ઘડી નવિ વીસરે રે, મુઝ રાતિ દિવસિ જસુ નામરે.
ચંદલિયા જિણજી સું......

અંતે—

૨૦ મા દેવર્દ્ધિ જિન સ્ત૦
કુમર ભલઇ આવીયઉ એ ઢાલ

વિહરમાણ જિણ વીસમઉએ, શ્રી **દેવરિધિ** ઇણ નામિં
તૂં જય જય જિણવરૂએ × ×
હરષકુસલગણિ વીનવઇએ તૂંહિજ દેવ પ્રમાણ. તું ૪

—સં. ૧૬૯૦ શ્રા૦ શુ. ૪ ભોમે જોસી ગંગદાસ લિ૦ ૪-૧૫ પો૯૮ નં. ૨૨૦ જશ૦ વડવા ભાવનગર.

---

## ૮૦૫ લબ્ધિવિજય (ત૦ વિજયદાન સૂરિ-અમીપાલ-ગુણહર્ષ શિ.)

**(૧૬૫૦) દાન શીલ તપ ભાવનાએ દરેક અધિકાર પર દૃષ્ટાંત કથા રાસ.** સં. ૧૬૯૧ ભાદ્ર. શુ. ૬

આદિ—

દુહા

શ્રી **સરસતિ** તું સારદા, ભગતિ મુગતિ દાતાર,
જૈની જગદંબા જગે, તુઝથી મતિ વિસ્તાર. ૧
તું ત્રિપુરા તું તોતિલા, તું શ્રુતદેવી માત,

અંતે—
ગછ ગુજરાતી નિર્મલો, મહાવીરકી લાઈ,
ગછનાયક ચડતી કલા, મહા મંડણ રે મુનિ શણગારકિ. ૯
ઋષિ શ્રી ભુંણા ભીદા ભલા, નાનુ ઋષિ ભીમ મહંત,
શ્રી જગમાલ નિતિ જયકરૂ, મુનિ સરવા રે મહા ગુણવંત. ૧૦
શ્રી રૂપ જીવજી મુનીસરા, વડ લઘુ વર-હરી હોઈ,
શ્રી જસવંત જગિ જાણીઇ, તસુ સમવડિરે નહિ બીજો કોઇ. ૧૧
તસુ પાટિ દિનકર ઉદયો, વદન પુનિમચંદ,
છત્રીસ ગુણ સવિ સંપદ દીપેં, શ્રી રૂપસીહરે સહુ સાધુ મુનિંદ ૧૨
તાસ સાસણિ અધિક ઉદયો, શ્રી કુંરપાલ સનુર,
તસુ સીસ ઋષિ હાપા સુંદર, જ્ઞાન ક્રિયારે સોભિત સુર. કિ. ૧૩
તસ સીસ વર્ત્તમાન વિચરે, સકલ વિદ્યા ભરતાર,
ઘન જેમ ગર્જે અતિહિ જ્ઞાની, શ્રી ઉત્તમજીરે ઉત્તમ આચાર. ૧૪
જેહનો જગ જસ નિર્મલો, દિન દિન દીપે તેજ,
તસુ સીસ આદેસ ગુરૂને, ઋષિ રામદાસ રે પભણે સુહેજ. કિ. ૧૫
પંડિત માંહિ સરોમણી, વિચરે જિમ ગજેંદ્ર,
શ્રી ઉત્તમભાઇ ભલા, થિવર ગુણિયણરે જસવંત મુણિંદ કિ. ૧૬
કથા ગુરૂ મુખિ જિમ સાંભલી, તિમ એ કીધી જોડિ,
વિતથ જે કાઇ લખાતાં, મિચ્છાદુક્કડ દેતા રે નહિ કાઇ ખોડિ. ૧૭
સંવત સોલ ચ્યાણુવા વર્ષે, માલવ દેસ મઝારિ,
સારંગપુર સુંદર નગરે, જેઠ વદિ તેરસરે બ્રહસ્પતિવાર કિ ધા. ૧૮
પુન્યપાલ ચરિત સોહામણો, સાંભલે જે નર સુજાણ,
ઋદ્ધિ સમૃદ્ધ સુખ સંપદા, તે પગિ પગિ પામેરે કોડિ કલ્યાણ. ૧૯
—સર્વ ગાથા ૧૮૧. ચતુર્થ ખંડ. પ્ર૦ ૧૫૮ દ્રિ. ૨૪૮ તૃ. ૨૪૦ ચ. ૧૮૧ સર્વ સંખ્યા ૮૨૩. લ૦ ઋ. શ્રી ૫ કાકાજી તત્ શિ૦ મુની માંડણ વઢવાણ મધ્યે આતના અર્થે સં. ૧૭૦૭ આસુ સુદિ ૧૪ શનૌ. ૩૬-૧૪ દા. ૪૩ નં. ૧ ઘ. ડે.

---

દાન વર સીલ તપ ભાવના રાસ કે ઢાલ નવ અધિક ચ્યાલીસ લહીએ.
જાં લગઇ જૈનનો ધર્મ થિર થઈ રહે, સયલ જગ જીવ સુરતરૂ સમાનો,
તાં લગે રાસ એ થિર થઇનેં રહો, સવિ સધર્મીજને વાચ્યમાનો.
ભ૦ ૧૨

—(૧) ઇતિશ્રી દાન શીલ તપ ભાવનાધિકાર ચતુષ્ટયાંતર્ગત નર-નારી કિંચિદ્ દૃષ્ટાંત કથા સંબંધ પ્રાકૃત રાસકે ભાવના માહાત્મ્ય વર્ણનોધિકારશ્ચતુર્થ સંપૂર્ણઃ–પં. રત્નવિજયગણિ શિ૦ ગણિ **ભીમ**-વિજયની પરતિ સં૦ ૧૭૨૫ કા૦ સુ૦ ૧૩ લ૦ આતમાર્થે. ૪૨–૧૫ દા. ૪૫ નં. ૪૮ ब ડે૦ (૨) સંવત્ ચંદ્રમિતોશ્વેન અબ્દઃશ્રૈકવસુવરઃ, શાકઃ પટ્ચંદ્રવિજ્ઞેયઃ ન્યૂન પંચાસ યુક્તિમત્ દિને પરિપૂર્ણ. ૫૧–૧૩ નં. ૪૯ ब ડે.

---

**૮૦૬ રામદાસ** (ગૂજરાતી લોંકાગચ્છ રૂપજી–જીવજી–વરસિંહ–લઘુ વરસિંહ–જસવંત–રૂપસિંહ–કુંરપાલ–હાપા–ઉત્તમ શિ.)

**(૧૬૫૧) પુણ્યપાલનો રાસ** સં. ૧૬૯૩ જેઠ વદિ ૧૩ ગુરૂ સારંગપુર (માલવામાં)

**આદિ—**

કેદાર રાગે દુહા.

શ્રી **શાંતિસર** સોલમા, સમરૂ **સરસતિ** માય,
સુરખને પંડિત કરેં, પ્રણમું શ્રી ગુરૂ પાય. ૧
દાન શીલ તપ ભાવના, ભવોદધિ તારણ પોત,
અનંત સુખને અનુભવે, શિવપુર હોય ઉદ્યોત. ૨
દાને સંપતિ સંપજે, કીરતિ કરે કલ્લોલ,
અલિય વિઘન દુરે પુલે, પગિ પગિ છાકમ છોલ. ૩
જિનપતિ પદવી પામીયા, ચક્રવર્ત્તિ ઇંદ્ર વિમાન,
સુખીયા જે જગ જાણીઈ, સઘલે દાન પ્રધાન. ૪
દાને સંપતિ પામીઓ, **પુન્યપાલ** ભૂપાલ,
સાવધાન સહુ સાંભલો, જિમ જાયે દુઃખ જંજાલ. ૫

કુણ દેસઇ તે ઊપનો, કુણ કુણ કરણી કીધ,
વિસ્તર પણઇ તે હું કહું, જિમ હુઉ પરસિદ્ધ. ૧૨
પ્રથમ ઢાલ ચઊપઈ તણી, ભાવભેદ ગુણગેહ,
ખંડ પ્રત્યેકઇ જાંણજ્યો, તિણિ કારાણ કહું તેહ. ૧૩ ××

પાલઇ રાજ પ્રચંડ એ, સમાએ તિ પ્રથમ ખંડ એ,
શ્રી **અંચલ**ગચ્છ રાજીઉ એ, ગુણમહિમા કરિ ગાજીઉ એ.
શ્રી **ધર્મમૂરતિ** સૂરીસરૂ એ, તાસ ગુણમણિ-આગર શીસૂ એ,
ઉવજ્ઝાય **વિમલમૂરતી** એ, તાસ સીસ વિદ્યાબલિ સરસતિ એ.
**ગુણમૂરતિ** વાચકવરુ એ, તાસ સીસ **જ્ઞાન** મુનીસરુ એ,
ઢાલ ભણી ઇગ્યારમી એ, મીઠી છઇ સાકર રસસમી એ. × ×

ખંડ બીજો પૂરો થયો, પામ્યો ઋદ્ધિ અપારોરે,
શ્રી **અંચલ**ગચ્છ રાજીઓ, ગુણમણીરયણ ભંડારોરે.
શ્રી **ધર્મમૂરતિ** સૂરીસરૂ, **વિમલમૂરતિ** તસ શીસોરે,
ઉપાધ્યાય પદવી ધર, મહિમાવંત મુનીશોરે.
તાસ તણઇ પટિ સુંદરુ, **ગુણમૂરતિ** વાચક સારોરે,
તાસ શિષ્ય મુનિ **જ્ઞાન** પયંપઈ, દશમી ઢાલ ઊદારોરે.

છએ ખંડમાં જૂદી જૂદી દેશીઓ છે.

**અંતે—** છઠ્ઠો ખંડ, ઢાલ ૮મી.

ઢાલ ભણીરે સુંદરુ આઠમીરે, મીઠી છઇ અપાર,
**જ્ઞાનમૂરતિ** તે ઇમ ઉચ્ચરઇરે, સાંભલતાં સંસાર. ૧૧
સર્વ ગાથા ૧૮૪.

દૂહા

**રૂપસેન** રલીયામણો, મુનિવર સુગુણ સુજાણ,
છ ખંડઇ કરિ ગાઇઓ, પ્રતપો જાં લગિ ભાણ. ૧
પુણ્ય તણા પરતાપથી, પગિ પગિ પામી ઋદ્ધિ,
અંતઇ ચારિત્ર આદરી, એકાંતરિ ભવિ સિદ્ધિ, ૨ × ×

૮૦૭ જ્ઞાનમૂર્ત્તિ (અંચલગચ્છ ધર્મમૂર્તિસૂરિ-વિમલમૂર્તિ-ગુણમૂર્તિ શિ.)

(૧૬૫૨) રૂપસેન રાજર્ષિ ચરિત્ર ચોપઈ—૭ ખંડમાં સં. ૧૬૯૪ આસો શુદિ ૫.

આદિ—

દુહા

તીર્થંકર ત્રેવીસમો, પ્રણિમાસામી પાસ.
કામ કુંભ ચિંતામણી, વંછિત પૂરઈ આસ. ૧
મંગલકરણ મનોહરૂ, પ્રભાવતી ભરતાર.
ચરણ નમું હું તેહના, વિઘન નિવારણહાર. ૨
કાશ્મીર મુખમંડણી, રૂપઈ ઝાકઝમાલ,
સુરનર પન્નગ રંજવઈ, વાહતી વેણિ રસાલ. ૩
હંસાસણિ સા સરસતી, પંડિત કરઈ તતકાલ,
પાય નમું હું તેહના, આપઈ વાણિ વિસાલ. ૪
મૂરખનઈ પંડિત કરઈ, જગિ જીતાવઈ વાદિ,
રચું રાસ રલીયામણો, સા સરસતિ પરસાદિ. ૫
ગુરુ દીવો ગુરૂ દેવતા, જ્ઞાન દૃષ્ટિ દાતાર,
મુઝ મનિ ઇચ્છા તેહનો, સિદ્ધિ ચઢાવણહાર. ૬
રૂપસેન કુમારનો, સુણજ્યો સાર અધિકાર,
સાંભલસ્યે તે આવસ્યૈ, જિમ માલતિ મધુકાર. ૭
સરસ સુધારસ સારિખા, ભાવ ભેદ ભંડાર,
પટ ખંડજ ૭ એ સોહામણા, રસ કેરા આંગાર. ૮
શ્રોતાનઈ સંભલાવતાં, કવિતા સરસ સવાદ,
મૂરખ આગલિ માંડતાં, મહિષી આગલિ નાદ. ૯
પુણ્ય પ્રસાદઈ પામસ્યઈ, પગિ પગિ પૂજા જાણિ,
રાજઋદ્ધિ લહસ્યૈ ઘણી, પુણ્ય તણઈ પરમાણિ. ૧૦
અંતઈ ચારિત આદરી, લહસ્યૈ અમર વિમાન,
મુગતિપંથિં પણિં પહોચસ્યઈં, પાંમી પંચમ નાણ. ૧૧

૮૧૨ક આણ

(૧૬૬૯ક) શિવજી આચાર્યનો સલોકો (ઐ.) ૧૪ કડી સં. ૧૬૯૨ પછી

શ્રી જિન ચોવીસે નિતિ ધ્યાઉ, શ્રી શિવજી ગચ્છનાયક ગાઉં,
દેશ સવે સિર સોરઠ દેશ, નગર નગીનો જામ નરેશ. ૧
સંવત સોલ સેય અઠયાસી, કેશવ પાટિ પામ્યા ઉલ્હાસી,
ગણી છતીસ ગુણ ભંડાર, માહા મુનીવર ચારિત્ર ધાર. ૧૨×
જ્યું તારા માંહે ચંદ વને જિમ નંદન વન જાણ,
મુનિવર માંહિ મહંત જિસ્યુ મહાવીર વખાણ.
મંત્રા જિમ નવકાર, સારા કોકિલ સલહી જઈ
ત્યું રૂપ તેજ પરતાપ કરિ, પ્રતપો શ્રી શિવજી ગણિ,
આણંદ કહત ગણી ગાવતાં, ઋદ્ધિ વૃદ્ધિ કીરતિ ગણી. ૧૪
—૪ પત્રની પ્રતમાં છેવટે મુનિ સુખસાગર.

---

૨૭૭ કીર્ત્તિવર્દ્ધન (ખ. જિનહર્ષ સૂરિ–દયારત્ન શિ.) (૧–૫૮૬)

૨૭૭ કેશવ મુનિ (ખ. જિનહર્ષ સૂરિ–દયારત્ન નં. ૨૬૭–કીર્ત્તિવર્દ્ધન શિ.)

૨૭૭ કેશવવિજય (ત. વિજયદેવ સુરિ શિ.)

(૫૨૭) સુદયવચ્છ સાવલિંગા ચોપઇ સં. ૧૬૯૭ વિજયદશમી રવિવાર

આદિ— ૬૦, શ્રી અંબાઈ નમઃ ॥ શ્રી ઐં દૂહા

સ્વસ્તિ શ્રી સોહગ સુજસ, વંછીત લીલ વિલાસ,
દાયક જિનનાયક નમું, પૂરણ આસ ઉલ્લાસ. ૧
સરસ વચન કવિજન સુમતિ, સકલ કલા દાતાર,
સુપ્રસન પ્રણમું સારદા, વરદાઈ સુવિચાર. ૨

અંતે ઢાલ ૨૫ રાગ ધન્યાસી જગત્ર ગુરૂ૦ એ દેશી

મહા મુનિશ્રી **શિવજી** ગણિધાર વંસ વિભુપણ મહિમા સાગર
સંઘ સુવિહિતકાર. મહા મુનિશ્રી **શિવજી** ગણિધારએ આંકણી. ૧૮૩
દેશ **મેવડા** માહિ અતિ સોભિ, **ઉદ્દિપુર** સણગાર,
સંઘ વીનતડી સહિગુરૂ આવ્યા, દિન દિન હરષ અપાર. મ૦ ૧૮૪
સેવા ભક્તિ કરિ સહુ રંગિ, વંછિત પૂજિ આસ,
વીનતી સંઘ તણી મનિ જાંણી, રચિઉ સૂંદર રાસ. મ૦ ૧૮૫
ઋષિ **નાકર** શિષ્ય **દેવજી** મુનિવર, તસ શિષ્ય કહિ સુવિચાર,
**નયને નંદ રસ ચંદ** સંવછર, શ્રાવણ પૂન્ય શશિધાર. મ૦ ૧૮૬
ગછ નાયકનો રાસ રસીકએ, ભણિ જેહ નરનારિ,
સાંભલિ તિ સંપતિ સવ પામિ, સફલ તસ અવતાર. મ૦ ૧૮૭
**પાર્શ્વદેવ** સદા પ્રભુ મુઝનિ, વંછિત ફલ દાતાર,
સુખકરણ પ્રભુ નમો નિરંતર, સદા જગ આધાર. મ૦ ૧૮૮
**ધર્મસંઘ** મુનિ મનરંગિ, શ્રી ગુરૂ ગણ વિસ્તાર,
પંચ વીસ ઢાલ એ રાગ ધન્યાસી, પ્રેમ વચન શ્રીકાર. મ૦ ૧૮૯

એ આંકણી.

શ્રી સંઘ નાયક વંછિત દાયક, શ્રી **શવજી** ગણિધાર એ,
ઉપમ **જંબૂ**કુમાર રાજિં, પૂરણ ગુણ ભંડાર એ. ૧૯૦
જિન સાસન પ્રતપો **શિવ** આચારજ, રવિ શશિ મહિધાર એ,
દિન દિન અધિક આનંદ આપિ, સેવાઈ સુખકાર એ. ૧૯૧
સુરતૈરૂ સરખા સવિ ગુરૂ જાણી, આણી પ્રેમ અપાર એ,
રાસ સુંદર રૂચિર રાગિ, **ઉદ્દિપુર** મઝાર એ. ૧૯૨
**દેવ** મુનિ શિષ્ય **ધર્મ્મસંઘ** મુનિ, વદિ ગુણ વિસ્તારએ,
વલ્લભ શ્રી જિનરાજ જિનવર, સેવક જન સુખકારએ. ૧૯૩

—(૧) ૯-૧૨ જશ૦ (૨) આચાર્યશ્રી ૬. **શિવજી** શિષ્ય લ. ઋષિ **ત્રિકમજી** સ્વયં વાંચનાર્થે ૪-૨૩ મુનિ સુખસાગર.

પં.પદ્મવિજય ગણી હુંડીનું સ્તવન બાલાવબોધ કૃતં પરોપકારાય કૃતં ॥ ઇતિ સંપૂર્ણ ॥ સંવત્ ૧૮૯૮ પોષ માસે કૃષ્ણપક્ષે તિથૌ પંચમી ચંદ્રવાસરે ॥ ભટ્ટાર્ક શ્રી ૧૦૮ મુક્તીરત્ન સુરીજી તત્ સીષ્ય પં. શ્રી પં. દેવેંદ્રરત્નજી તત્ સીષ્ય પાયરજરેણુ સેવક આજ્ઞાકારી લ. પં. વીવેકરત્નેન શ્રી વસંતપુર નયરે શ્રી આદી જિન પ્રસાદે સ્વપરોપકારાર્થે । શુભં ભવતુ. ૮૮ પત્ર. દાબડો નં. ૬ પ્રત નં. ૮ ખેડા ભંડાર.

(૨) આ. ક. (૩) લ. સં. ૧૯૧૪ પત્ર ૮૭ નં. ૨૮૦૬ લીં.

(૪) ગૌતમપૃચ્છા બાO સં. ૧૮૮૪

—લિ. સં. ૧૮૮૯ પત્ર ૩૨૩ તેમાં ૧૧૧ કથા છે શ્લોકમાન ૧૧૦૦૦ દા ૩૩ નં. ૨ હવેનો નં. ૬૨૬ લીં.

(૫) સંયમશ્રેણિ સ્ત. પર સ્તબક

—પત્ર ૧૨ નં. ૨૪૯૯ લીં.

---

૪૯૦ કમલવિજય (ત. વિજયપ્રભસૂરિ–લાભવિજય શિ૦)

(૯૮૯) ચંદ્રલેખા રાસ સં. ૧૮૨૦ કાર્તિક શુદ ૫ વીસનગરમાં

આદિ

સકલ સિધિ કારક સદા, સમરૂં હું શુભકામ,
ચઉવીસે જિનવર ચરણિ, પ્રતિદિન કરૂં પ્રણામ. ૧
પુંડરીક ગોયમ પમુહ, ગણહર ગુણગણ ગંગ,
પ્રેહ ઉઠીનિ પ્રણમીઇ, ચઉદસિં બાવન ચંગ. ૨
સારદ સમરૂં મનશુદ્ધિં, માંગું મીઠી વાણિ,
આછી મતિ મુઝ આપતાં, માત મ રાખિસ કાંણિ. ૩
આઇ પ્રસન જે ઊપરિ, ભૂતલિ તે ભાગ્યવંત
કાલિદાસાદિક તણી, ઉપમ કવિ પામંત. ૪
શ્રી ગુરૂ પદ યુગ યુગતસ્યું, વલિ વંદુ બહુ બહુવાર
ઓસિંકલ બહુ એહના, ગ્યાન દાન દાતાર. ૫
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ રાજા ગુરૂ ધ્યાંન,
પય કપંથ ગુરૂ વિના, ગુરૂ જુગ માંહિ પ્રધાન. ૬

જે કાંઈ જગ દીસેં, અછેં, આસતિ મતિ ગુણ ગ્યાંન,
સો પ્રસાદ સદ્‌ગુરૂ તણો, ધુરા ધરૂં તસુ ધ્યાંન. ૩
રસન વહિ અતિ સરસ હેં, અપણી અપણી ઠાંમ,
ઉતપતિ સહૂ શૃંગારકી, સહૂ જનનેં અભિરાંમ. ૪
રસીઓ વિણ શૃંગાર રસ, સોભ ન પાવેં શુદ્ધ,
કાંમિણ વીણ કાંમી પુરૂષ, દીસેં શુદ્ધ વિશુદ્ધ. ૫
તિણ રસ કો કારણ ત્રિયા, વલિ નાયક સુપ્રધાંન,
કવિયણ તિણ કારણ કહેં, રસિક હેંયૂ ધરિ ગ્યાંન. ૬
રસ વંછેં જો કો રસિક, સજ્જન સુગુણ સુહાઉ,
**સુદયવછકી** વ;રતા, સુણો રસિક સિરદાઉ. ૭

(આમાં દૂહા અને ચોપઈ આવે છે. કોઈ વખત ચંદ્રાયણા મૂકેલ છે. વળી શ્લોક ને ગાથા ક્યાંક આવે છે)

**અંતે**—

**સુદેવચ્છ** રાજા સુપરિ ભામણ એ બિહૂં ભાવ,
પ્રતપેં ચ્યારેં પૂત્રસ્યું, દિન દિન દોઢેં દાવ. ૩૮૪

ચોપૈ

શ્રી ખરતર ગચ્છ ગગન દિણંદ, પ્રતપે શ્રી **જિનહરષ** સૂરીંદ,
શિષ્ય તાસ બહુ વિદ વિચાર, દીપતા દયારત્ન દિનકાર. ૩૮૫
મુની **કીરતિવરધન** સિષ્ય તાસ, બંધવ જિન રાખણ રંગ રાસ.
ગુરૂ અનુમતિ નિજ મન ઉલાસ, એહ કીયો મેં પ્રથમ અભ્યાસ.
પામેં નર પદમણિ સુવિલાસ, પદમણિ પાંમે નર સુખવાસ,
ભણતાં પાંમે વંછીત ભોગ, સુણતાં પ્રીતમ તણો સંગોગ. ૩૮૭
વાલિંભ પ્રેમતણેં વિરહણી, જેહના વલી પરદેસેં ધણી,
રતિ વંછિત જે સુણસી સદા, તે પાંમેં પગ પગ સંપદા. ૮૮

દૂહા.

[ સંવત **મુનિ નિધિ રસ શશિ**, વિજયદશમી રવિવાર,
ચતુર ચાહી રચી ચોપઇ, મુનિ કેશવ હિતકાર. ]

વેધક જો વાંચે સુણે, હૂઇ તસ વંછિત હાંમ,
જ્યું સાવલિંગા સુખ લહ્યો, સુદેવછ શુભ ધાંમ. ૩૮૯
મેં તો એ રચના રચી, કવિજન પ્રેમકૃપાલ,
સુણકે હૈં રસિક નર!, કરજ્યો દયા દયાલ. ૩૯૦

—(૧) લિ. સં. ૧૭૬૯ કા૦ વ૦ ૧૩ શનિ પંડિત વીરચંદ્ર ગણિ શીષ્ય ગણિ વાહાલચંદ્રેણ મહિસાણા નગરે. ૧૦-૧૫ દા. ૪૬ સંઘ ભં. પાલણપુર.

આ અંત પ્રશસ્તિ પરથી જણાય કે કર્તા ખ૦ કીર્ત્તિવર્દ્ધન છે, કે જેને સં. ૧૬૯૭ વિજયાદશમીમાં કર્તા તરીકે નાહટાજીએ ઐ. જૈનકાવ્ય સંગ્રહ પૃ. ૧૦૨ પર પણ ગણેલ છે. અને તેમાં રચ્યા સાલ આપી નથી. મ. જૈ. વિ.ની સં. ૧૮૧૫ની પ્રતમાં ત. કેશવવિજય તે અંતની પ્રશસ્તિમાં જણાવેલ છે, અને રચ્યા સં. ૧૬૭૯ આપેલ છે. તે નીચે પ્રમાણે છેઃ—

અંતે—

કવી ચતુરાઈ કેલવી, રસિક હેતેં ધરી હેત,
સદેવછકી વારતા, બાંધી રસીઆ હેત. ૩૭૯
સેહેર જાલોર રહીઆ ચોમાસ, રસીક કથા કહી ઘણું ઉલાસ,
દુદા પુત્ર સુતો વિજપાલ, તસ આગ્રહથી પ્રબંધ રસાલ. ૩૮૦
સુદા કથાની તેહને ચાહના ઘણી, મનરંજણ તસ કવીયણ ભણી,
ગાહા દુહા ને ગુઢા જેહ, ચોપઈ બંધ તે કીધા એહ. ૩૮૧
નંદ મુની ષોડસ સંવછરે ૧૬૭૯, માહા વિદ દશમી સસી વરે,
તપગછ ગિરૂઆ ગુણ ભંડાર, નાંમે વિજેદેવ સુરી નિરધાર. ૩૮૨
તાસ સેવક મુની પયંપે એમ, કેશવવિજે તે ભાખે એમ,
ત્રિયા સંગ જે વાછે સુજંણ, સુદા કથા તે ભણજો હિત આણ. ૩૮૩
ભણતાં ગુણતાં સુણતાં એહ, ચાતુર ચિત્ત હરખસે તેહ,
રસીક નર નીરંગ સિધાત, મુનિ કેસવ કહિ જગત વિખ્યાત. ૩૮૪

—(૨) સર્વ સંખ્યા ૫૦૦ છે સહી । સં૦ ૧૮૧૫ શ્રાવણ સુદ ૨ મુનરા (મુંદ્રા) મધ્યેં મુ. ભાણચંદ્રેણ આત્મા અર્થે લપી છે સહીઃ ॥ શ્રી. ૧૭ પત્ર એના હસ્તાક્ષરમાં છે. પ્રથમના ૧૩ પત્રમાં પંક્તિ ૧૨ છે, ત્યાર પછીનામાં પં. ૨૧ ઝીણા અક્ષરમાં ખીચોખીચ છે. નં. ૩૯૮ મ. જૈ. વિ.

ઉપરની બંનેમાં આદિ એકજ છે. આ બંને પ્રત કરતાં ઘણી જૂની પ્રત સં. ૧૭૦૬ ની છે તેમાં કર્ત્તા કેશવમુનિ અને રચ્યા સં. ૧૬૯૭ એમ નોંધાયું છે (ભાં. ઈ. ની પ્રતમાં)

(૩) ૨ સં. ૧૭૦૬ જે. વ. ૧૨ આચાર્ય યશોદેવસૂરિ લિખાપિતં. પત્ર ૧૬ પો. ૬૯ જય૦ (૪) રચ્યા સંવત્ 'મુનિ નિધિ રસ સસિ' (૧૬૯૭) નં. ૮૬૧ સન ૧૮૯૨-૯૫ ભાં. ઇ.

આ સવ વિચારતાં મને એમ લાગે છે કે જૂનામાં જૂની મળતી સં. ૧૭૦૬ની પ્રતમાં છે તે સત્ય તરીકે સ્વીકારવુંઃ-તેમાં કર્ત્તા કીર્ત્તિવર્દ્ધન હોવા ઘટે અને તેના શિષ્ય કેશવ માટે તે રચેલ અને રચ્યા સં. ૧૬૯૭ વિજયદશમી, એટલે ઉપરની પ્રથમની પ્રતમાં જણાવેલ છે એમ હોવું ઘટે. છતાં સર્વે પ્રત મેળવી વિચારી પાકો અક્કર નિર્ણય કરવો યોગ્ય છે.

---

## ૨૯૮ જ્ઞાનચંદ (૨) (ખ૦ જિનચંદ્રસૂરિ - પુણ્યપ્રધાન- સુમતિસાગર શિ. (૧-૫૮૭)

**(૫૨૯) પ્રદેશી રાજાનો રાસ.** સં. ૧૬૯૮ પહેલાં (૧-૫૮૭)

—(૧) સં. ૧૭૦૯ જે. શુ. ૮ **આસનીકોટ** મધ્યે પુન્ય ઋ૦ **ખેમાજી લાલચંદ** ઋ૦ **પતા** લિ૦ ઋ૦ **નરસિંગ** ૨૦-૧૬ નં. ૨૩૪૧ મુક્તિ૦ (૨) સં. ૧૭૩૯ ચૈ. શુ. ૧૩ પૂજ્ય જિનસાગરસૂરિ શિ. ઉ૦ ઉદયરત્ન શિ૦ ઉ૦ શ્રીવિશાલ શિ. ગોઈદદાસ લિ. વિક્રાનેર મધ્યે ચિ૦ જગરૂપ પઠનાર્થં પત્ર ૩૨ પો. ૩૬ મહિમા૦ (૩) સં. ૧૭૭૫ શ્રા. વ. ૨ નં. ૬૬-૧૭ ગુ. (૪) સં. ૧૭૮૬ ફા. શુ.

૯ જેસાણુ મધ્યે વિદ્યારત્ન વા૦ લિ. પત્ર ૧૧ પો. ૯ અબીર. (૫) સં. ૧૭૯૫ પ્ર. આ. શુ. ૭ રવિ વા. ડુંગરસી શિ. લાલજી લિ. પત્ર ૧૯ પો. ૬૯ જય૦ (૬) સં. ૧૮૦૮ મા. વ. ૧૪ શનિ વા. દેવધીર શિ. દેવવલભ શિ. ગોવર્દ્ધન લિ૦ લૂણુકરણુસર મધ્યે પત્ર ૨૩ પો. ૩૭ મહિમા૦ (૭) પત્ર ૨૦ પો. ૬૮ જય૦ (૮) પત્ર ૨૩ પો. ૬૮ જય. (૯) ગા. ૫૯૫ સં. ૧૭૧૪ પો. શુ. ૫, ૨૫-૧૪ બી. ડી. ૩૦૩ રો.·એ. નં. ૧૮૮૦ (૧૦) ૧૪-૨૦ દા. ૧૩ નં. ૪૫ ડે. (૧૧) ગ્રં. ૭૦૦ સં. ૧૮૪૨ ફા૦ વ૦ ૯ બુધ ઉ૦ જયસૌભાગ્ય-પં. ચારિત્રોદય લઘુભ્રાતૃ પં. માણિક્યોદય લિ૦ પંચપદરા મધ્યે દિવસ ૪ મધ્યે ૧૭-૧૮ અનંત નં. ૨.

**(૧૬૭૧) ઋષિદત્તા ચોપઇ.** મુલતાન, જિનસાગરસૂરિ રાજ્યે.

—સં. ૧૭૯૭ ભા૦ વ૦ ૧૩ ગારવદેસર મધ્યે ચતુરહર્ષ લિ. પત્ર ૧૭ થી ૨૩ પો. ૩૬ મહિમા૦ (કર્ત્તા ગુણુસાગર શિ. જ્ઞાનચંદ સૂરતમાં છે)

બીકાનેરની સૂચીઓમાં જ્ઞાનચંદ એ પર અન્ય કૃતિ-ચિત્ર સંભૂતિ રાસ આપી છેઃ—

**(૧૬૭૨) ચિત્રસંભૂતિ રાસ**

—સં. ૧૭૯૪ પત્ર ૪ નં. ૨૭૯ ક્ષમા.

**(૧૬૭૩) જિનપાલિત જિનરક્ષિત રાસ** (ક્ષમા૦)

---

**૨૮૧ શુભવિજય** (૧) (ત. કલ્યાણુવિજય શિ) (૧-૫૯૩)

**(૫૩૫) મહાવીર ૨૭ ભવ સ્ત.** (સુધારોઃ—સં. ૧૬૬૨ વિજયદશમી આદિઆણીમાં.

**અંતે** પહેલાં ઉમેરો.

સંવત સોલહ બાસઠતુભ, વિજયદશમિ ઉદાર તુ,
લાલવિજય ભગતિ કરતુ વીર, જિન ભવજલ તારિ તુ. ૭

(પા.) **લાલવિજય** ઇણિ પરિ કહેતો, **વીર** જિન ભવજલ તારિતો,

× × × ×

**આદ્રિયાણા** પુર મંડણો, ખંડણો પાપનાં પુર જો,
જે ભવિયણ સેવા કરે, સુખ પામે ભરપુર જો.

—(૧) પોસ સુદિ ૬ દિને. ૪–૧૨ દા. ૮૩ નં. ૧૦૬ હા. (૨) મહો૦ **તેજસાગરગણિ** શિ૦ પં. **રંગસાગર** લિ૦ **સોની** કુઅરજી તત્ ભાર્યા શ્રાવિકા **ચાંપા** તત પુત્રી શ્રાવિકા **વીરબાઇ** પઠનાર્થં સં. ૧૭૬૧ માહા સુ૦ ૧૦ ભોમે લિ૦ પ–૧૧ અનંત. નં. ૨ (૩) સં. ૧૯૦૦ જે. વ. ૧૦ લ. મુ. **લાવન્યકુશલ** **પાલીતાણા** મધ્યે **આદિનાથ** પ્રાસાદે ૪–૧૪ વીરમ. લાય.

(૧૬૭૩ ક) **શંખેશ્વર પાર્શ્વનાથ સ્ત૦** ૬૪ કડી. સં. ૧૬૮૭

॥ શ્રી **હીરવિજય** ગુરૂભ્યો નમઃ ॥

**સરસતિ** સામિણી માય, આપુ મુઝનિં પસાય,
**પાસ** જિણંદ તણા એ કે દસભવ ગાયવા એ. ૧ × × ×
સુંદર સંથુણ્યો હો લાલ, પુણ્યિ **પાસ** જિણંદ,
**સંખેસર** પુર રાજીઉ રે, **અશ્વસેન** કુલચંદ;
દસમિં ભવિ શિવવધૂ વરી રે મોહનવલ્લી કંદ. ૬૦ સું૦
**અકબ્બર** સાહ પ્રતિબોધીઉ રે, **તપગછ** પૂનિમ ચંદ,
શ્રી **હીરવિજય** સૂરીસરૂ રે, સેવઇ સુરનર ઈંદ. ૬૧ સું૦
તસ પદપંકજ મધુકરૂ રે, **શુભવિજય** સુખકંદ,
સંકટ વિકટ નિવારતો રે, કરતો ભવિકાનંદ. ૬૨ સું૦
શ્રી **વિજયસેન** સૂરિ પટધણી રે, શ્રી **વિજયદેવ** સૂરિંદ,
તસ રાજ્યે સ્તવનં કરૂં રે, પ્રતિપો જિહાં રવિ ચંદ. ૬૩ સું૦
ઇમ **પાસ** જિણવર ભવિક સુખકર **યાદવ** જરા નિવારણો,
**અંભોધિ ગજ રસ શશી** વરષિં **અભયદેવ**–રોગવારણો,
**ધરણેંદ્ર પદ્માવતી** પૂજિત ભવમહોદધિ તારણો;
શ્રી **હીરવિજય** સૂરીંદ સીસિં થુણ્યો વંછિત પૂરણો. ૬૪

—મુનિ ગુણવિજયેના લેખિ સં. ૧૭(૦)૧ શુચિ શુકલ ચતુર્થી ભાર્ગવ નવાનગરે લિખિતં ૩-૧૧ જશ૦

## ૨૮૨ ગુણહર્ષ (ત. વિજયદેવસૂરિ શિ.) (૧-૫૯૫)

### (૫૩૬) મહાવીર નિર્વાણ સ્ત.

—(૧) પં. મોહનવિજય શિ. ઉદયવજય લિ૦ સં. ૧૮૨૮ પો. શુ. ૩ કુંજવારે ૬-૧૬ દા. ૮૩ નં. ૧૫૫ હા૦ (૨) સં. ૧૮૮૯ વ્યે(વિ)રાટનયરે શાંતિનાથ પ્રસાદાત્ ભ૦ આણંદસોમ સૂરિરાજ્યે તત્ શિ. સૌભાગ્યસોમ લ. ૧૧-૧૨ દા. ૨ નં. ૧૧૬ ખેડા નં. ૨.

## ૮૧૨ ખ ગુણહર્ષ શિ૦

### (૧૬૭૩ખ) ગુરૂગુણ છત્રીશી સ૦

શ્રી ગુરૂ ગુરૂ ગિરૂઆ નમુંજી, સદગુરૂ સમકીત-મૂલ,
ત્રણ્ય તત્ત્વમાં મૂલગુંજી, સહગુરૂ તત્ત્વ અમૂલ રે,
આતમ તે સેવઉ ગુરૂરાય. ૧ × × ×
ગુરૂ ગુણ છત્રીસઈ છત્રીસી, જોયો આગમ-અગધિ,
શ્રી ગુણહરપ વિબુધ વર સીસઈ, લહીઈ લીલ લબધિ. ૪૩

—લિ૦ મુનિ વૃદ્ધિવિજય ૨-૧૩ દા. ૮૨ નં. ૪૯ હા૦

## ૨૮૪ લક્ષ્મીવિમલ (કીર્તિવિમલ શિ.) (૧-૫૯૬)

### (૫૩૮) ચોવીસી

—લ. સં. ૧૭૮૬ માગશર વદ ૧૩, ૯-૧૩ ગો. ના.

## ૨૮૫ ભદ્રસેન (૧-૫૯૬)

### (૫૩૯) ચંદન મલયાગિરિ ચો. વીકાનેર.

—(૧) સં. ૧૭૦૯ આશ્વિન માસે અસિત પક્ષે ૧૨ તિથૌ

લિ....શ્રી કચ્છ દેશે શ્રી નરીયા ગ્રામે ૬–૧૩ (વ. રા. ?) (૨) સં. ૧૭૧૩ આસો શુ. ૨ નવાનગર મધ્યે સંપ્રતિ કાશિકા કલિકા પષ્ઠિ વાચનાચાર્યવર્ય પુણ્યતિલકગણિ ઋ. તત્ શિષ્ય મુખ્ય પં. શ્રી જયરંગ શિ. પં. કીર્ત્તિચંદ્ર મુનિ લિ. ૭–૧૫ પો. ૧૨૭ મો૦ સુરત (૩) ચંદનમલયાગિરી વાર્ત્તાયાં સંપૂર્ણં ઉદાર નિર્વિકાર સાર પરિવાર સંયોગ સૂચિકા પંચમી સમામા સં. ૧૭૯૫ મિગસિ ૧૦ પત્ર ૨૩૯ થી ૨૪૬ ગુટકો અનંત. નં. ૨ (૪) કુશલલાભકૃત અગડદત્ત રાસ સાથે પત્ર ૧૧ દા. ૪૩ નં. ૯૪ વડે (૫) બરઢીયા અમરસી પુત્ર નેતસી પઠનાર્થં પં. રત્નધીર લિ. પત્ર ૧૮ પો. ૧૩ જય. (૬) પત્ર ૧૦ અપૂર્ણ પો, ૩૬ મહિમા. (૭) સં. ૧૮૦૯ માસોત્તમ માસે શુક્લપક્ષે રૌદ્ર તિથૌ ભાર્ગવ વારે પં. ગંગવિજય શિ. પ્રીતવિજય વાચનાર્થં પં. કસ્તૂરવિજય શિ. પ્રશૌતમવિજય લ૦ સાથીયા ગ્રામે ચતુર્માસ ૬–૧૫ ખેડા ન. ૩ (૮) સં. ૧૮૧૯ જે. વ. ઉદેપુર પત્ર ૪ પો. ૧૦ ચતુ૦ (૯) લિ. ઋ. ભાણજી ઋ. મોહનજી ઋ. સદાનંદ ત. વૈ. ભા. લાધાને કાજે વાંચવા લિખ્યો છે સં. ૧૮૩૦ દ્વિ. વૈ. શુ, ૧૩ સોમે સુદામાપૂર્યાં લિ૦ ૭–૧૩ સોટા સંઘ ભં. રાજકોટ (૧૦) ગા. ૧૮૪ સં. ૧૯૩૩ મુણામમધ્યે ઋ. હીરાલાલ પ્રસાદેન પત્ર ૭ પો. ૮૨ નં. ૨૦૫૯ જિ. ચા. (૧૧) ૧૧–૧૫ દા. ૬ નં. ૩૧ ખેડા ભં. (૧૨) સં. ૧૮૭૨ ચૈ. વ. ૯ મહાજન મધ્યે લિ. લક્ષ્મીવિલાસ પત્ર ૭ નં. ૩૭૦૬ અભય.

---

## ૮૧૩ જિનચંદ્ર સૂરિ (વેગડ ખર. ગુણપ્રભસૂરિ શિ.) (આ નં. ૧૫૩ થી ભિન્ન છે.

(૨૬૯૪) રાજસિંહ ચોપઈ સં. ૧૬૮૭ આસો સુદ ૩.

—નં. ૧૫૧૦ જેસલ. ભ. ભં.

(૨૬૯૪) દ્રુપદી ચરિત્ર ચોપઈ સં. ૧૬૯૮ આસો વ. ૧૨ જેસલમેર.

અંતે—

પાંડવ ને દ્રુપદી તણો ઇ, ચરિત્ર રચ્યો સુખકારીરે,
શ્રી પાર્શ્વનાથ સુપસાઉલે, શ્રી જેસલમેર મઝારીરે. ૪
સંવત સોલ અઠાણુએ, આસુ વદિ બારસ દિવસેરે,
છઠો ખંડ પૂરન થયો, અતિ હર્ષ ધાર સુજગીસેરે. ૫
શશિ ગચ્છ ખરતરની સાખે, તિહાં ગચ્છ વેગડ રાજેરે, .
શ્રી જિનગુણપ્રભ સૂરિજી, સવિ સૂરિ નમે સિરતાજેરે. ૬
. તાસ પાટ ગુરૂઓ ગુણે, શ્રી ગૌતમનો અવતારોરે,
કલિજુગ સુરતરૂ સારિખો, ઓસ વંશ તણો સિણગારોરે. ૮
લુણિયા ગોત્રે દીપતો, સકલપિ જિણેસર સૂરોરે,
ચારિત્રપાત્ર ચૂડામણિ, પ્રતપ્યો જે પુણ્યપંડૂરોરે. ૯
તાસ સીસ ઇણિ પરે કહે, જિણચંદ વચન પરિમાણેરે,
અંગ છતાલે સીસમેં, અધ્યયને તાસ વખાણેરે. ૧૦

—(૧) ગ્રં. ૭૭૧ ગાથા ગ્રં. ૧૩૦૦ ઢાલ ૫૧. સં. ૧૭૦૯ વૈશાખ વદી ૧૦ કુંજે શ્રી ભેહરા નયરે શાંતિજિન પ્રાસાદે બૃ. ખ. વે. ભ. જિનચંદસૂરિ વિદ્યમાને તત્ શિષ્ય રત્નસોમભિ લિં. પત્ર ૩૫ જેસલ. ભદ્રસૂરિ જ્ઞાનભં. નં. ૧૩૭. (૨) ગ્રં. ૧૪૦૦ સં. ૧૮૬૦ કા. શુ. ૧૩ ભૃગુવાસરે મુલતાણ પત્ર ૩૦ નં. ૨૪૩૮ અભય. (ટીપમાં રચના સં. ૧૬૬૯ મૂકેલ છે)

---

## ૮૧૩ક દલભદ્ર (પાર્શ્વચંદ્રગચ્છ હીરરાજ શિ.)

(૧૬૭૪ક)+ પુંજા મુનિનો રાસ. કડી ૨૧ (ઐ.) સં. ૧૬૯૯ ફાગણ શુ.

સરસતિ સામિણી વિનવું, પ્રણમી સહગુરૂ પાય લાલરે.
ક્ષમાસમણ ગુણ આગલો, એ ગિરૂઓ ઋષિરાય લાલરે. ૧
૧. પંજરાજ ગુણ ગાઇએ, × ×

સંવત **નવાણુંઆ** ફાગુણ સુદિરે, મોટા માન જગીશ,
નવહજાર ખાણું આગલારે, વધે નરનારી આસીશ. ૨૦ ધન્ન.
ઋષિ હિરરાજ સુપસાવલેરે, ઋષિ શ્રી **પુંજરાજ** ગુણ સારરે,
**દલભટ્ટ** સુખ સંપત્તિ લહેરે, ભણજો સહૂ નરનારરે. ૨૧ ધન્ન.

—પ્ર. પૃ. ૧૬૧ થી ૧૬૩ જૈનરાસ સંગ્રહ પ્રથમ ભાગ (ભ્રાતૃચંદ્રસૂરિ ગ્રંથમાલા પુ. ૩૨ થી ૩૯.)

---

## ૨૮૬ તેજચંદ (ત૦ સકલચંદ પરંપરા માનચંદ શિ.)

(૧–૫૯૮)

**(૫૪૦) પુણ્યસાર રાસ.** સં. ૧૭૦૦? માગશર વ. ૫ સોમ.

(૧–૫૯૮)

આદિ—

દૂહા.

સકલ સીદ્ધ ચલણે નમુ, નમુ તે શ્રી જીનરાય,
સમરૂ **સરસતી** સ્વામિની, વર દ્યો કરીય પસાય. ૧
પીંગલ ભેદ ન ઓલખુ, વગતી નહી વ્યાકર્ણ,
મુરખમંડણ માનવી, હું સેવું તુઝ ચરણ. ૨
તું સરસ્વતી તુ ભગવતી, આગમ તુઝ બંધાણ,
મુઝ મુખિ આવી તુ રમે, રમતી મ કરેસિ કાંણ. ૩
સારદ વલતુ ઈમ ભણિ, પુત્ર મ આણેસ ભ્રંતી,
**પુન્યસાર** ગુણ ગાયંતાં, હું આવેસ એકાંત. ૪
આગિ કવી જે વડ હુયા, તસ માગુ અનુમત્ય,
સદગુરૂ તણિ ચલણે નમી, હઇયિ ધરી બહુ ભત્તિ. ૫
**સાલભદ્ર** કઇવિન્નો વલી, **પુન્યસાર** જગી સાર,
દાન પસાયે પામીયા, અક્ષય રીધી ભંડાર. ૬
તે માહિં **પુન્યસારનુ**, કહિસુ ચરિત્ર ઉદાર,
કહિ કવિતા સહુ સાંભલો, મન ધરી નિશ્ચલ ભાવ. ૭

અંતે—

એણિપરિ જે ધર્મ આદરે, તે ભવસાયર વહીલો તરિ,
ધર્મે તો સવે સીઝિ કાજ, ધર્મે લહીય શિવપુર રાજ. ૫૩૯
ધર્મિ તો મનવંછિત હોય, ધર્મ રિદ્ધિ અનંતી જોય,
**પુન્યસાર**ની પરિ વલી, આપદ ટાળિ સંપતી ઘણી. ૪૦
દાન ઉપરિ એ અધિકાર, સુણી દેજો સહૂ નરનાર,
સંવત **સતરમાહિ** ભણો, એ અધિકાર **પુન્યસાર**હ ભણો. ૪૧
માગસર વદી પંચમી સોમવાર, કીધો રાસ શ્રી ગુરૂ આધારિ,
**તપ**ગછ નાયક ઉદઉ ભાણુ, શ્રી **વિજયદેવ**સૂરિ જુગપ્રધાન. ૪૨
વાણી અમૃત કરિ વખાણુ, બૂઝવિ ભવિયણુ જાણુ સુજાણુ,
દિનદિન મહિમા અતિ દીપતો, તેજિ કરી રવિને જીપતો. ૪૩
**ચંદ**શાખા ચંદ પરિ નિરમલી, **સકલચંદ** ઉવઝાય વલી,
લક્ષણ ગુણે કરિ અતિ અભિરામ, જસ વદનિ સારદનો ઠામ. ૪૪
તાસ સીસ અતિ ગુણવંત, પંડિત સિરોમણિ **લક્ષમીચંદ**,
તાસ શિષ્ય બહુ વિદ્યા ભરીઉ, શ્રી **પુન્યચંદ** પંડિત ગુણનિલો.
તાસ સીસ સકલગુણઠામ, **વૃધિચંદ** પંડિત પરધાન,
તાસ સીસ ગુણિ આગલો, શ્રી **માનચંદ** ગણિ ચિરજીઓ. ૪૬
તાસ પદ પંકજ જસ સીસ પલા,
**તેજચંદ** કહો રાસ ધરી, મન્ય ઠારી એમથા આગ્ર કરી,
પરઉપગારીહ કારણી કહો, **પુન્યસાર ચરિત્ર**થી લહો.
નરનારી ભાવિ સાંભલિ, તસ મંદિર અફલા મનોરથ ફલિ,
વલી ધન સંપતી હોય કોડ, પુત્ર કલત્ર બંધવની જોડ. ૪૮
**તેજચંદ** મુનિ એમ ભણંતિ, ભણિ ગુણે તિહાં કાજ સરંતિ,
તે સવિ પામઇ વંછિત સિધિ, ધન આરોગ ઘરિ અવિચલ ઋધિ.'

—૨૫-૧૫ વિ. ને. નં. ૩૩૦૮ અને ૩૩૦૯ બંને મળીને.

શ્રી **ખરતર** ગચ્છ મહિમાધારી, સબ ગચ્છમેં ગુણધારીરે
જંગમ જુગપરધાન સુવિચારી, '**ભટ્ટારક**' પદ ધારીરે. દં. ૪
શ્રી **જિનચંદ**સૂરિ ગચ્છધારી, દુરગતિ જિણ નિવારીરે
તાકે શિષ્ય 'વાચક' પદ ધારી, શ્રી **ક્ષમાસમુદ્ર** ગણિ ધારીરે દં. ૫
તાકે શિષ્ય મહાસુખકારી, વાચક વર હિતકારી રે
શ્રી **ભાવકીર્ત્તિ** ગણિ દુખકે હારિ, તાકે શિષ્ય પુન્યધારીરે, દં. ૬
પાઠક વર શ્રી જગમેં નામી, **રતનકુશલ** ગણિ સ્વામી રે
તાકો શિષ્ય સુવરપથગામી, **ઉદયકમલ** મુનિ નાંમીરે. દં. ૭
તિણુને મનસુધ ચોપઇ ગાઇ, લાગૈ સુણત સુહાઇરે
સેવક નિજ ગુણકમલ બરાઇ, તસુ પઢણેં હેત બનાઇરે. દં. ૮
સંવત **અઢારસૈં ઇકવીસે** જેઠ શુકલ સુભ માસૈરે,
દ્વાદશિ તિથિ દેખત મન હીસૈ, સોમવાર શુભ દીસૈરે. દં. ૯
**વિજય** શેઠ **વિજયા** શેઠાંણી, તાકી એ કહી કહાંણીરે.
શીલ પાલો તુમ ભવિજન જાણી, ભણિજ્યો ચરિયા સુહાંણીરે. દં. ૧૦
જો કો અરથ કહ્યો મેં ખોટો, સિદ્ધ સાખ સોં મોટો રે
મિચ્છા દુક્કડ હોજ્યો ભલોટો, દીજે કરમકોં ઓટોરે. દં. ૧૧
ઇગ્યારમી ઢાલ ભવિક જન ભણિજ્યો, નિજ પાતકવન લુણજ્યોરે
ગાંવ **કમાલપુરેમેં** થુણિજ્યો, તજ પરમાદ ગુણિજ્યોરે. દં. ૧૨

—ઇતિ શીલાધિકારે વિજયશેઠ વિજયા શેઠાણી ચઉપઇ સમાપતં. (આમાં મારવાડી ગુજરાતી મિશ્રિત છે.) એક નાનો ગુટકો મુનિ જશ૦

---

**૪૯૨ વાન** [શ્રાવક. જ્ઞાનવિમલ સૂરિ સંતાનીય વિબુધ-
વિમલસૂરિશિ.]

(૯૯૧) + **વિબુધવિમલ સૂરિરાસ.** (ઐ,) સં. ૧૮૨૦ શ્રાવણ
શુદ ૧૩ બુરહાનપુરમાં.

**શ્રી વિસલનગર** વિખ્યાત વિશેષૈ, તિહાં શ્રાવક શ્રાવિકાવારજી
દેવ ગુરૂ ધર્મ તણા બહુ રાગી, વિનય વિવેક વિચારિજી. ચં. ૮
**શ્રી ઋષભદેવ વીર** પ્રભુ વંદિ, તે પુજૈ ચિત્ત ચંગેજી
તિણૈ નયરઇ ચોમાસું રહિ સુખઇ, એ રાસ રચ્યો મન રંગેજી. ૯
—૨૩-૧૨ ખેડા ભં. ૩

---

**૪૯૧ ઉદયકમલ** [ ખ૦ જિનચંદ્રસૂરિ–ક્ષમાસમુદ્ર–ભાવ-કીર્ત્તિ–રત્નકુશલ શી૦ ]

**(૯૯૦) વિજયશેઠ વિજયા શેઠાણી ચોપઇ ૧૧ ઢાલ**
સં. ૧૮૨૦ જેઠ શુદ ૧૨ સોમ કમાલપુરમાં—

**આદિ** દૂહા

શ્રી જિનરાજ નમી કરી, ગ્યાંન વિમલ દાતાર,
વિઘનવિડારણ સુખકરણ, પરદુખ કાટણહાર ૧
સરસ વચનદાયક નમું, **સરસતિ** દેવ સુમાત,
જાકે વંદત પાંમીયૈ, ગ્યાંન તણાં અવદાત. ૨
પાંચ વરતમેં શીલવ્રત, ઉત્તમ હૈ હિતકાર
**વિજય** શેઠ **વિજયા** વલી, પાયા શિવ સુખ સાર. ૩
તાકો હું તુછ બુદ્ધિસૈં, કહિસ્યું કુછ સુવિચાર
સાંભલિજ્યો તુમ ભવિક જન, મેરી મતિ અણુસાર. ૪

**અંતે** ઢાલ ૧૧ રાગ ધન્યાસિરી

ઈમ ધન્નો ધણને પરચાવઇ—એ દેશી

દંપતિ ઇણિ વિધ ચારિત્ર પાલી, દૂષણ સગલા ટાલીરે
ચ્યારે ઘાતીયાં કર્મ પ્રજાલી, નિજ આતમ અજુઆલી. દં. ૧
નિરમલ કેવલગ્યાન સુપાઈ, મુક્તિવધૂ મન લાઇ,
મહા મોહ રાજકું હરાઈ, આઠે કરમે જરાઇ રે દં. ૨
નિરાબાધ સુખ પાયા જિણુનૈ, સીલહી પાલ્યો તિણુનૈરે
ઇમ ભવિજન કુમતી કરો મિણને, સેવો મન ધરિ જિણુનૈરે. દં. ૩

આદિ—

પરણમું **પાસ** જિણંદનાં, ચરણ કમલ સુખદાય
**વીર**શાસન મુની ગાયસું, વંછીત પુરે માય. ૧
**વીર** શાસન મુનિ બહુ હૂઆ, કે'તાં ના આવે પાર,
આ કાલે મુનિ જે હૂઆ, કેસું અલ્પ વિચાર ૨
શું શું કરણી તેણે કરી, શું શું કર્યા ઉપગાર
ચિત્ત દેઇને સાંભલો, ધારો હૃદય મઝાર. ૩
તિન કારણ તું **સરસતી**, દીજે વચન વિલાસ,
**લખમીવિમલ** ગુરૂ ગાયસું, પૂરે મનની આસ.

અંતે—

**વીર**શાસન મુનિરાજ ગાય કે, સુખ લીજીએ હો લાલ
**વિબુધ** સેવક કહે **વાંન** કે, શિવ સુખ દીજીએ હો લાલ ૮

દૂહા.

**વિબુધવિમલસૂરી** ગાઈઆ, ગાયા રંગ રસાલ,
**વીર**શાસન મુનિ ગાવસેં તસદાર મંગલ માલ.

ઢાલ ૧૩ ગીરૂઆરે ગુણ તુમતણા—એ દેશી.

**વિબુધ વિમલસૂરી** ગાઈઆ, ગુણ ગાતાં સંપતિ થાય રે,
રીધ સીધ નવનિધ ઘર, વંદતાં પાપ પલાયરે વિ. ૧

×

અહીં પાટપરંપરા આવે છે ને છેવટે જણાવે છે કેઃ—
**વિજયપ્રભસૂરી** તસ પાટે **જ્ઞાનવિમલસૂરી** રાજેરે, વિ. ૮
**સૌભાગ્યસાગરસૂરી** તસ પાટે, **સુમતિસાગરસૂરિ** છાજેરે.
તસ પાટે હવે ગાઉં **વિબુધવિમલસૂરી** રાજેરે. વિ. ૯
નિર્મલ કરણી નિર્મલ વાંણી, દેખીને સુખ પાયારે
**શ્રાવક** દાસ તુમારો સામી, તુમ ચરણે ચિત્ત લાયારે. વિ. ૧૦
સંવત **અઢારસેં વીસ**ના વરસે **મહિમાવિમલ સૂરી** આયારે
શ્રાવણ શુદ તેરસને દીને, **બુરહાંણપુર** નગરમાં ગાયારે વિ. ૧૧

શ્રી **ખરતર** ગચ્છ મહિમાધારી, સબ ગચ્છમેં ગુણધારીરે
જંગમ જુગપરધાન સુવિચારી, **'ભટ્ટારક'** પદ ધારીરે. દં. ૪
શ્રી **જિનચંદ**સૂરિ ગચ્છધારી, દુરગતિ જિણ નિવારીરે
તાકે શિષ્ય 'વાચક' પદ ધારી, શ્રી **ક્ષમાસમુદ્ર** ગણિ ધારીરે દં. ૫
તાકે શિષ્ય મહાસુખકારી, વાચક વર હિતકારી રે
શ્રી **ભાવકીર્ત્તિ** ગણિ દુખકે હારિ, તાકે શિષ્ય પુન્યધારીરે, દં. ૬
પાઠક વર શ્રી જગમેં નામી, **રતનકુશલ** ગણિ સ્વામી રે
તાકો શિષ્ય સુવરપથગામી, **ઉદયકમલ** મુનિ નાંમીરે. દં. ૭
તિણુને મનસુધ ચોપઇ ગાઇ, લાગૈ સુણત સુહાઇરે
સેવક નિજ ગુણકમલ બરાઇ, તસુ પઢણે હેત બનાઇરે. દં. ૮
સંવત **અઢારસૈં ઇકિવીસે** જેઠ શુકલ સુભ માસૈરે,
દ્વાદશિ તિથિ દેખત મન હીસૈ, સોમવાર શુભ દીસૈરે. દં. ૯
**વિજય** શેઠ **વિજયા** શેઠાંણી, તાકી એ કહી કહાંણીરે.
શીલ પાલો તુમ ભવિજન જાણી, ભણિજ્યો ચરિયા સુહાંણીરે. દં. ૧૦
જો કો અરથ કહ્યો મેં ખોટો, સિદ્ધ સાખ સોં મોટો રે
મિચ્છા દુક્કડ હોજ્યો ભલોટો, દીજે કરમકોં ઓટોરે. દં. ૧૧
ઇગ્યારમી ઢાલ ભવિક જન ભણિજ્યો, નિજ પાતકવન લુણજ્યોરે
ગાંવ **કમાલપુરેમેં** શુણિજ્યો, તજ પરમાદ ગુણિજ્યોરે. દં. ૧૨

—ઇતિ શીલાધિકારે વિજયશેઠ વિજયા શેઠાણી ચઉપઇ સમાપતં. (આમાં મારવાડી ગુજરાતી મિશ્રિત છે.) એક નાનો ગુટકો મુનિ જશ૦

---

**૪૯૨ વાન** [શ્રાવક. જ્ઞાનવિમલ સૂરિ સંતાનીય વિબુધ-વિમલસૂરિશિ.]

(૯૯૧) + **વિબુધવિમલ સૂરિરાસ.** (ઐ,) સં. ૧૮૨૦ શ્રાવણ શુદ ૧૩ બુરહાનપુરમાં.

ગુણતાં શ્રી જિનવરની કીરત, વાધે જગ જસવાસજી,
લૂખો તેહી વિણુ તર ધારી, ખંડ લગસથી પાસજી. ૭
સંવત **અઢાર ઇકવીસા**માંહે, ઉતમ કાતી માસજી
સોભાગ્યપાંચમ પરવ તણો દિન, ગાયા ગુણુ ઉલાસજી. ૮
શ્રી વડ ગચ્છ તણા પટોધર, શ્રી **જિનપ્રભ સૂરીંદ**જી,
તાસ પાટ **સુખપ્રભ** સુરિસર, તેજે જિમ દિણંદજી ૯
તાસ પસાય **સુમતપ્રભુ** સુરે, ગાયા જિન ચોવીસજી,
ભણતાં ગુણતાં સુણતાં ભવિજનને, હોવે શીયલ જગીસજી. ૧૦

—ઇતિ શ્રી ચતુર્વિંશતિકા સંપૂર્ણ ૮-૧૪ અનંત નં. ૨

## ૪૯૪ ગુલાલ (ગુજરાતી ગછ નગરાજ–પુન્યવિમલ–કેસર શિ૦)

**(૯૯૩) તેજસાર કુમાર ચોપઇ.** સં. ૧૮૨૧ શ્રાવણ શુ. ૮ રવિ નોવામાં.

અંતે—

ગછ **ગુજરાતી** સહુ જિન જાંણું, શ્રી પૂન્ય શ્રી **નગ** રાજ્ય વર્ષાણું
પંચ મહાવ્રતના અનુરાગી, ગચ્છનાયક છે સબલ સોભાગી. ૧૨
**પુન્યવિમલ** ઋષિ મહામુનિ રાય, તેહના શિષ્ય **કેસર** સુખદાય,
જ્યાંકી જોડ કલા છે ભારી, તસ શિષ્ય **ગુલાલ** કહે સુવિચારી.૧૩
સંવત **અઢાર અને ઇકવીસે**, શ્રાવણ સુદિ અઠિમ રવિ દીસે
ચોપઈ જોડી ગાંવ **નોવામે**, ભણતાં ગુણતાં બહુ સુખ પામે. ૧૫

—ચેનસાગરજી ભં. ઉદયપુર.

## ૪૯૫ દેવવિજય (કીર્ત્તિવિમલ?) [ત૦ વિનીતવિજય (નં. ૩૬૯) શિ૦]

**(૯૯૪) અષ્ટપ્રકારી પૂજા** સં. ૧૮૨૧ આસો શુદ ૩ શુક્ર. પાદરામાં

**વીર**શાસન મુનિ જે ગાએ, તસ ઘરે સર્વ સુખ આવેરે,
મંગલમાલા ઝાકઝમાલા, અજરામર સુખ થાવેરે વિ. ૧૨

કલશ

**વીર** જિનવર સયલ સુખકર **ગૌતમ** ગણહર ગાઈએ
તુમ સુણો હો ભવીઆં ચિત્ત આણી નામ નવનિધિ પાઈએ;
નામી લીજેં સેવ કીજેં તનમન કીજેં વારીયાં
**વિબુધવિમલસૂરી** સેવક કહેં સીવરમણી કરે ઉવારીઆં.
—પ્ર૦ જ૦ ઐ૦ ગૂર્જરકાવ્ય સંચય.

---

## ૪૯૩ સુમતિપ્રભ સૂરિ (સુંદર) [વડગચ્છ જિનપ્રભસૂરિ —સુખપ્રભસૂરિ શિ.]

(૯૯૨) **ચોવીશી** સં. ૧૮૨૧ કા૦ શુ. ૫ અમદાવાદમાં
**આદિ** અથ સુંદર કૃત ચોવીસી લિખ્યતે।

ઢાલ રાજહંસ મોતી ચુગે એ દેસી

**આ**દીસર અવધારીયે દાસ તણી અરદાસ **રીષભજી**
આસ નિરાસ ન કીજીયે, લીજીયે જગ જસવાસ **રીષભજી**. ૧ આ.

× × × ×

જાણી સેવક જગધણી આપો અવિચલ વાસ, રી.
તરણ તારણ પ્રભૂ તારીયે, દાખે **સુંદર** દાસ, રી. ૫ આ.

**અંતે** ઢાલ ૨૫ મી

આદર જીવ ક્ષમા ગુણ આદર એ દેશી

એહવારે જિન ચઉવીસે નમતાં, હુવૈ કોડ કલ્યાણજી
સય સગલાઈ ભાજી જાવૈ, અરિહંત માંની આંણજી. ૧ એ.

×

**રાજનગર** ચૌમાસ રહીને, એ મૈ કીધી જોડજી
કવિયણનૈ હું અરજ કરૂં છું, મત કાઢીજો ખોડજી. ૫
કાલાવાલા જે મેં કીધા, લેખૈ આયા તેહજી
મોટારા ગુણ કરતાં મુખથી, ઉવેખૈ કુણ એહજી. ૬

ગુણતાં થી જિનવરની કીરત, વાધે જગ જસવાસજી,
લૂખો તેહી વિણ તર ધારી. ખંડ લગસથી પાસજી. ૭
સંવત અઢાર ઇકવીસામાંહે, ઉતમ કાતી માસજી
સોભાગ્યપાંચમ પરવ તણો દિન, ગાયા ગુણ ઉલાસજી. ૮
શ્રી વડ ગચ્છ તણા પટોધર, શ્રી જિનપ્રભ સૂરીંદજી,
તાસ પાટ સુખપ્રભ સૂરિસર, તેજે જિમ દિણંદજી ૯
તાસ પસાય સુમતપ્રભુ સૂરે, ગાયા જિન ચોવીસજી,
ભણતાં ગુણતાં સુણતાં ભવિજનને, હોવે શીયલ જગીસજી. ૧૦

—ઇતિ શ્રી ચતુર્વિંશતિકા સંપૂર્ણ ૮-૧૪ અનંત નં. ૨

## ૪૯૪ ગુલાલ (ગુજરાતી ગછ નગરાજ-પુન્યવિમલ-કેસર શિ૦)

(૯૯૩) તેજસાર કુમાર ચોપઈ. સં. ૧૮૨૧ શ્રાવણ શુ. ૮ રવિ નૌવામાં.

અંતે—

ગછ ગુજરાતી સહુ જિન જાંણે, શ્રી પૂન્ય શ્રી નગ રાજ્ય વખાંણે
પંચ મહાવ્રતના અનુરાગી, ગચ્છનાયક છે સબલ સોભાગી. ૧૨
પુન્યવિમલ ઋષિ મહામુનિ રાઇ, તેહના શિષ્ય કેસર સુખદાઇ,
જ્યાંકી જોડ કલા છે ભારી, તસુ શિષ્ય ગુલાલ કહે સુવિચારી.૧૩
સંવત અઢાર અને ઇકવીસે, શ્રાવણ સુદિ અઢિમ રવિ દીસે
ચોપઈ જોડી ગાંવ નૌવામે, ભણતાં ગુણતાં બહુ સુખ પામે. ૧૫

—ચેનસાગરજી ભં. ઉદયપુર.

## ૪૯૫ દેવવિજય (કીર્તિવિમલ?) [ત૦ વિનીતવિજય (નં. ૩૬૯) શિ૦]

(૯૯૪) અષ્ટપ્રકારી પૂજા સં. ૧૮૨૧ આસો શુદ ૩ શુક્ર. પાદરામાં

આદિ—

દૂહા

અજર અમર અકલંક જે અગમ્ય રૂપ અનંત
અલખ અગોચર નિત નમું જે પરમ પ્રભુતાવંત. ૧
શ્રી સંભવ જિન ગુણનિધિ ત્રિભુવન જન હિતકાર,
તેહના પદ પ્રણમી કરી, કહસ્યું અષ્ટ પ્રકાર. ૨
પ્રથમ નવણપૂજા કરો, બીજી ચંદન સાર,
ત્રીજી કુસુમ વલી ધૂપની, પંચમી દીપ મનોહાર. ૩
અક્ષત ફલ નૈવેદ્યની, પૂજા અતિહિં ઉદાર,
જે ભવિયણ નિત નિત કરે તે પામેં ભવ પાર. ૪

અંતે—

અનુક્રમે અષ્ટ કરમ હણીએ, અષ્ટમી ગતિ લહો સાર,
સા **નાન્હા** સુત સુંદરૂએ, વિનયાદિક ગુણવંત,
સા **જીવણ**ના કહણથી કીઓ અભ્યાસ એ સંત. ૩
સકલ પંડિત શિરશેહરોએ, શ્રી **વિનીતવિજય** ગુરૂરાય,
તાસ ચરણ સેવા થકીએ, **દેવનાં** વંછિત થાય. ૪
**શશિ નયણ ગજ વિધુ** વરૂએ, નામ સંવછર જાણ
તૃતીયા સિત આસો તણીએ, સુક્કર વાર પ્રમાણ ૫
**પાદરા** નગર વિરાજતા એ, શ્રી **શંભવ** સુખકાર
તાસ પસાયથી એ રચી એ પૂજા અષ્ટ પ્રકાર. ૬

કલશ

ઇયિ જગત સ્વામિ મોહ વામી મોક્ષ ગામી સુખકરૂ
પ્રભુ અકલ અમલ અખંડ નિર્મલ ભવ્ય મિથ્યા તમ્ હરૂ
દેવાધિદેવા ચરણ સેવા નિત્ય મેવા આપીઇ
નિજ દાસ જાંણી દયા આંણી આપ સમોવડિ થાપીઇ.

काव्यं

इतिजिनवरवृंदं शुद्धभावेन कीर्त्ति-
**र्विमल**मिह जगत्यां पूजयंत्यष्टधा ये

निजकलिमलहेतो कर्मणां तं विधाय
परमगुणमयं ते यांति मोक्षं हि वीराः ९

આ છેલ્લા શ્લોકમાં કીર્તિવિમલ એવું નામ આવે છે.

(૧) સં. ૧૮૨૭ વર્ષે જ્યેષ્ટ શુદિ ૪ શનાવિતિ મંગલ શ્રી સૂરતિ મધ્યે લિ૦ મુ. ભાગ્યેન. પ-૧૧ દા. ૨૦ નં. ૪ સીમંધર ભં. સુરત.

(૨) સંવત્ ૧૮૫૧ના વર્ષે માહા શુદિ ૧ દિને લષીતં મુની મોતીવીજે. શ્રીપાટણ નગરે પોલીએ ઉપાસરે પ-૧૦ જયવિજય મુનિ સંગ્રહ.

(૩) સંવત્ ૧૮૪૪ વર્ષે માગસીર્ષ સુદ ૬ વાર શની લષીતં ભગવાંનદાસ. પ-૧૨ મુનિ જશ૦, એક ચોપડો મુનિ જશ.

(૪) સં. ૧૮૮૧ આસાઢ વદિ ૨ ભોમે ૪-૧૩ વીજાપુર જૈન-જ્ઞાનમંદિર પ્રત નં. ૨૯૮.

ગદ્ય ગ્રંથ.

**અતિચાર મોટા**—શ્રાવકના પ્રતિક્રમણના-ગૂજરાતી ગદ્યમાં. સં. ૧૮૨૨

—ઇતિ શ્રાદ્ધવિધિ સંપૂર્ણ શ્રાદ્ધ અતિચાર સમાપ્તં ॥ સંવત્ ૧૮૨૨ વર્ષે વૈસાષ વદિ ૬ દિને । સકલ પંડિત શિરોમણિ પંન્યાસ શ્રી ૫ રત્નવિજેજી ગણિ ઉપદેશાત્ ॥ પં. ગુલાલચંદ મુનિના લિખિતં । શ્રી રાજનગર મધ્યે સુશ્રાવિકા પુન્યપ્રભાવિકા દેવગુર તણી ભક્તિકારકા બાઇ ઇંછી પઠનાર્થં । ઇદં પુસ્તકં ॥ શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત શુંભ ભવતુ લેખક પાઠકયો ॥૧॥ શ્રી. ૧૨-૧૦ પ્રત નં. ૨૪૬૧ શ્રી મુક્તિ. વડોદરા

---

**૪૯૬ સુજ્ઞાનસાગર** (ત. ચરિત્રસાગર-સુંદરસાગર-મેઘસાગર-શ્યામસાગર શિ૦)

**(૯૯૫) ઢાલ મંજરી અથવા રામરાસ** (ઢાલસાગર) સં. ૧૮૨૨ માગશર શુ. ૧૨ રવિ. ઉદયપુરમાં.

આદિ—

દૂહા.

મંગલ સહજાનંદ સુખ, ચિદાનંદ નિજ ધામ
અહનિશિ ઇકતા તેહની, કરણ હરણ દુખગ્રામ. ૧
નમિએ **આદિ** જિનેસરૂ, મિથ્યા તિમિર દિનેશ;
આધિ વ્યાધિ ભંજન દુરતિ, ઋદ્ધિ સિદ્ધિ દિયણ સુદેશ. ૨
ભવ ભ્રમ તપતિ નિવારણો અભિનવ પુષ્કર મેહ,
**શાંતિ** જિનેશ્વર ચરણ કજ, મન ધરીએ અણરેહ. ૩
**યાદવ** વંશ નભોમણી, **રાજુલ** પ્રાણ આધાર,
ફરસ્યાં પદ યુગ તેહના, તરીએ ભવોદધિ પાર. ૪
**પાર્શ્વ** નામ મહિમાનિલો, વિષ ભય ગંજણ સૂર
સેવ્યાં સુરતરૂ સારિખો, કાટણ કષ્ટ ક્રૂર. ૫
શાસનનાયક **વીર** જિન, વીર તપોનિધિ વીર,
નમો નમો તસ પદકમલ, અરિ જડ ખોદણસીર. ૬
ગણધર **ગૌતમ** આદિ સહુ, દ્વાદશાંગ કરતાર
પ્રણમું તેહના પાદયુગ, જ્ઞાનકલા ભંડાર. ૭
જિનમુખ કમલ નિવાસિની, સમરૂં **સરસતિ** દેવિ
મિથ્યા તિમિર વિનાશ કરિ, જ્ઞાનકલા પ્રગટેવિ ૮
સુકવિ **ધનેશ્વર** સૂરિ ધુરિ, **હેમાચાર્ય** સુસૂરિ,
ઇત્યાદિક કમનીય મુનિ, વંદોં ગુણનિધિ ભૂરિ. ૯
સુગુરૂ વચન અંજન નયન, કરિ ભેદ્યો મિથ્યાત
નિજ ગુરૂ કો ઉપગાર ગુણ, કરણ કવણ વિખ્યાત. ૧૦
દેવ ધર્મકો મૂલ ગુણ, કૃપા નિજરિ ગુરૂરાય,
કોટ ખાંતિ કે નીરનેં, દીધો ગંગ મિલાય. ૧૧
શ્યામ હરણ જગ શ્યામતા, સાગર ગુણહ ગહીર,
યાકેં વંદત ચરણ યુગ, મિટ ગઇ તપ સરીર. ૧૨
ધર્મ ચતુર્વિધ જિન તણો, જાણ્યો જાસ પ્રસિદ્ધિ
જ્ઞાનારાધનતેં જગે, આપણ સહજ સમાધિ. ૧૩

निजकलिमलहेतो कर्मणां तं विघाय
परमगुणमयं ते यांति मोक्षं हि वीराः ९

આ છેલ્લા શ્લોકમાં કીર્ત્તિવિમલ એવું નામ આવે છે.

(૧) સં. ૧૮૨૭ વર્ષે જ્યેષ્ટ શુદિ ૪ શનાવિતિ મંગલ શ્રી સૂરતિ મધ્યે લિ૦ મુ. ભાગ્યેન. પ-૧૧ દા. ૨૦ નં. ૪ સીમંધર ભં. સુરત.

(૨) સંવત્ ૧૮૫૧ના વર્ષે માહા શુદિ ૧ દિને લષીતં મુની મોતીવીજે. શ્રીપાટણ નગરે પોલીએ ઉપાસરે પ-૧૦ જયવિજય મુનિ સંગ્રહ.

(૩) સંવત્ ૧૮૪૪ વર્ષે માગસીર્ષ સુદ ૬ વાર શની લષીતં ભગવાંનદાસ. પ-૧૨ મુનિ જશ૦, એક ચોપડો મુનિ જશ.

(૪) સં. ૧૮૮૧ આસાઢ વદિ ૨ ભોમે ૪-૧૩ વીજાપુર જૈન૦ જ્ઞાનમંદિર પ્રત નં. ૨૯૮.

### ગદ્ય ગ્રંથ.

અતિચાર મોટા—શ્રાવકના પ્રતિક્રમણના—ગૂજરાતી ગદ્યમાં. સં. ૧૮૨૨

—ઇતિ શ્રાદ્ધવિધિ સંપૂર્ણ શ્રાદ્ધ અતિચાર સમાપ્તં ॥ સંવત્ ૧૮૨૨ વર્ષે વૈસાષ વદિ ૬ દિને । સકલ પંડિત શિરોમણિ પંન્યાસ શ્રી ૫ રત્નવિજેજી ગણિ ઉપદેશાત્ ॥ પં. ગુલાલચંદ મુનિના લિખિતં । શ્રી રાજનગર મધ્યે સુશ્રાવિકા પુન્યપ્રભાવિકા દેવગુર તણી ભક્તિકારકા બાઇ ઇછી પઠનાર્થં । ઈદં પુસ્તકં ॥ શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્ શુંભ ભવતુ લેખક પાઠકયો ॥૧॥ શ્રી. ૧૨-૧૦ પ્રત નં. ૨૪૬૧ શ્રી મુક્તિ. વડોદરા

---

**૪૯૬ સુજ્ઞાનસાગર** (ત. ચરિત્રસાગર-સુંદરસાગર-મેઘસાગર-શ્યામસાગર શિ૦)

**(૯૯૫)** ઢાલ મંજરી અથવા રામરાસ (ઢાલસાગર) સં. ૧૮૨૨ માગશર શુ. ૧૨ રવિ. ઉદયપુરમાં.

આદિ—

દૂહા.

મંગલ સહજાનંદ સુખ, ચિદાનંદ નિજ ધામ
અહનિશિ ઇકતા તેહની, કરણ હરણ દુખગ્રામ. ૧
નમિએ **આદિ** જિનેસરૂ, મિથ્યા તિમિર દિનેશ;
આધિ વ્યાધિ ભંજન દુરતિ, ઋદ્ધિ સિદ્ધિ દિયણ સુદેશ. ૨
ભવ ભ્રમ તપતિ નિવારણો અભિનવ પુષ્કર મેહ,
**શાંતિ** જિનેશ્વર ચરણ કજ, મન ધરીએ અણરેહ. ૩
**યાદવ** વંશ નભોમણી, **રાજુલ** પ્રાણ આધાર,
ફરસ્યાં પદ યુગ તેહના, તરીએ ભવોદધિ પાર. ૪
**પાર્શ્વ** નામ મહિમાનિલો, વિષ ભય ગંજણ સૂર
સેવ્યાં સુરતરૂ સારિખો, કાટણ કષ્ટ ક્રૂર. ૫
શાસનનાયક **વીર** જિન, વીર તપોનિધિ વીર,
નમો નમો તસ પદકમલ, અરિ જડ ખોદણસીર. ૬
ગણધર **ગૌતમ** આદિ સહુ, દ્વાદશાંગ કરતાર
પ્રણમું તેહના પાદયુગ, જ્ઞાનકલા ભંડાર. ૭
જિનમુખ કમલ નિવાસિની, સમરૂં **સરસતિ** દેવિ
મિથ્યા તિમિર વિનાશ કરિ, જ્ઞાનકલા પ્રગટેવિ ૮
સુકવિ **ધનેશ્વર** સૂરિ ધુરિ, **હેમાચાર્ય** સુસૂરિ,
ઇત્યાદિક કમનીય મુનિ, વંદોં ગુણનિધિ ભૂરિ. ૯
સુગુરૂ વચન અંજન નયન, કરિ ભેદ્યો મિથ્યાત
નિજ ગુરૂ કો ઉપગાર ગુણ, કરણ કવણ વિખ્યાત. ૧૦
દેવ ધર્મકો મૂલ ગુણ, કૃપા નિજરિ ગુરૂરાય,
કોટ ખાંતિ કે નીરનેં, દીધો ગંગ મિલાય. ૧૧
શ્યામ હરણ જગ શ્યામતા, સાગર ગુણહ ગહીર,
યાકે વંદત ચરણ યુગ, મિટ ગઇ તપ સરીર. ૧૨
ધર્મ ચતુર્વિધ જિન તણો, જાણ્યો જાસ પ્રસિદ્ધિ
જ્ઞાનારાધનતેં જગે, આપણ સહજ સમાધિ. ૧૩

જ્ઞાનારાધન કરણકો, બહુ વિધિ હે ઉપચાર
મહાપુરૂષકે ચરિત્રમેં, લાધે સકલ વિચાર. ૧૪
જો જાકૈં જૈસી રૂચૈં, તે સોહી ગુણજ્ઞાન
નવરસ સહિત પિછાણીએ, આગમ તત્ત્વ પ્રધાન ૧૫
અષ્ટમ નારાયણ તણી, કથા કહણકી પ્રીતિ,
ભવજલ તરણ જિહાજકે, ઈહ જિન વચન પ્રતીતિ, ૧૬
કુણ કુણ નૃપ ઇણ વંશમેં, કરિ કરિ ઉત્તમ કાજ,
તરિ સંસાર પયોનિધિ, બૈઠે ધર્મ જિહાજ. ૧૭
કેઈ દાની શીલધર, કે તપ ભાવ વિશુદ્ધ,
કે શ્રાવક કે સંયમી, સુણિ લહીએ પ્રતિબુધ. ૧૮
એહવા વંશ વિશુદ્ધ નૃપ, તિણકી કથા વિશાલ,
કહણ થયો ષડ ખંડ કરી, મોહન રાસ રસાલ, ૧૯
વિષ્ણુ નહુવૈ પ્રતિવિષ્ણુ વિણ, એ આગમ ઉપદેશ,
કહીએ તિણથી ધુરિ કથા, ઉત્પતિ લંક નરેશ. ૨૦
શ્રોતા નિર અંતર સુણે, વક્તા વચન વિલાસ
દેશ કાલ સમ દાખિવ્યા, કવિ ગુણ કલા પ્રકાસ. ૨૧
કથા તજિ સંકલેશ પદ, નિદ્રા કષ્ટ નિવારિ,
સાવધાન થઇ સાભલો, નિપુણ સહુ નરનારિ ૨૨

અંતે—ઢાલ. વધાવાની. તથા ભેટયો રે ગિરિ રાજીયો. એ દેશી.
રઘુ વંશ્યાંનો રાજવી, ભોગવિ વસુધા ભાર,
જસ ગાયો મેં જેહનો સહી, પાયોરે તિણિ ભવનો પાર. ૧
જાચોરે જગિ જેહનો, સુખ સાચોરે ભણતાં લહી સારકિ
મેં તો ગાયોરે ઉત્તમ આચારકે–જાચો રે. આંકણી.
× × × ×
ગગન ખચર અવગાહતાં પહુચૈં કિણ વિધિ પારિ,
અલ્પ બુદ્ધિ આરંભિયો, સુકવિ ન હસસ્યોરે મુઝ સભાઇ
મઝારિકે. જા૦ ૧૪

ગિરૂવો **તપ** ગચ્છ ગાજતો, પંચમિ કાલિ પ્રસિદ્ધ
શ્રી **વિજયધર્મ્મ** સૂરીશની, આણા પાલ કરે જાણો અવિરૂદ્ધકે ૧૫
પંડિત જગતી પરવડા, મહિમાવંત મહંત,
શ્રી ગુરૂ **ચારિત્રસાગરૂ**, તસ સેવ કરે સુકલ્યાણ કહંત કે. ૧૬
તસ પદપંકજ ભમરજો, **સુંદરસાગર** સાધ
સીસ નાસહ જસ સોભતા, **મેઘસાગર** રે ગુણવંત અગાધ. ૧૭
પંડિત તસ સેવકપણે, શીલ વિમલ ગુણસાર,
શ્રી ગુરૂ **શ્યામસાગર** તણો, એતો મુઝનેરે તેહનો ઉપગાર ૧૮
વૈરાગ્યે મુઝ મન વસ્યો, આદરી તસ આદેશ,
યમ સંવેગ હિયે ધર્યો, પખ સાચોરે જિન વચન પ્રવેશ. ૧૯
મોહ પરિગ્રહ મૂકીયો, આગમ શિરિ ધરિ આણ,
વસુધા ઇણપરિ વિચરતા, **ઉદયાપુરિ** રે આવ્યા ગુણઠાંણ. ૨૦
ચોમાસો કીધો તિહાં, શ્રાવક ભક્તિ સનેહ,
ધર્મધ્યાન ચિત્ત ધારવા, ઇમ ભાખ્યોરે શ્રાવક મિલિ એહ. ૨૧
જિન આણા શિર જેહને, શ્રદ્ધા સહિત સધીર,
નયનરામ તબ ઇમ ચવ્યો, વિસ્તારે ભાખ્યોરે જિન **વીર**. ૨૨
**રામચરિત્ર** સુહામણો, પ્રાકૃત ઢાલ પ્રધાન
સુણવાની મન સાસહી, ઇમ કીજેરે મૂકી અભિમાન. ૨૩
સેઠ **કપુર** તદા સહી, એ કહી વાત અનૂપ,
સૂર પર્યે તબ **નાંનજી**, ચિત્તમાંહેરે ધારી અતિ ચૂંપ. ૨૪
સેહર **ઉદયપુર**ને સહી સાંધ કહી સનમાંનિ,
વિનય કરી ઈમ વીનવ્યો, એ રચના રચી એ સુખખાંનિ. ૨૫
કર્યો ગ્રંથ આગ્રહ કરી, ધર્મ ધ્યાન મનિ ધારી,
પદ અર્થાદિક પેખિને, સહુ લીજ્યોરે વર સુકવિ સમારિ ૨૬
શાક **અઠારાસય** સહી, **વિક્રમથી બાવીસ**
શિત મૃગશિરની બારસેં આણંદ યોગેરે રવિવાર જગીશ ૨૭
**શીતલનાથ** સહાયથી ગ્રંથ થયો ગુણગેહ
સમાપ્યો **મેણસરી** કરે, અર્થે વાચણરે **દેવશ્રી** એહકે ૨૮

ઉનમત્ત પદ ઉત્સૂત્રનો, કથન થયો હુઇ કોય,
મુઝને મિચ્છામિ દુક્કડં સહી થાજ્યોરે ત્રિહું કરણે સોય ૨૯
સત્તરમી ઢાલે સહુ, ષષ્ટમ ખંડિ સુખાંતિ,
કહી **સુજ્ઞાનસાગર** કથા ભણતાં ભાગેરે વિભ્રમની ભ્રાંતિ. ૩૦

કલસ

**રઘુવંશ** ગાયો સુજસ પાયો પરમતત્ત્વ પ્રકાશણો
દુખદોષ પૂરો ગયો દૂરો વિમલ જ્ઞાન વિકાશણો
જગિ લીલ જાગે ઋદ્ધિરાગે અમર પદવી આદરે
રત્નત્રયી સુ **સુજ્ઞાનસાગર** મુક્તિ રમણી તે વરે. ૩૧

ચોપાઈ

ખંડ મિશ્ર આસ્વાદિત ખીર, શ્રોતા પામે પુષ્ટ શરીર
પૂરણખંડ ષષ્ટમ પરસાદ, મહિમા દૃઢ આગમમર્યાદ.

(૧) સર્વ ગાથા ૫૨૩. ઇતિશ્રી સુજ્ઞાનસાગર વિરચિતાયાં ઢાલમંજર્યાં પિતૃવ્યા સહાયોઽપ્યાપુર્યાં લવણાંકુશપ્રવેશઃ ૧ સીતાગ્નિસ્પર્શ શીલ ગુણ વૃદ્ધિ યશો વિસ્તૃત પ્રવર્યાગ્રહણઃ ૨ મુનિ જયભૂષણોપદેશ સીતારામ લક્ષ્મણ દશરથ પૂર્વભવ વર્ણન ૩ મંદાકિની ચંદ્રમુખી પાણીગ્રહણે લક્ષ્મણાત્મજશ્રીધરાદિ સંયમાપ્તિ ૪ હનુમત્ પ્રવર્જિત રામ સંજોગ પ્રસંસનામ રાગ મનમાયા કુર્વણુ લક્ષ્મણાવસાન રામવિયોગોદયત્રિદશપ્રબોધિત મુનિવૃત્તિ ગ્રહણ ૫ રામાટવ્યાગમના વપ્યાપ્તિઃ ૬ કોટિશિલાયાં સીતેંદ્રાનુકૂલોપસર્ગકરણ કેવલાપ્ત્યાગત ભવ નિર્ણયઃ ૭ સીતેંદ્ર નરક હરિ પ્રતિહર ચંબૂક પ્રતિબોધન રામનિર્વાણ ગમનો નામઃ ષષ્ટમઃ રાંસ ખંડ સપૂર્ણ ઇતિશ્રી ઢાલમંજરી ૧૮૧-૧૭ નં. ૨૧૫૨ લીં૦

(૨) સંવત્ ૧૮૫૨ વર્ષે શાકે ૧૭૧૭ પ્રવર્ત્તમાને હેમંતઋતૌ કાર્તિક સુદિ ૯ ભ્રુગુવાસરે લખીતં ભટ્ટાર્કશ્રી ભાવરત્નસૂરી તત્ શિ. મુદ્રો પં. શ્રી શાંતિરત્નજી તત્ શિ. પં. શ્રી હસ્તીરત્નજી તત્ શિષ્ય

પં. કનકરત્નજી તત્ શિષ્ય પં. શ્રી સુબ્ધિરત્નજી તત્ શિષ્ય પં. શ્રી ધર્મરત્નજી તત્ શિષ્ય મુનિ હર્ષરત્ન લષીતં. ૧૬૮-૧૭, દા. ૩૪ નં. ૧૫૭ ઝીં.

(૯૯૫ ક) અધ્યાત્મનયેન ચતુર્વિંશતિ જિનસ્ત૦

આદિ— (બાહુડિ નૈ બાહુડિ ગોપીચંદ રાજા એ દેશી)
સમરસ સાહિબ આદિ જિનંદા, મેટણ હૈ ભવ ફંદારે,
શુદ્ધ નયાતમ અમૃત કંદા, પવર પ્રતાપ દિણંદારે. સમ. ૧

અંતે— ( જાડો લાગે પેમકો-એ દેશી )
કાચી ધાત કલંકન્યું પ્રભુ, નિપજૈ ગુણ પરકાસજી,
પ્યારો લાગેજી સાહિબો,
ગુણ સહુ જાણિ **સુજ્ઞાનકો** પ્રભુ,
સફલ ફલી સહુ આસજી, પ્યારો લાગેજી સાહિબો. ૭

[સારૂં કાવ્ય છે. લિ. સં. ૧૮૪૯ અગણ વિદ ૨ બેગમ મધ્યે ૧૧-૧૪ આ. ક.]

---

## (૪૯૭) શોભાચંદ

(૯૯૬) શુકરાજ ચોપઈ સં. ૧૮૨૨.

—વિદ્યા૦

---

## (૩૯૫) જ્ઞાનઉદ્યોત [ત૦ પુણ્યસાગર-જ્ઞાનસાગર શિ.]

(૭૯૫) + ૨૧ પ્રકારી પૂજા સં. ૧૮૨૩

—પત્ર ૮ની પ્રતમાં પ્રથમનાં ૪ પત્રમાં પદ્મવિજયકૃત અષ્ટ-પ્રકારી પૂજા છે ને પછી આ છે કે જેમાં પ્રથમ દેવચંદ્રકૃત એમ જણાવ્યું છે; પરંતુ સમયવિરોધથી દેવચંદ્ર રચિત નથી જણાતી. કર્તા જ્ઞાનઉદ્યોત લાગે છે. અનંત નં. ૨.

(આની રચ્યા સાલ સં. ૧૭૪૩ જૈન ગૂર્જર કવિઓ ભાગ બીજા પૃ. ૩૬૪ પર જણાવી હતી તે ભૂલ છે, તેથી પુનઃ આને અત્ર મૂળના નંબર સહિત મૂકેલ છે.)

(૯૯૬) + અષ્ટપ્રકારી પૂજા (વિધિ) સં. ૧૮૨૩ (જુઓ જૈ. ગૂ. ક. ભાગ ૨ પૃ. ૩૬૫)

આદિ — ગદ્યમાં–પછી દૂહા

શુચિ સુગંધવર કુસુમ યુત જલસૂં શ્રી જિનરાય
ભાવ શુદ્ધ પૂજન ભવ કપાય પંકમલ જાઈ. ૧

અંતે — કલસ દોહા

એસે અષ્ટ પકારકી, પૂજા કરત પ્રધાંન
ભવિજન અમૃત ધર્મ ભજ, પાવૈ પદ કલ્યાણ. ૧.

ઢાલ

ઇમ અડવિધ પૂજા જિનપૂજા, વિરચૈ જે થિર ચિત્ત
માનવ ભવ સફલૌ કરે, વાધૈ સમકિત વિત્ત. ૧
અગણિત ગુણ મણિ આગર નાગર વંદિત પાય
શ્રુતધારી ઉપગારી શ્રી ગ્યાંનસાર ઉવઝાય. ૨
તાસ ચરણકજ સેવક, મધુકર પર લયલીન
શ્રી જિનપૂજા ગાઈ જિનવાણી રસ પીન. ૩
સંવત ગુણ યુગ અચલ ઇંદુ
હરષ ભર ગાયયૈ શ્રી જિનેંદુ
તાસ ફલ સુકૃત શ્રી સકલ પ્રાંણી
લહૌ ગ્યાંનઉદ્યોત ધન શિવ નિશાંની. ૧

શ્લોક

ઇતિ જિનવર વૃંદ ભક્તિતઃ પૂજ્યંતિ
સકલ ગુણનિધાનં દેવચંદ્રં સ્તુવંતિ
પ્રતિ દિવસ મનંત તત્ત્વ મુદ્રાચયંતિ
પરમ સહજરૂપં મોક્ષ સૌખ્યં શ્રિયંતિ. ૧

પં. કનકરત્નજી તત્ શિષ્ય પં. શ્રી સુબુદ્ધિરત્નજી તત્ શિષ્ય પં. શ્રી ધર્મરત્નજી તત્ શિષ્ય મુનિ હર્ષરત્ન લખીતં. ૧૬૮-૧૭ દા. ૩૪ નં. ૧૫૭ ઝીં.

**(૯૯૫ ક) અધ્યાત્મનયેન ચતુર્વિંશતિ જિનસ્ત૦**

આદિ— (બાહુડિ નૈ બાહુડિ ગોપીચંદ રાજા એ દેશી)
સમરસ સાહિબ આદિ જિનેંદા, મેટણ હૈ ભવ ફંદારે,
શુદ્ધ નયાતમ અમૃત કંદા, પવર પ્રતાપ દિણંદારે. સમ. ૧

અંતે— (જાડા લાગે પેમકા-એ દેશી)
કાચી ધાત કલંકન્યું પ્રભુ, નિપજૈ ગુણ પરકાસજી,
પ્યારા લાગેજી સાહિબા,
ગુણ સહુ જાણિ સુજ્ઞાનકા પ્રભુ,
સફલ ફલી સહુ આસજી, પ્યારા લાગેજી સાહિબા. ૭

[સારૂં કાવ્ય છે. લિ. સં. ૧૮૪૯ આગણ વદિ ૨ બેગમ મધ્યે ૧૧-૧૪ આ. ક.]

---

## (૪૯૭) શોભાચંદ

**(૯૯૬) શુકરાજ ચોપઈ** સં. ૧૮૨૨.
—વિદ્યા૦

---

## (૩૯૫) જ્ઞાનઉદ્યોત [ત૦ પુણ્યસાગર-જ્ઞાનસાગર શિ.]

**(૭૯૫) + ૨૧ પ્રકારી પૂજા** સં. ૧૮૨૩

—પત્ર ૮ની પ્રતમાં પ્રથમનાં ૪ પત્રમાં પદ્મવિજયકૃત અષ્ટ. પ્રકારી પૂજા છે ને પછી આ છે કે જેમાં પ્રથમ દેવચંદ્રકૃત એમ જણાવ્યું છે; પરંતુ સમયવિરોધથી દેવચંદ્ર રચિત નથી જણાતી. કર્તા જ્ઞાનઉદ્યોત લાગે છે. અનંત નં. ૨.

ગદ્યકૃતિ.

**બાર વ્રતની ટીપ** (ગદ્ય) સં. ૧૮૨૬ માગ૦ શુ. ૫ ગુરૂ, પટણા.

આદિ—

શ્રી ગુરુભ્યો નમઃ । મહોપાધ્યાય શ્રી જ્ઞાનસાગર ગણી ચરણ કમલેભ્યો નમઃ ॥ સંવત્ ૧૮૨૬ વર્ષે શાકે ૧૬૯૨ પ્રવર્તમાને શ્રી માઘ શુદિ દિને શ્રી પાડલીપુર વાસ્તવ્ય બાબૂજી શ્રી હેમચંદજીને અપના મનુષ્ય ભવ સફલ કરેકું શ્રી જીનોક્ત સિદ્ધાંત શૈલિ પ્રમાણે શ્રી સમ્યકત્વ મૂલ બારે વ્રતકી ધારણા કીની × × ×

(બધું ગદ્યમાં છે. દેવગુરૂ ધમતત્ત્વ, સમકીત ને ૧૨ વ્રત.)

અંતે—

—ઇતિ સમ્યકત્વ મૂલ બાર વ્રત વિવરણ ઐસી વિગત માફક દોષ મિટાયકે વ્રત પાલે સો પરમ કલ્યાણમાલા વરે.

**શત અઢારે** ઉપરી, વીતે વર્ષ **છવીસ**
મગસીર શુદિ પંચમી ગુરૂ, પૂરણ ભઈ જગીશ. ૧
**સુરસરિતાકે** તટવસેં, **પાડલીપુર** શુભ થાન
જિહા **સુદર્શન** સાધુવર, પાયા કેવલજ્ઞાન. ૨
બ્રહ્મચારી સિરસેહરો, **શુલીભદ્ર** ગુણધાંમ
જિણે **કોશ્યા** પ્રતિબુઝની, જિણે પુરે રાખ્યું નાંમ ૩
તિણ પુરે સાહ સીરોમણી, **સોમચંદ** અભિધાન,
દાતા ભોક્તા શુભમતિ, ચાતુરજન પરધાન. ૪
તસુ સુત ભદ્રક વ્રતરવિ, ધર્મે દૃઢ મતિવાન
**હેમચંદ** નામે નિપુણ, હાટક સમ ગુણવાન. ૫
ધર્મકથા સુણીતે ભઈ, વ્રત રુચિ તબ કહે સાહ
સિખ દીજે વ્રતકી વીગતિ, વિસ્તરસેં હમ ચાહ. ૬
સમકિત યું વ્રત બારકી, વિગતિ કુંનિ અતિચાર,
વૃદ્ધ પરંપર શાસ્ત્ર બહુ, લખિ કિનો વિસ્તાર. ૭
આગમ જલધિ અપાર હે, મુઝ મતિ નોકા તુચ્છ
૮ કો નીવહે ભારો નહિં, પકરેં બેડી પુચ્છ ૮

—ઇતિ અષ્ટ પ્રકારી પૂજા સંપૂર્ણમિદં ॥ સં. ૧૮૫૮ વર્ષે મિ. ચૈત્ર સુદ ૫ દિને પત્ર ૫ (તેમાં પહેલાં ૩ માં સિદ્ધચક્ર પૂજા વિધિ છે ને પછી આ છે)-૧૯ અનંત નં. ૨ 'શ્રીમદ્ દેવચંદ્રજી' એ પુસ્તકમાં તેની એક કૃતિ તરીકે છપાયેલ છે. પ્રકાશક અધ્યાત્મ જ્ઞાન પ્રસારક મંડળ.

## (૯૯૭) આરાધના ૩૨ દ્વાર નો રાસ

આદિ

શાસનનાયક જિન નમી આરાહણા પડાગ
દ્વાર બત્રીસ અતિ દેશથી કહું વિધિ શિવસુખ માગ. ૧
કોટી પૂર વલગે પડવડું, ચરણ ધરે મુનિરાય
અંત આરાધન વિણ મરે તો આરાધક ન કહાય. ૨
હીન મુનિ પિણ એહને, ગ્રહે આરાધક થાય,
તિણે અવશ્ય શિવ અર્થિને, ઉપાદેય કહવાય. ૩
સંલેખન તિમ૧ પારિખું૨ નિર્જામક૩ જોગત્ત૪
અગીતાર્થ ૫ અસંવેગી તિમ ૬ નિર્જર૨ ગુણ સંપન્ન ૭. ૪
ઠાણ ૮ વસતિ ૯ સંથાર તિમ ૧૦, ચરિમ તહા દવ્વ ઠાણ ૧૧
પાન સમાધિને ૧૨ ગણપતિ, ગણ નિસર્ગ વિહાણ ૧૩. ૫
ચૈત્યવંદન ૧૪ આલોચના ૧૫, વ્રત ૧૬ ચઉસરણ ૧૭ ઉચ્ચાર
દુકૃત નિંદા ૧૮ સુકૃતની, અનુમોદન ૧૯ ચિત્તધાર. ૬
જીવ ૨૦ સયણ ૨૧ તહ સંઘને ૨૨ જિનવર પમુહને ૨૩ ખામિ
આસાતન પડિક્કમણ ૨૪ તિમ, કાઉસગ્ગ ૨૫ સુભ ઠામિં. ૭
શક્રસ્તવ ૨૬ તજિ પાપનાં, ઠાણ ૨૭ અણુસણ મણ આણિ ૨૮
શિક્ષા ૨૯ કવચ ૩૦ નવકારનું ૩૧ આરાધનફલ ૩૨ જાણિ ૮
નામ એ બત્રીસ દ્વારનાં ધારો ચિત્ત મઝાર
હવે પ્રત્યેકે એહનો, કિંચિત્ કહું વિસ્તાર. ૯

—૧૨ પત્રની અધૂરી પ્રત તિલકવિજય ભં. મહુવા પોથી નં. ૧૧

—ઇતિશ્રી સમ્યકત્વ મૂલ બારો વ્રત વિચાર પદ્ધતિ સંપૂર્ણ ૧ શ્રીરસ્તુ ૧ સં. ૧૯૨૯ ના આશુ શુદિ ૨ લિ૦ રીષ મોતીચંદ ડુગરસી ગ્રંથાગ્રંથ ૩૨૩૦॥ પત્ર ૧૮-૯ પોથી નં. ૧૧ જિનદત્ત ભં. મુંબઈ.

---

૪૯૮ દર્શનસાગર [અં. ઉદયસાગર સૂરિ શિષ્ય]

(૯૯૮) +આદિનાથજીનો રાસ સં. ૧૮૨૪ મહા શુ. ૧૩ રવિ. સુરતમાં.

આદિ દોહા

સ્વસ્તિશ્રી શોભા સુમતિ, દાયક શ્રી ભગવાન
વંદુ ગોડી પાસ જિન, કેવલજ્ઞાન નિધાન. ૧
શાસનનાયક સમરિયે, વર્દ્ધમાન જિનચંદ
ગૌતમાદિ ગણધર નમું, સાચો સુરતરૂ કંદ. ૨
વલી પ્રણમું શ્રુતદેવતા, જ્ઞાનસયલભંડાર
મોહ તિમિર નિવારિણી, કલિયુગ પરમાધાર. ૩
અંચલગચ્છે અધિપતિ, ઉદયસાગર સૂરીંદ,
પદપંકજ તે ગુરૂ તણા, પ્રણમું પરમાણંદ. ૪
સદગુરૂના સુપસાયથી, દાનતણેં અધિકાર,
આદિનાથ જિનવર તણો, રાસ રચું સુવિચાર.

અંત

હેમાચારજકૃત આદિતણુંએ, ચરિતતણેં અનુસારતો,
એહ સંબંધ કહો એ. ૨૮
આચારજ વિનયચંદ કૃત એ, આદિનાથ ચરિત્ર તો,
તે જોઇ કરીએ. ૨૯
શેત્રુંજા મહાતમમાં વલીએ, ઉપદેશ ચિંતામણિ વૃત્તિ તો,
ચિહું ગ્રંથ સાખથીએ. ૩૦

આગે બહુ શ્રુતકે લીખે, વિરતિ વિશેષ...
વાકું લિખ ભાષા લિખું, ઉનમે કો ન વિશેષ. ૯
તો ભી તસુ આશય અગમ, જોવી ન પાએ અશુદ્ધ
લિખિઉ મિછા દુકડં, સાખી ગુરુ જિનબુદ્ધ ૧૦
અલ્પમતિ અજ્ઞાન હું, જાણું ન બહુત રહસ્ય
કૃપા કરી મો પરી કૃતિં, કરજ્યો શુદ્ધ અવશ્ય. ૧૧
વિગતિ એહ વત બારકી, લિખિ યથામતિ યોગ,
વ્રતરુચિ વિવિધ અભ્યાસ કરી, કરજ્યો તસુ પરિભોગ. ૧૨
કાલ અનંત અનંતમય, જો પુગ્ગલ પરિયટ્ટ
સો ભિ અનંતાનંત ગયે, જનમ મરણ સંઘટ. ૧૩
પરમ રિપુ પ્રમાદ હૈ, તસુ જયકરણ ઉપાય
વિધિયુત માનવ ભવ લહ્યો, તો ભિ ન ચેતો કાંય? ૧૪
ભૂલે ભવ જો એહ તુમ, બહુરી ન આવે હત્થ,
તો ચેતો ચિતમેં ચતુર, નિસુણી શ્રુત પરમત્થ. ૧૫
સુવિહિત સૂરિ શિરોમણિ, નાગરવંદિત પાય,
**શ્રી પુણ્યસાગર** સૂરિ ઇતિ, **તપ** ગચ્છપતિ સુખદાય ૧૬
તસુ આણા શિર ધારતાં, વારતાં વિષય કષાય
શ્રુતધારી ઉપગારી બહુ, **શ્રી જ્ઞાનસાગર** ઉવઝાય ૧૭
તાસુ શિષ્ય પુરવતણાં, તીરથ ભેટણ કાંજ
કીધ પ્રયાણ શુભ દિન ઘડિ, શુભ શકુને શુભસાજ ૧૮
તીરથ ફરસત આવીયાં, **પટણા** નયર સુઠાય,
પરમાનંદ ભયો વંદતાં, સેઠ મુનિસર પાય. ૧૯
દિન કેતાંઇક તિહાં રહી, લિખ્યો સુવ્રત વિસાર,
વજ્રોત્કીર્ણ મણીસુત પરી, બહુશ્રુત કે ઉપગાર. ૨૦
ઇહવિધિ જો વ્રત ધારસ્યે, વારસે વિષય કષાય
વિલસે **જ્ઞાનઉદ્યોત**મય, આનંદઘન સુખદાય. ૨૧

જિન વંદીને તેહ ગુરૂ, રહ્યા તસ ચોમાસ,
**સંખેસર** ગચ્છ થાપના, કીધી તવ સુવિલાસ. ૯
ચોથું બિરદ થયું તદા, જગમાહિં વિખ્યાત,
એક મુખેં કેતા કહું, સુવિહિતના અવદાત. ૧૦
**શ્રી પ્રભાનંદસૂરિને**, ઉપદેશેં બહુ ભવ્ય,
સંઘ પ્રતિષ્ટા કારણે, ખરચે અતિ ઘણાં દ્રવ્ય ૧૧
નાણાં ખરચ્યાં અતિઘણાં, તેહથી **નાણક** ગચ્છ,
પ્રગટ્યું પંચમ બિરદ તવ, ગંગાજલ પરેં સ્વચ્છ. ૧૨
**આરજરક્ષિત** સૂરિવર, છેંતાલીસમે પાટ
બહુ શ્રુતધારી ઉગ્ર તપ, જાણે મોક્ષની વાટ. ૧૩
શુદ્ધક્રિયાધારક ગુરૂ, પહોતા **ચાંપાનેર**,
માસખમણ **પાવાચલે**, રહ્યા અચલ જિમ મેર. ૧૪
શુદ્ધ અશન ન મલે તદા, અનશન ઇચ્છે સૂરિ,
તપેં રીઝી સૂરી **કાલિકા**, આવી આણંદ પૂરી. ૧૫
કહે આરજ તુજથી ઘણો, હોશે ધર્મ ઉદ્યોત
મ કરો અનશન સૂરિજી, તું તો ભવાર્ણવ પોત ૧૬
**જસોધન ભણસાલી** ઘરે, મલસે એષણીક અન્ન,
પારણું કરી ભવિ જીવને, કહેજો સુવિધિ વચન્ન ૧૭
**વિધિપક્ષ** ગચ્છની સ્થાપના, કરજો શ્રી ગણધાર
અધિષ્ઠાયિકા અમે થઇ, કરશું સાંનિધ સાર. ૧૮
એહ બિરૂદ છઠું થયુ, સુવિહિતનું સુખદાય,
**અંચલ** ગચ્છ અભિધાન તે, **કુમર** નરીંદથી થાય. ૧૯

ઢાલ ૩૬ મી રાગ છન્યાસી
દીઠો દીઠોરે વામાકો નંદન દીઠો-એ દેશી

પાયો પાયોરે ભલે મેં જિનશાસન પાયો
સ્યાદવાદ અનંત નયાત્મક, આગમ મુજ મન ભાયોરે
ભલે મેં એ જિનશાસન પાયો. ૧

ચોકસ કરી નિજ મતિ થકીએ, એ આણ્યો સંબંધતો,
સદ્ગુરૂ સાંનિધેં એ. ૩૧
પટ ખંડે કરી એ રચ્યોએ, આદિજિણંદનો રાસતો,
સાંભલો હરખથી એ. ૩૨
સાંભલતાં સુખસંપદાએ, રાજઋદ્ધિ પરિવાર તો,
નવનિધિ સંપજે એ. ૩૩
અનુક્રમેં મોક્ષના સુખપ્રતેં એ, લહે ચેતનરાય તો,
જે સુણે ભાવથી એ. ૩૪
છઠ્ઠે ખંડે પાંત્રીસમી એ, ઢાલ કહી શ્રીકારતો,
ઉવઝાય દર્શનેએ. ૩૫

દૂહા

હવે શ્રી સુવિહિત ગચ્છનાં, બિરૂદ થયાં પટ જેહ,
**સોહમથી** નિગ્રંથ પદ, સાધૂ માહાત્મ્ય કહેહ. ૧
એકાદશમા પટ્ટધર, **સુસ્થિત સુપ્રતિબદ્ધ**,
તે આચારજથી થયું, **કોડિ** ગચ્છ સુપ્રસિદ્ધ. ૨
એ બીજું લહ્યું બિરૂદ તસ, સૂરિમંત્રનો જાપ
કોડિવાર ગણ્યો તેહથી, જગમાં એ પડી છાપ. ૩
**વયર** સ્વામી દશ પૂર્વધર, પન્નરમા પટધાર,
**વયરી** શાખા વિસ્તરી, તેહ થકી શ્રીકાર ૪
**ચંદ્રસૂરિ** ગુરૂ સતરમા, શીતલ ચંદ્ર સમાન,
તેહથી હૂઉ **ચંદ્ર**કુલ, સંતતિનું અભિધાન. ૫
છત્રીસમી માટે થયા, **સર્વદેવ** સૂરીંદ,
તેહને વડતલે સૂરિપદ, ગુરૂએં દીધ આણંદ. ૬
તિણ કારણ તે ગુરૂ થકી, **વડગચ્છ** થયું નામ,
તૃતીય બિરૂદ લહ્યું ઇણીપરેં, સુવિહિત ગણેં અભિરામ. ૭
**સાંખ્યસૂરિ** તસ પટ્ટધર, મુખ્ય શિષ્ય ગુણધામ,
**શંખેશ્વર** પ્રભુ ભેટવા, ગયા **સંખેસર** ગામ. ૮

તસ પટ અંબુજ વિકસન ભાસ્કર, શ્રી **વિદ્યાસાગર** સૂરિ,
ગચ્છનાયક ગુણ અલંકૃત ગાત્ર, કહેતાં વાધે નૂરરે. ૧૫
તસ પાટે સંપ્રતિ સમયમાં, મુજ ગુરૂ પરમ સોહાય,
શ્રી **ઉદયસાગર** સૂરિ રાજે ગચ્છમાં, જસ પ્રતાપ સવાયરે. ૧૬
આગમ નિગમને જાણે જે ગુરૂ, જૈન ન્યાય લહે જેહ,
લક્ષણ સાહિત્ય અલંકૃત છંદના, પાર લહ્યા ગુણગેહરે. ૧૭
તસ પદ પંકજ મધુકર સરીખા, આચારજ ઉવઝાય,
**કીર્ત્તિસાગર** સૂરિ **દર્શનસાગર**, ગુરૂભાઇ કહાયરે. ૧૮
ઉવઝાયેં રાસની રચના કીધી, ચરિત્રતણે અનુસાર,
સદ્‌ગુરૂ સાનિધે પૂરો હૂઓ, સુણતાં જય જયકારરે. ૧૯
રચનાવશેં જે ન્યૂનાધિક ભણ્યું, પ્રભુ મારગથી વિરૂદ્ધ,
તે સહૂ ચઉવિહ સંઘની સાખેં, મિચ્છા દુક્કડ શુદ્ધરે. ૨૦
સંવત વેદ **નયન ગજ વસુધા** (૧૮૨૪), સુદિ તેરસ મહામાસ,
રવિવારે પ્રીતિજોગમાં સુંદર, પૂરણ કીધ એ રાસરે. ૨૧
**સૂરત** શહેરે શ્રી ગુરૂ મેહરે, વડા ચહુટા મઝાર,
**ભાઈસાજીને** ઉપાસરે રહીને, રાસ રચ્યો શ્રીકારરે. ૨૨
**કપૂરસંઘા** વંશવિભૂષણ, શાહ **ખુશાલચંદ** સાર,
ઉપાસરા ધર્મશાલા પ્રમુખ શુભ, કાજ કરે મનોહારરે. ૨૩
તિમ વલી **પોરવાડ** જ્ઞાતે સોહંતા, મહેતા શ્રી **નિહાલચંદ,**
ગચ્છરાગી ગુરૂ ભકતેં સૂરા, જિનધર્મેં મતિ અમંદરે. ૨૪
**મોહનદાસના** વંશમાં દીવો, **ભૂષણદાસ** ચિરંજીવ,
અતિ આડંબરે પ્રતિષ્ટા કીધી, ગચ્છરાગી અતીવરે. ૨૫
વ્રતધારી ગુરૂરાગી અતિઘણા, **ગલાલશાહ** શ્રીકાર,
તસ સુત **સકલચંદ** રૂડો, જિનધરમી સુખકારરે. ૨૬
**આગમગચ્છે** શ્રી **સિંહરતન** સૂરિ, તસ શિષ્ય શ્રી **હેમચંદ,**
તેહતણે વલી સંઘ આગ્રહથી, એ રાસ રચ્યો સુખકંદરે. ૨૭

ધનધન વિધિપક્ષ ગચ્છપરંપરા, આર્યરક્ષિત સૂરિરાય,
ક્રિયા ઉદ્ધારે શોભા બઢાઇ, નિરમોહી નિરમાયરે. ૨
શ્રી જયસિંહસૂરિ તસ પાટે, તે પણ તસ પ્રતિરૂપ,
વાદ કરી દિગપટને જીત્યા, પ્રતિબોધ્યો જયસિંહ ભૂપરે ૩
સાત કોડી ગ્રંથ મુખે જેહને, કીધા શ્રાવકવૃંદ
તસ પાટે ધર્મઘોષ સૂરીશ્વર, જસ નમે બહુ નરઇંદરે ૪
શતપદી ગ્રંથતણા જે કરતા, નિરમાયી નિસ્સંગ,
ભવિજનબોધક આતમશોધક, શ્રુતરંગી શુભ સંગરે. ૫
તસ પટ્ટે ઉદયાચલ દિનકર, શ્રીગુરૂ મહેંદ્રસિંહ
સૂરિ શિરોમણિ સિંહપ્રભ ગુરૂજી, તાસપટ્ટે અજિતસિંહજી. ૬
શ્રી દેવેન્દ્રસિંહ સૂરીશ્વર, શ્રી ધર્મપ્રભ સૂરીંદ
સિંહતિલક ગુરૂ ગચ્છપતિ સોહતા, મહેંદ્રપ્રભ મુનીંદરે. ૭
ગણનાયક મેરતુંગ સૂરીશ્વર, જસ મહિમા અસંત,
નાગર વાણીયા શ્રાવક કીધા, પ્રણમત સુર મુનિ સંતરે ૮
તસ પદ ગયણાંગણ શશિ સરિખા, સૂરિશ્રી જયકીર્તિ
શ્રી જયકેસરસૂરિ સુખાકર, અદ્દભુત ધર્મની મૂર્તિરે. ૯
શ્રી સિદ્ધાંતસાગર મુનિપતિ, જાણે જૈન સિદ્ધાંત,
ભાવસાગર ગુરૂ ભવતારણ ભણી, અદભૂત નાવ મહંતરે. ૧૦
જ્ઞાનાદિક ગુણમણિ રોહણ સમ, ગુણનિધાન ગુરૂરાજ,
મહાવ્રત પાલી નિજ અજુઆલી, સાર્યાં આતમકાજરે. ૧૧
તસ પટ ઉદયાચલ વાસરમણિ, ધરમમૂરતિ સૂરીંદ,
ક્રિયા ઉદ્ધાર કરી ચારિત્ર ચિત્ત ધરી, જીત્યા વાદીના વૃંદરે. ૧૨
થોકે થોકે જન તસ ગુણ ગાવે, આજ લગે વિખ્યાત,
શ્રી કલ્યાણસાગર સૂરીશ્વર, બુધ્ધે સરસ્વતિ સાક્ષાતરે. ૧૩
તસ પટ ગગને ચંદ્ર સુધાશ્રવી, અમરસાગર સૂરિરાય,
અભિનવ જાણે સુરપતિ સરિખા, સહુ જનને સુખદાયરે. ૧૪

ઢાલ ૧૩ મી. દાન કહઈ જગિ હું વડો-દેશી.
આડંબર અધિકે કરી, હવે આવી ગુરૂને પાસેરે,
× × × ×
ચંદનને મલયાગિરિ પરે, શીલ પાસો જિમ સુખ થાવેરે,
ઇહ ભવે ટલે આપદા, પરભવે શિવસુખ ફલ પાવેરે. ૧૦

(૧) આરજ્યાજી શ્રી શ્રી માહાસત્યાજી શ્રી શ્રી કુલાજી કી તત સીષણી આરજ્યા ચનાજી લીપતં કોટાકા રામપુરા મધ્યે ૨૧-૧૪ અનંત.

(૨) ભા. (૩) પ્ર૦ સવાઇભાઇ રાયચંદ અમદાવાદ.

---

૫૦૦ રઘુપતિ (ખ. વિદ્યાનિધાન શિ૦)

(૧૦૦૦) સુભદ્રા ચોપઈ. સં. ૧૮૨૫ ફા૦ વ. ૪ સોઝીમાં.

આદિ— દુહા.

આદિકરણ આદીસરૂ, સાંતિકરણ શાંતીસ,
નેમનાથ પારસ પ્રભૂ, વર્દ્ધમાંન સુજગીસ. ૧
ધરમ પ્રકાસિક આદિ જિન, દયા નિવાસક શાંતિ,
બ્રહ્મચારિ ચૂડામણી, નેમનાથ ભગવંત. ૨
મહિમા નવપદમંત્રની, ત્રિસતારણ જગવાસ,
તિરિ ગતિસું સુરગતિ દઇ, પરતિખ જિનવર પાસ. ૩
ગરભમાંહિ વધતા વધ્યો, માતપિતારો માન,
જનમ્યા મેરૂ ધ્રૂજાડીયો, સું મહાવીર વ્રધમાંન. ૪
પાચ નામ જગમેં પ્રસિદ્ધ, દાયક રિદ્ધ દયાલ,
પાચામેં પરમેસર, યું નાસિક વચન નિહાલિ. ૫

અંતે—

ઇણ ધ્રલમેં અખીયાત ઉવારી, સોઝી નગરી સારીજી,
નિરખ કરી કહો નર ને નારી, થારી રૂપ વલ્લભ બલિહારીજી. ૪
સંવત અઢારે પચવીસે હીયડો ફાગે હીસેજી,
દિનકરસુત ને ચોથી સુદીસે, સિદ્ધ જોગે સુજગીસેજી. ૫

ચઉવિહ સંઘતણાં મન રીઝીયાં, સાંભલી એહ સંબંધ,
આદરજો ભવિ રાસ સાંભલવું, એ ઉપશમ અનુબંધરે. ૨૮
છઠે ખંડ ઢાલ છત્રીસમી, આચાર્યગુણ સમાન,
સુણતાં ભણતાં પાતિક નાસે, મંગલ લહે પ્રધાનરે. ૨૯
ભલે મેં એ જિનશાસન પાયો.

—સર્વ ઢાલ ૧૬૭, સર્વગાથા ૬૦૮૮ શ્લોક ૮૧૩૭. પ્ર૦ સોમચંદ ધારસી અંજાર. (હીરાલાલ હંસરાજ, જામનગર, પાસે).

---

## ૪૯૯ ક્ષેમહર્ષ.

(૯૯૮) **+ચંદન મલયાગિરિની ચોપાઈ.** લ. સં. ૧૮૨૫ પહેલાં.

આદિ— દોહા.

જિણવર ચઉવીસેં નમી, વલી વિશેષ જિન **વીર**,
વર્ત્તમાન શાસન ધણી, પ્રણમું સાહસધીર. ૧
**પુંડરીક ગૌત્તમ** પ્રમુખ, પ્રણમું સવિ ગણધાર,
ચઉદસેં બાવન ચતુર, લબ્ધિતણા ભંડાર. ૨
સરસ વચન રસ વરસતી, વીણા પુસ્તક ધાર,
ભકતેં પ્રણમું **ભારતિ**, હંસગમનિ હિતકાર. ૩
શીલ અધિક સંસારમાં, જિણવર ભાંખે એમ,
અવર ત્રણ હુંતિ અધિક, મેરૂ તણીપરેં જેમ. ૪
તિણેં હવે શીલ સરાહસું, **ચંદન**ની પરેં ચંગ,
સતિયાં માંહે શિરોમણી, **મલિયાગિરિ** મનરંગ. ૫
કિણે દીપેં પુરવર કિણેં, કિણીપરેં સંબંધ એહ,
થયો તિકો હવે મૂલથી, માંડીને કહીયેં તેહ. ૬

અંતે—

બારમી ઢાળમાં એ કહીજી, પૂરવ ભવ તણી વાત,
**ક્ષેમહર્ષ** કહે હવે સુણોજી, સંયમ લીયે જેણે ભાંત.
× × × ×

કુરૂદેશેં કરૂણાનિધિ, ઉત્પન્ન શ્રી જિન **શાન્તિ**,
શાંતિ થઇ સવિ જનપદે, કાર્ત્તસ્વર જસ કાન્તિ. ૨

બ્રહ્મચારી ચૂડામણિ, યોગીશ્વરમેં ચંદ,
તારક **રાજુલ** નારિનો, પ્રણમું **નેમ** જિણંદ. ૩

યશનામિક કૃત્ય તાહરૂં, પુરીસાદાણી બિરૂદ,
**વામાકુલ** વડભાગીયો, **પારસનાથ** મરદ. ૪

જિનશાસનનો ભૂપતિ, **વર્દ્ધમાન** જિનભાણ,
દૂખમ પંચમ આરકે, સકલ પ્રવર્તે આણ. ૫

પંચ પરમેષ્ઠિ જિનવરા, પ્રણમુ હું ત્રિણ કાળ,
અન્ય એકોનવિંશતિ જિના, જસ પ્રણમું સુવિશાળ. ૬

**સરસતી** વરસતી મુખકજે, **માઘ** કવિને સાધ્ય,
**કાલિદાસ** મૂરખ પ્રતેં, કીયો કવિ કીધ પદ્ય. ૭

**મલ્લવાદી** તુજ સાંનિધે, જીત્યા બૌદ્ધ અનેક,
તુજ દરિસણે પદ લબ્ધિની, ઉત્પન્ન થઇ વિવેક. ૮

તિમ માતાના સાહાય્યથી, ગાજી મર્દ **દેવચંદ**,
**દેવવિલાસ** રચું ભલું, **ખરતર** ગચ્છે દિણંદ. ૯

કોઇ દેવાણુપ્રિય કહે, એ સ્તવના કરે કિમ,
સ્યા ગુણ જોઈ વરણવે, સ્યું બોલે જિમ તિમ. ૧૦

પંચમ કાળે **દેવચંદ**ના, ગુણ દાખિવનેં યત્ર,
યથાર્થપણે મુજ પ્રતેં, તો સત્ય નાતુ અત્ર. ૧૧

સાભલિ મૂઢ શિરોમણિ, અછતા ગુણ કહે જેહ,
પ્રસંસ જિમ કોવિદ કરે, ગુણ કહું સાંભલિ તેહ. ૧૨

પંચમકાલે દેવચંદજી, ગંધહસ્તિ જે તુલ્ય,
પ્રભાવક શ્રી **વીરનો**, થયો અધુના બહુમૂલ્ય. ૧૩

રત્નાકર સિંધુ સદશ, ચતુર્વિધ સંઘ જિન ભૂપ,
કહી ગયા તે સત્ય છે, સાભલ તાસ સરૂપ. ૧૪

શ્રી **જિનલાભ** સુરીંદ વિરાજે ગિરૂઆ ગણધર ગણેશજી,
દીપે દિન દિન તેજ દિવાજે, છતિ મતિ.... ૬
**તોલીયાસર** ચોમાસ પદાયા, શ્રી સંઘ....
દેખી કવીયણ દિલ સુખ પાયા, ગુણ.... ૭
નગરપતી મોહિત મતિ જાણી, સરધા કરન કહીણીજી,
આખૈ નહી કોઇ વચન અલીણી, નિસદિન રહિત નિઝણીજી. ૮
શાખા **જિનસુખસૂરિ** સવાઇ, પાઠકપદ પ્રભુતાઇજી,
**વિદ્યાનિધાંન** સદા વરદાઇ, શ્રી **રૂઘપત્તિ** સહાઇજી. ૯
દાંન દયા આસતિ મતિ આંણી, સમકિતની સહિ જાંણીજી,
(પાઠાંતર-દીપચંદ્ર આગ્રહ મનઆંણી, અરૂ સિક્ષાને સહિજાંણીજી,)
કીજે શ્રી ગુરૂ વચન સુહાણી, પ્રતિબોધન ભવ્ય પ્રાંણીજી. ૧૦
સુકવી સીયલ તણાં સંભાલાં, એ થઇ પચવીસ ઢાલાંજી,
વિનયી શ્રાવક મુનિ વેધાલાં, સુણતાં રંગ રસાલાંજી. ૧૧

—(૧) સુભદ્રા ચરિત્રે શ્રી વીરદર્સન દીક્ષામહોછવ મોક્ષગમણ સુભદ્રા સતી ચોપઇ સમાતં. મહો. શ્રી રૂઘપત્તિ ગણિલિ. પં. પ્ર. મહિપાલજીગણિ પં. શિષ્ય સિરદારા, ચિરં ફતૈચંદ વાચનાર્થં. ૨૧-૧૭ પો. ૧૮ વડાચૌ. ઉ૦ સુરત.

—(૨) સંવત્ ૧૭(?)૩૩ મિતિ આસૂ કૃષ્ણદશમી શ્રી બાહડમેર નગરે શ્રી બૃહત્ ખરતરગણે ક્ષેમકીર્ત્તિ સંતાનીય વણારસજી શ્રી જયસારજી ગણિ તત્ શિષ્ય પં. અમરચંદ શિષ્ય પં. રૂપચંદ વાચનાર્થે ।। આશરે ૬૦૦ શ્લોક પ્રમાણ ૧૯-૧૫ ગુ૦ નં. ૫૫-૧૦.

---

## ૫૦૧ કવિયણ.

**(૧૦૦૧)** +**દેવવિલાસ** (એ) સં. ૧૮૨૫ આસો સુદ ૮ રવિવાર.
**આદિ**—

સુકૃત પ્રેમરાજીવને, પ્રોલ્લાસન ચિંદ્ હંસ,
તે તેમ રિદયે અક્ષતા, **આદિનાથ** અવતંસ. ૧

આદિ— કંથ તમાકુ પરિહરો એ દેશી.

શ્રી સદ્ગુરૂ સુપસાયથી, આરાધુ સિદ્ધચક્ર,
એહ મહિમા છે અતિ ઘણો, સુરમાં મેરો શક્ર, મેરા લાલ
શ્રી સિદ્ધચક્ર સેવિયે. ૧

અંતે—

સંવત ૧૮૨૫નો, વસંત માસ વખાંણુ, મો૦
સકલ પંડિત સિરોમણી, માંણકવિજે ગુરરાય, મો. ૧૩ શ્રી.
તાસ સિસ અનુભવે કરી, કર્યો નવપદ મહિમાય, મો૦
સ્તવતાં બહુ સુખ પાંમીયેં, રત્નવિજે ગુણ ગાય. મો૦ ૧૪ શ્રી.
—મારી પાસે છે.



## ૫૦૨ દેવીદાસ (પાર્શ્વચંદ્ર સૂરિ સંતાનીય)

(૧૦૦૨) રાજસિંહ કુમાર ચોપઈ. (રાજસ્થાનીમાં) સં. ૧૮૨૭
કા. શુ. ૫ સોમ મેડતામાં

આદિ— દોહરા

પરમ દેવ પ્રણમી કરી, વર્દ્ધમાંન ભગવાન,
પરમેષ્ટી નવકારનો, ફલ કરહુ બખાણ. ૧
ઇહ લોકે જે પામિયાં, પરલોકે ફલ જેહ.
લાભ હુવે સો બરણઉં, કથા ધરી તિમ નેહ. ૨
ઇહ લોકે નવકારથી, શિવકુમાર જિમ જાંન,
ફુલ માલ બીજી ભણી, તીજી બીજોરા દાણ ૩
પરલોકે ચંડ પિંગલે, જપિયો શ્રી નવકાર,
ડંડક યક્ષ બીજી ભણી, કથા પાંચ ફલ સાર, ૪
ઇહલોકે પરલોક બલિ, રાજસિંહ કુમાર,
કથા થકી સહૂ જાંણજ્યો, સુન લેજ્યો સુવિચાર. ૫

અંતે—

કવિયણે દેવવિલાસ કીધો, મન હર્ષિત ઉલ્લસ્યોરે. ૩૦
કીધો દેવવિલાસ શુભદિનેરે, જય પતાકા વિસ્તરીરે. ૩૧
સંવત અઢાર પચીસ આસો સુદિ રે, અષ્ટમી રવિવાર રચ્યોરે.
સ્તોકમેં દેવવિલાસ કીધોરે, કિંચિત્ ગુણ ગ્રહીને સંસ્તવ્યોરે. ૩૩
બહોલો છે અધિકાર જોતાંરે, ગ્રંથ થાયે મોટો ઘણોરે. ૩૪
ભણસ્યે દેવવિલાસ સાંભલેરે, તસ ઘરે કમલા વિસ્તરેરે. ૩૫

કલસ

શ્રી વીર જિનવર સોહમ ગણધર જંબુ મુનિવર અનુક્રમે
ખરતરગચ્છ ઉદ્યોતકારક, શ્રી જિનદત્ત સૂરયોપમે.
તાસ પાટ જિનકુશલ સૂરિ જિનચંદ્ર સૂરિ તસ પટે
યુગપ્રધાનનો બિરૂદ જેહનો, નામથી દુઃકૃત કટે. ૧
ગચ્છ સ્તંભક ઉપાધ્યાયજી, પુણ્યપ્રધાન પ્રધાનતા,
સુમતિધારી સુમતિ પાઠક, સાધુરંગ વાચક ભૃતા,
શ્રી રાજસાગર ઉપાધ્યાયજી, જ્ઞાનધર્મ પાઠક થયા
સુકૃતી દીપચંદ પાઠક, દેવચંદ્ર પાઠક જય જયા. ૨
મનરૂપ વાચક વિજયચંદજી, પાઠકનો પદ ભાગ્યતા,
મનરૂપ પદકજ મેરૂ ગિરિવર, રાયચંદ રવિ ઉદ્ગતા,
સુજ્ઞાનતાયેં વિનયવંતે, બુદ્ધિ યુક્તિ સુરગુરૂ
ચંદ્ર સૂર ધ્રુ તાર તારક, રહો અવિચલ જયકરૂ. ૩

—આચાર્ય બુદ્ધિસાગરજીએ પ્રકટ કરાવેલી. સં. ૧૯૮૧માં.
(આ રાસનો સાર જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ માં દેવચંદ્ર નં. ૪૨૭ ની નીચે પૃ. ૪૭૩ થી ૪૭૭ પર આપેલ છે તે જુઓ.)

---

## ૫૦૧૬ રત્નવિજય (૩) (ત૦ માણેકવિજય શિ૦)

(૧૦૦૧૬) સિદ્ધચક્ર સ્ત૦ યાને નવપદ સ્ત૦ સં. ૧૮૨૫ વસંત માસ.

અંત—

**સંવત પૂર્ણ મુનિ નાગ શશિ,** માસ આષાઢ વિશાળ,
શુકલ તેરસ ગુરૂવાર દિન, સરસ કથા ગુણમાળ.

× × × ×

ઢાળ ૪૫મી. કળશ.

સોહમ પાટ પરંપર પ્રગટયા શ્રી **હીરવિજય** સૂરિંદાજી,
બુજવ્યો **અકબર**શાહ નરીંદા, મોહનવેલી કંદાજી. ૧
**ડાબર** સરવર જાળ મુકાયા, જીજીયા કર છોડાયાજી,
મહીતલમાં સુજસ ગવાયા, અમારિ પડહ વજડાયાજી. ૨
અઠાવનમેં પાટ સુહાયા, **જગગુરૂ** નામ ધરાયાજી,
**વિજયસેન** સૂરી તસ પાટે, પંડિત નામ ઠરાયાજી. ૩
વાદી અનેક જીત્યા તેણે, સૂરી ગુણે કરી છાજેજી,
**તપગચ્છ** મંડણ દુરિત વિહંડણ, દિન દિન અધિક દીવાજેજી. ૪
તાસ પાટ પટોધર સુંદર, ભવિયણને ઉપગારીજી,
શ્રી **રાજસાગર** સૂરી જયવંતા, શુદ્ધપ્રરૂપણકારીજી. ૫
**શાંતિદાસ** શેઠને ત્રૂઠા, મનવંછિત ફળ પાયાજી,
અગીઆર લાખ ધન ખરચ્યું જેણે, ગુરૂ ઉપદેશ સુહાયાજી. ૬
**વૃદ્ધિસાગર** સૂરી તાસ પટોધર, મનમોહન સુખકારજી,
કીર્ત્તિલતા આરોપી જગમાં, કહેતાં કિમ લહું પારજી. ૭
શ્રી **લક્ષ્મીસાગર** સૂરી ગીરૂઆ, પ્રબળ વિદ્યાએ પૂરાજી
**વૃદ્ધિસાગર** સૂરીશ્વર પાટે, ધરમ કરણ થયા શૂરાજી. ૮
**કલ્યાણસાગર** સૂરી શિલવંતા, તત્પરે ગુણવંતાજી,
શ્રી **પુન્યસાગર** સૂરી પ્રસિદ્ધા, વિદ્યાગુણે મહમહંતાજી. ૯
દશો દશ કીર્તિલતા આરોપી, સમતારસભંડારજી,
જિનેશ્વર ગુરૂએ નયણે નિરખ્યા, ધન તેહનો અવતારજી ૧૦
રૂપ અનોપમ અંગ બિરાજે, લક્ષણવંત મુણીંદાજી,
દેખત અચરીજ પામી મનમાં, પ્રણમે નરના વૃંદાજી. ૧૧

(૨) જેનો રાસ આ છે તે શાન્તિદાસ અને વખતચંદ શેઠ કે જે અમદાવાદના નગરશેઠ થઇ ગયા તેમના અને તેમના વંશજો સંબંધી વધુ વિગત માટે જુઓ મારો પ્રયોજેલો ગ્રંથ જૈન ઐતિહાસિક રાસમાળા ભાગ ૧લો.

**(૧૧૦૦) શ્રીપાલ રાસ** સં. ૧૮૭૯ પાટણમાં.

આદિ— દુહા

**સરસતિ** નવપદ ગુરૂ નમિ, સિદ્ધચક્ર ગુણમાલ,
આસો ચૈત્રિ પુન્યમે, સુણજ્યો બાલગોપાલ. ૧
આજ્ઞા લેઇ શ્રી **વીરની, રાજગ્રહિ** ઉદ્યાન,
**ગોતમ** ગણધર આવિયા, વાંદે શ્રેણિક રાજાન. ૨
દેશના દે નવપદ તણિ, નવપદ નવે નિધાન,
સેવતાં સુખ સંપદ લહિ, **શ્રીપાલે** તસ ધ્યાંન. ૩
શ્રેણિક કર જોડિ કહે, કહો સંબંધ મહારાજ,
શ્રીપાલે કિમ સુખ લહ્યાં, સુણવા મુજ મન આજ. ૪

અંતે— કલશ દીઠો દીઠોરે વાંમા કો નંદન દીઠો એ દેશી

ગાવો ગાવોરે, ભવિ સિદ્ધચક્ર ગુણ ગાવો—એ ટેક
**ગોતમ** પૂછે શ્રી જિન ભાખે, સુધારસ વચન મિલાવો,
નવપદ સેવે નવમેં સ્વર્ગે, દેવતણા સુખ પાવોરે. ભવિ. ૧
જાકો ધ્યાન ઉદય જવ આવે, જ્ઞાનદશા ઘટ લાવો,
સમકિત જોત હોવે ઘટ માહેં, ભાનુ સમ તેજ દીપાવોરે. ૨
અરિહંત સિદ્ધ સૂરિ ઉવઝાય. સાધૂતણા ગુણ ગાવો,
દંસણ નાણ ચારિત્ર તપ નમિઇ, મોતીયડે વધાવોરે. ભવિ. ૩
એ નવપદ નવનિધિ દાતા, હીજેં ધ્યાન જમાવો,
રિદ્ધિ વૃદ્ધિ પ્રગટે ઘર નવલી, ધ્યાન અહનિસ ધ્યાવોરે. ભવિ. ૪
શ્રીપાલ મયણાંને એ ફલીયો, એક માંહરે દાવો,
સહિયર ભોલી ટોલી મળીને, સરસ સુકંઠે ગાવોરે. ભવિ. ૫

તસ સેવક મુજ ગુરૂ એ રૂડા, **હીરવર્દ્ધન** ગુરૂ હીરાજી,
તેહ તણો ઉપગાર એ જાણો, મધુરી ભણાવી ગિરાજી. ૨૬
ગુરૂવાદિક ગુણ કિમ કહેવાયે, મુજમતિ નહી અતિ ભારીજી,
બાળલીલાએ રાસ બનાવ્યો, પંડિત લેજ્યો સુધારીજી. ૨૭
પંડિત કળા તેહવી નહી મુજમાં, પણ મેં કીધો અભ્યાસજી,
શેઠજી રાગ ઘણો મુજ ઉપર, તે કારણ કર્યો રાસજી. ૨૮
અનુભવ તેણે થયો પુરો, જીમ સાંભળ્યાં તિમ ગાયાજી,
**શેઠાણી હેમાભાઈ** સહુએ, સાંભળીને સુખ પાયાજી. ૨૯
મોહરાયને ભુંડો પાડયો, ધર્મ કહી કહી એહજી,
અનુભવ છે મુજ ઘટ માંહે, સુણો દૃષ્ટાંત ભવિ તેહજી. ૩૦
મૃગલી જિમ થાયે સિંહ સામી, વચ્છડાં હેતે તેહજી,
તિમ માહરે છે શેઠજી સાથે, ધર્મ તણો સ્નેહજી. ૩૧
માહરે તો ગુરૂ ચરણ પસાયે, અનુભવ તે દિલ માંહેજી,
**હીરવર્દ્ધન** સેવક **ખેમ** પભણે, રોમ રોમ ઉચ્છાંહેજી. ૩૨
**રૂષભ અજિત ચિંતામણી વીર**, કેસર અર્ચિત કાયાજી,
તેહ તણી સાંનીધે મેં તો, પુરણ કળશ ચઢાયાજી. ૩૩
**પુણ્યપ્રકાશ રાસ** એ નામે શેઠજી ગુણજ ગણાયાજી,
ચાર પ્રભુ તે દરશન કરતાં, જીત નિશાન વજડાયાજી. ૩૪
શ્રી **રાજનગરનો** સંઘ સોભાગી, ચોમાસું રહ્યા સુખ પાયાજી,
ઋદ્ધિ વૃદ્ધિ પ્રગટી અધિકેરી, આણંદ અધિક ઉપાયાજી. ૩૫
જબ લગ પૃથવી મેરૂ થિર રહે, જયવંતા શશિ ભાણજી,
તબ લગ રાસ રહો એ અવિચળ, વાંચો ચતુર સુજાણજી. ૩૬
મદઝરાશા મયગજ મતવાલા, તેજી ઘણા તેજાળારેજી,
રહ પાયદલ મંગલમાળા, પામે લચ્છી વિશાળજી. ૩૭
સુંદર મંદિર ઝાકઝમાલા, સુરનર સુખ રસાળજી,
મહોદય પદવી પામે અનુક્રમે, પીસ્તાળીશ પૂરણ ઢાળજી. ૩૮

—(૧) પત્ર ૪૦ ગાથા ૧૬૬૫ નં. ૪૬૩ (૫) ડે૦

અંતે— કલસ

જગજંતુતારણ દુખનિવારણ આદિ જિનવર મેં શુણ્યો,
સંવત અઢાર બહોત્તરા વર્ષે ભવિક હિત હેતે ભણ્યો.
દમણ પુરવર વિજ્યદશમી આશ્વિન માસ શુભ પક્ષ એ,
સુર ગુરવારે સુખ વધારે કહે કવિજન દક્ષ એ.
તપગચ્છ રાજે વડ દીવાજે, શ્રી વિજયદયા સૂરીસર,
તસ ચરણ સેવે મુક્તિવિજય ભવિકજનમનસુખ કર.
તસ સીસ સુંદર ગુણ પુરંદર પંડિત ડુંગર મુણીંદએ,
તસ સીસ સેવક ભણે ભાવે વિવેક લહે આણંદએ.

(૧) સુરત બંદરે ધરમનાથજી પ્રસાદાત્ ૮-૧૬ ના. ભં. (૨) સં. ૧૯૩૮ ચૈ. શુ. ૧૧ તિગ્માંશુવાસરે લિ. ભોજક ઇચ્છાચંદ ભાઇચંદ શ્રીકૃષ્ણ વલભિકાપુર નગરે ૭-૧૨ નં. ૩૨૭ જશ.

---

૫૩૪ જિનહર્ષ સૂરિ (ખ. જિનચંદ્રસૂરિ પટ્ટધર)

(૧૧૦૩) વિંશતિ (૨૦) સ્થાનક પૂજા સં. ૧૮૭૨ ભા. શુ. ૫ રવિ અજીમગંજ-વાલૂચરમાં.

આદિ— દુહા

સુખસંપતિદાયક સદા, જગનાયક જિનચંદ,
વિઘનહરણ મંગલકરણ, નમો નાભિનૃપનંદ. ૧
લોકાલોકપ્રકાશિકા, જિનવાણી ચિત ધાર,
વિંશતિ પદ પૂજન તણો, કહિસ્યું વિધિ વિસ્તાર. ૨
જિનવર અંગે ભાખીયા. તપ જપ બહુ પ્રકાર,
વિંશતિ પદ તપ સારિસો, અવર ન કોઈ ઉદાર. ૩
દાન શીલ તપ જપ ક્રિયા, ભાવ વિના ફલહીન,
જેસેં ભોજન લવણ વિન, નહી સરસ ગુણપીન. ૪
જે ભવિયણ સેવે સદા, ભાવે થાંનક વીસ,
તે તીર્થંકર પદ લહે, વદે સુર નર ઈસ. ૫

સંવંત અઢાર ઓગણાસીયા વરસેં, નયર પાટણ જગ ચાવો,
સાંકલાભાઇ નગરશેઠ કાજે, રાસ રચ્યો મન ભાવોરે. ભવિ. ૬
સાગર ગચ્છ સોભાકર સુંદર, શાંતિસાગર સૂરિરાયો,
હીરવર્દ્ધન શિષ્ય એમ સુહંકર, નવપદ માંહે સખાયોરે. ભ. ૭

—(૧) પત્ર ૧૬ કમલમુનિ. (૨) સંવત ૧૯૩૨ માગસર વદી સાતમેં ૭ લષીતં ભોજક ઠાકોર નરભેંરામ અમૂલષ શ્રી સહસકૂટ પ્રસાદાત ૧૪-૧૩ જશવિજય મુનિનો સંગ્રહ.

---

## ૫૩૨ કૃષ્ણવિજય

### (૧૧૦૧) રાજુલ બારમાસ.

—પત્ર ૩ દા. ૪૦ નં. ૧૯૯૨ લીં.

---

## ૫૩૩ વિવેકવિજય (ત. વિજયદયાસૂરિ-મુક્તિવિજય-ડુંગરવિજય શિ.)

### (૧૧૦૨)+ નવતત્ત્વ સ્તવન. ઢાલ ૧૧ સં. ૧૮૭૨ વિજયાદશમી દમણમાં.

આદિ— દૂહા

સરસતીનેં પ્રણમુ સદા, વરદાતા નિતમેવ,
મુઝ મુખ આવિ તુ વસે, કરૂં નિરંતર સેવ. ૧
આદીસ્વર અરિહંત નમું, યુગલા ધર્મ નીવાર,
મરૂદેવી સુત ચંદલો, એહીજ મુઝ આધાર. ૨
તાસ તણા પદ યુગ નમી, વર્ણવું તત્ત્વ વિચાર,
ભવિયણ એક ચિત્તે કરી, નામ કહું હિતકાર. ૩
જીવ અજીવ પુન્ય પાપ જે, સંવર આસ્રવ જેહ,
નિર્જરા બંધ મોક્ષ જે, જિનજીએ ભાખ્યા જેહ. ૪

તસુ પટ્ટ ઉજ્વલ અવલ ગણિવર ઉદયગિરિ વાસર કરા,
યોગેંદ્ર વૃંદ નરેંદ્ર વંદિત ચરણ પંકજ મનધરા.
આચાર પંચ છતીસ ગુણધર સકલ આગમ સાગરા,
યુગ પ્રવર શ્રી જિનચંદ્ર સૂરી ગુરૂ સકલ સૂરીસરા. ૪
તસુ ચરણ કમલ યુગલ સેવન અતિસ મધુકરતા ધરી,
પુન સુગુરૂ પદ અરવિંદ સુગની કૃપા નિત નિત આદરી.
ગણધાર શ્રી જિનહર્ષ સૂરી હર્ષ ધરી ધન અઘ હરી,
યા વીસપદકી વિવિધ પૂજન વિધિ તની રચના કરી. ૫

—સં. ૧૯૦૬ વર્ષે મિતિ મિગસર સુદ ૧૫ તિથૌ વા. સુખ શીલ ગણિજી પં. રામચંદજી પં. કિસતૂરચંદ લિષ્યતા શ્રી કોટા રાંમપુરા મધ્યે, ૧૭–૧૧ અનંત. નં. ૨

---

## ૫૩૪ ક સૌભાગ્યસાગર (મહિમા સાગર શિ૦)

(૧૨૦૩૬)+ જંબૂકુમાર ચોઢાળીઉં સં. ૧૮૭૩ પાટણ.

—પ્ર૦ સઝાયમાળા ભી. મા. પૃ. ૩૧૧.

---

## ૫૩૪ખ પ્રકાશસિંહ

(૧૨૦૩ખ) બાર વ્રતના છપ્પા. સં. ૧૮૭૫ અસાડ શુ. ૮ ગોંડલમાં.

આદિ—

જીવ દયા નિત પાલિએ, મત પરેદુ કદિએ,
વળી સૂક્ષ્મ બાદર સર્વને અભયદાનજ દઇએ.
સાધારણ પ્રત્ર (!) બહુ પાપ જ જાણો,
એ અનંત કાયને ઓળખી તેહની દયા આણો.

છપ્પો.

છ કાયની રક્ષા કરો, કુટુંબ સર્વે છે આપણો
પ્રકાશસંઘ કહે પાળજો, તોય ઋતુ ક્ષમાપણ. (!) ૧

અંતે— સુણ ચતુર સુજાણ પરનારીસું પ્રીતડી કબહુ ન
કીજીયે એ ગરબાની ચાલ.

ચિત હરખ ધરી, અનુભવ રંગે વીસ પરમ પદ વંદીયે,
શિવ રમણી વરી, કેવલ સખીય સદાય કરી ચિર નંદીયે-આંચલી.
એ વીસ ચરણ અસરણ સરણા, ચિર સંચિત દુરિત તિમિર હરણા
નિત નિત એ પદ સ્મરણ ધરણા, ચિત૦ ૧
એ પદ સ્મરણ જિણ ચિત ધરીયા, તરીયા તરસે તરે ભવિ દરિયા
સદનંત ભવિક સહૂ ભય હરીયા. ચિત૦ ૨
એ પદ ગુણસાગર મનુહારા. વરણન કરીયે નહુ હારા
ઇંદ્રાદિક સુર ન લહો પારા. ચિત૦ ૩
એ પદ અતિશય મહિમા ધારા, અમૃતપદ કમલા ભરતારા
**જિનચંદ્રા**નંદઘન પદ કારા. ચિત૦ ૪
**જિનહરખ** પુરંદકે શિવકરણા. ચંદ્રામલગુણ વિશતિ ચરણા
હર્ષજ્યો પ્રભુ અરજ એ શ્રવ ધરણા. ચિત૦ ૫

કલશ

એ વીસ થાનક ભુવન વંદન અઘનિકંદન જાનીયે
વિબુધેંદ્ર ચંદ્ર નરેંદ્ર વંદિત પદ જિનેંદ્ર વખાણીયે
એ વીસ પદ ભવ જલધિ તારણ તરણ ગુણ પહિચાનીયે,
ઇમ જાન ભવિ જિનકુશલ કારણ વીસ પદ ઉર આનીયે. ૧
ઇહ વરસ **ચંદ્ર દિનેંદ્ર હરિમુખ વિધિ નયન** સ્થિતિ મિતિ ધરૂ,
તિહ માસ ભાદ્રવ ધવલ દલ તિથ પંચમી રવિવાસરૂ.
**બંગાલ** જનપદ જિહાં વિરાજિત **શિખર** તીરથ ગિરિવરૂ,
સહુ નગર શોભિત **અજીમગંજ** પુર દુતીય **વાલૂચર** પુરૂં ૨
**ખરતર** ગચ્છેસર વિજિત સુરગુરૂ વિમલ ગુન ગરિમાધરા,
ગુન ભવન ભવિજન નલિનિ કાનન નિત વિકાસન દિનકરા.
મુનિચંદ્ર શ્રી**જિનલાભ** સુરિંદ સુગુરૂ મહિસ યુગવરા,
સકલેંદ્ર વંદ્ય જિનેંદ્ર શાસન મંડના નિત હિતધરા. ૩

—પ્ર. આ૦ કા. મહોદધિ મૌ. ૫ પરિશિષ્ટ.

(૧૧૦૪) વત્સરાજરાસ સં. ૧૮૮૨ શ્રાવણ સુદ ૬ ભૃગુવાર. બારેજામાં

આદિ— દૂહા

શ્રી સુહંકર આદિદેવ, યુગલધરમ હરનાર,
વીમલ અમલ અગોચરૂ, અજર અમર નિરધાર. ૧
તે જિનને પ્રણિપતિ કરી, શ્રી શ્રુતદેવી તેમ,
શબ્દ સ્ખલના નવિ હુઇ, જાડય તિમિર પુષ જેમ. ૨
અરિહા ભાવેં પૂજીએ, મેલેં પુણ્ય સમુદાય,
અલિક વિઘન સવિ દૂર કરેં, અભ્ર મરૂતને ન્યાય. ૩
પૂજા ઉપર વત્સરાજના, ભાખીસું અધિકાર,
કિણુ વિધસેં સુખ દુખ લહ્યા, કિમ કીધા ભવપાર. ૪
રસિયા કરણો ચુંપસ્યૂં, મૃગલા-વીણુને રીત,
વક્તા શ્રોતા ઉપજે, માંહોમાંહિ પ્રીત. ૫
સકલ કમલ રેફ જ્યું રમે, રસિયા તે કહેવાય,
રચું જાંણે ઘુણ રાંકડો, સુકું લાકડ ખાય. ૬
અતિ વિકસિત લોચન કરી, વિકસિત વદન લીન,
ત્યજી વ્યાઘાતને સાંભલો, રસિયા રસ લયલીન. ૭

અંત— ઢાલ ૧૪ તમને કઇ ગોરી ગમસ્યે રાજ્ય-એ દેશી.

તપગચ્છમાહિં દિનકર સરિખા, શ્રી સેનસુરિ ગણરાયા લાલ રાયા લાલ.
તાસ પટોધર તિલક સુરિજી, જિનશાસન ગવરાયા લાલ ગ૦ ૧
તેહની પાટ દિપાવણહારા, શ્રી વિજયાણંદ સૂરીરાયા લાલ. રા૦
ગણનો મંડણ દુરિતવિહંડણ, પ્રણમું તેહના પાયા લાલ. પા૦ ૨
ઋદ્ધિવિજય વાચક તસ પાટેં, સોને હીરા જડિયા લાલ, જ૦
સત્તરે ભેદે ચોખેં ચિત્તે, ચરણ સોપાને ચઢિયા લાલ, ચ૦ ૩
કુંઅરવિજય શુભ નિત અભ્યાસી, તેહને પાટે સોહાયા લાલ સો૦
તાસ શિષ્ય રવિવિજય મનોહર, ગ્યાનકલાઇ સવાયા લાલ. સ૦ ૪

અંતે—

અઢારસો પંચોતરોની શુકલ પક્ષે વલી,
માસ અસાડિ સોભનો વલી અઠ્ઠમ દિવસે.
સઝાઈ વિધિ સોભતી ધરિ મન ઉલાસે,
કહે સેવક ભાવસું વલિ ગોંડલ વસે,
હુ વાંદીશ વ્રત શ્રાવકનાં ને સુધ સમકિત પાલશે,
પ્રકાશસંઘ વાણી વદે મોક્ષનાં સુખ માલશે. ૧૩

—શ્રી માંગરોલ મધે લષિતં ઋષિ શ્રી ૭ હેમચંદજી પઠનાર્થે ઋષી શ્રી ૭ વ્રધમાનજીને સારૂ લખ્યા છે સંવત ૧૮૯૧ના કારતક વદ ૭ સાતમૈ. ૩–૧૨ રાજકોટ મોટા સંઘનો ભં.

---

## ૫૩૫ ઋષભવિજય (ત. વિજયાણંદસૂરિ–ઋદ્ધિવિજય–કુંઅરાવજય–રવિવિજય–આણંદવિજય–પ્રેમવિજય–રામવિજય શિ.)

(૧૧૭૦૩ ગ)+ સ્થૂલિભદ્ર સ૦ (શ્રી થૂલિભદ્ર મુનિગણમાં)
જૈ. પ્ર. ૩૭૬

+ખંધકમુનિ–સજઝાય. ૩ ઢાળ સં. ૧૮૭૭ પોસ ૬.

આદિ—

શ્રી મુનિસુવ્રત જિન નમું ચરણ યુગલ કરજોડિ,
સાવત્થિપુર શોભતું, અરિ સબળા બળ તોડ. ૧
જિતશત્રુ મહિપતિ તિહાં, ધારણી નામે નાર,
ગૌરી ઇશ્વર સુત સમ, ખન્ધક નામે કુમાર. ૨

અંતે—

કળશ

વધ પરિસહ ઋષિયે ખમ્યા ગુરૂ ખંધક જેમ એ,
શિવસુખ ચાહો જો જંતુ, તવ કરશો કોપ ન એમ એ.
સંવત સપ્ત મુનીશ્વરે વસુ ચંદ્ર (૧૮૭૭) વર્ષે પોસ એ,
માસ ષષ્ઠિ પ્રેમરાગે, ઋષભવિજય જગ ભાખ એ.

છે. ગાથા ૧૫૨૮ ગ્રંથાગ્રે શ્લોક, ૨૦૧૬. સંવત ૧૯૩૨ના ભાદરવા શુદી ૯ સોમે લ. વરજલાલ વેણીદાસ શ્રી ખેડા મધ્યે લખ્યો છે. ૪૯-૧૮ દા. ૮ નં. ૯૩ ખેડા ભં.

**(૧૧૦૫) નેમિનાથ વિવાહલો.** સં. ૧૮૮૬ આષાઢ શુદ ૧૫ બારેજામાં.

આદિ.

વનમાં વગડે વાલો વાંસલીરે માહરે મંદીરીઇ સંભલાયરે. વાલો મારો વાએ છે વાંસલીરે-દેશી.

**સરસતિ** ચરણ નમી કરીરે, શ્રી **સંખેશ્વર** રાયરે,
વાહલો માહરો **નેમજી** ગાયસૂરે.
અરિહંત ગુણ સંભારતાંરે, ભવોભવ પાતિક જાયરે વાહલો૦
એતો બાવિસમો જિનરાયરે. ૧

અંતે— ઢાલ ૧૭ ભરત નૃપ ભાવસું-એ દેશી.

× × × ×

દંપતી અવિચલ પ્રીતડી એ, રાખી જગ આખ્યાત,
સંવત **અઢારને છાસીઈ** એ, માસ અષાઢ મહંત. એ. ૩
પુન્યમ દિન ગુણ ગાઈયા એ, રહી **બારેજે** ચોમાસ,
**વિજયાણંદ** સૂરી ગચ્છપતી એ, દિનકરપરે પરકાસ. એ. ૪
તેહની પાટે રાજતા એ, **ઋદ્ધિવિજય** ઉવઝાય,
**કુંઅરવિજય** જગ બોધીઓ એ, કુમત માતંગ હરાય. એ. ૫
**રવિવિજય** તસ પાટવી એ, **આણંદવિજય** પન્યાસ,
**પ્રેમવિજય** શ્રુતસાગરૂ એ, ખિમાવંત ગુણ રાસ. એ. ૬
**રામવિજય** શિષ્ય તેહના એ, **ઋષભવિજય** મનોહાર,
જે ધરસે કંઠે જના એ, તે લહે જયજયકાર. એ. ૭

—(૧) લી. ક્ષત્રી ગોદડ દેવચંદ પઠનાર્થ. બાઇ દીવાલી બાઇની પ્રત છે. ૬-૧૪ દા. ૩૯ પ્રત નં. ૧૨ ડા૦ પાલણપુર. (૨)૭-૧૨ પાદરા નં. ૨૯.

**આણંદવિજય** અતિ સુંદર સોહે સદ્‌ગુરૂને મન ભાયા લાલ. ભા૦
અવગુણ પાખે સંઘની સાખે, નિજ પાટે પધરાયા લાલ. ૫૦ ૫
તસ પાટે સંવેગ રસ ભીના, **પ્રેમવિજયજી** થપાયા લાલ થ૦
**રામવિજય** નર પર ઉપગારી, ગુરૂના પાટ દિપાયા લાલ. દિ૦ ૬
**ઋષભવિજય** તસ શિષ્ય વદિજે, મેં **વત્સ**ભૂપતિ ગુણ ગાયા લાલ.
**સમુદ્ર (સુરેંદ્ર) સૂરિને** રાજે રચના કરિ ઘણે હરષ ભરાયા લાલ. ૭
આપ આણંદે ઉદ્યમ કીધો, શ્રી ગુરૂચરણ પસાયા લાલ, ૫૦
સંવત **અઢાર ને બાસિયા** વરષે, શ્રાવણ માસને આયા લાલ૦ ૮
ઉજવલ છઠ દિવસે ભૃગુવારે, ઢાલ છપ્પન્ન કરી ધ્યાયા લાલ. ધ્યા૦
રત્નત્રયે ગુણ મોટા દીઠા, એક અવતારી રાયા લાલ. રા૦ ૯
ભોગી યોગી માંહિં સૂરો, દોય વિધ શત્રુ હઠાયા લાલ, હ૦
સાંસારિક સુખ વિલસી પૂરા, તિણે મેલિ કંચન જાયા લાલ. ૧૦
ચારિત્ર પાલી ચિત્ત અજુઆલ્યું, તજિયા મોહ કષાયા લાલ, ક૦
તસ ગુણમાલા કંઠે ધરતાં, નિરમલ હોવે કાયા લાલ, કા૦ ૧૧
નાંમને કાને સુણતે ભવિયા, જાવે સહુ પાપ પલાયા લાલ, ૫૦
**બારેજા**માં રહિ ચોમાસું, રાસ રસિક નિરમાયા લાલ, નિ૦
ચોથે ઉલ્લાસે મન સુવિલાસે, ચૌદમી ઢાલ નિપાયા લાલ, નિ૦
**ઋષભવિજય** કહે ભવિયણ સુણિઇ, મંગલ પાંમે નિરમાયા લાલ. ૧૩

કલશ

દાંન શિયલ તપ ચોથો ભાવ, એ ચ્યારે છે ભવજલ નાવ,
ચ્યારે ઉલ્લાસે છપ્પન્ન ઢાલ, ભણતાં ગુણતાં મંગલમાલ. ૧
સૂત્રે છે **અનુયોગિદ્વાર**, તે પ્રભુ ભાખ્યા ચ્યાર પ્રકાર,
તિમ ઉલ્લાસ મેં રચિયા ચ્યાર, **ઋષભવિજય** કહે જયજયકાર. ૨

—ઇતિશ્રી વત્સરાજચરિત્રે પૂજાધિકારે પ્રાકૃત પ્રબંધે જલ્પન વારિ આનયન યમરાજગ્રહાગમન ૨ મંત્રિનિર્ઘાટણ ૩ દેવલોકે ગમન ૪ એભિ ચતુર્ભિ કલાવૃતૌ ચતુર્થ પ્રસ્તાવ સમાપ્તઃ શ્લોક હજાર બે

સીલે સુર સાનિધ કરે, સીલે નિરમલ દેહ,
વિષધર ફૂલમાલા હુવે, ધર્મ સકલ ગુણ ગેહ. ૪
શ્રી મુનિસુવ્રત જિનશાસને, **રામચંદ** નરીંદ,
તસ નારી **સીતા** સતિ, ગુણશું ગુણ સુખકંદ. ૫

અંતે— ઢાલ ૭ સંયમની સુખ પામીઇ એ દેશી.
**રામને સુગ્રીવ** ઇમ ભણે, **સીતા** રહિ પરદેશ રહિ સનેહિ,
તેહને તેડાવો ઇહાં, દુખણ નહિ લેશ, સનેહિ. ૧
અજબ સતિ **સીતા** વડી. એ આંકણી.
× × × ×
**વિજયાણંદ** સૂરીશ્વર, **ઋદ્ધિવિજય** ઉવઝાય, સ૦
**કુંઅરવિજય રવિસુત** ગુણિ, **આણંદવિજય** સવાય, સ૦ અ. ૨૬
**પ્રેમવિજય** તસ શંમના, **ઋષભવિજય** વાણિ, સ૦
ધર્મથાનિક જે ગાયસે, તે લહે પરમ કલ્યાણ, સ૦ અ. ૨૭
**ઓગણીસ તિલોતરે**, મગસિર માસ ઉદાર સ.
તે તલ કરણે શુભ દિને, બીજ વદિ બુધવાર, સ. અ. ૨૮
જે સાભલસે ભાવસું, તસ પ્રગટે ગુણમાલ, સ.
કમલા વિમલા પામસ્યે, દેહ સબલ સુવિશાલ. સ. અ. ૨૯

—સંવત ૧૯૦૪ ના વર્ષે વૈશાખ શુદિ ૧ ની રાત્રે લખ્યું છે. વાર ગુરૂવાસરે । લ. પં. જતનકુસલ ગ. ગોઘાવી નગરે સા. વીરચંદ, વિ. દિપચંદનેઽર્થે લખ્યુ છે, શ્રી વર્દ્ધમાન સ્વામી પ્રસાદાત્ ॥ ૧૩-૧૧ ગો. ના.

---

**પ૩૬ તેજવિજય** (ત. હીરવિજયસૂરિ–તેના વિવેક શુભવિજય–રૂપવિજય–કૃષ્ણવિજય–રંગવિજય–ભીમવિજય—હેમવિજય શિ૦)

**(૧૧૦૭)** + **કેસરીયાજીનો રાસ** સં. ૧૮૭૭ ફા. શુ. ૧૦

૬૫ તિથિ.

મધુકર માધવને કેજ્યો—દેશી.

પડવે દીન પહેલો આવે, વાતાયન મેં તન દાવે,
જિનવર મલસે મન ધ્યાવે રે, પ્રભુ મને સામલીઓ પ્યારો,
કબ મલસે મોહનગારો—આંકણી.
× × × ×
પૂન્યમ પખવાડે ભલીયા, અનલ વધે આસ્યા ભરીયા,
ઋષભ કહે માસે વલીયારે. ૧૫

**રાજીમતિ બારમાસ.**

આવો હરી લાસરીયા વાલા—એ દેશી.

**રાજુલ** બોલી મોહનવેલી, શ્રાવણ માસમેં સાહેલી,
**નેમ** ગયા મુઝને મેહલી,
આવો **હરી**વંશ તણા રાજા;
રાખો નિજ કુલની માઝા રે—આવો૦
× × × ×
આષાઢ ઉંદેરો ગાજે, સિતલ વાય ઘણાં વાજે,
પંથી નિજ ઘરમેં છાજે—આ૦
**રાજુલ** વેરાગે પડીયાં, સંયમ લેવા ચિત્ત ધરીયાં,
**ઋષભ** કહે સમતા ધરીયા—આ૦

—ઉપરની ત્રણે ૧૦ પાનાની—૧૦ લીટી વિ. ને નં. ૪૫૩૫.

(૧૧૦૬) **રામસીતાનાં ઢાલીઆં**. સં. ૧૯૦૪ માગશર વર ૨ બુધ.
આદિ—

**શ્રી સરસતિ** ધવલ હંસાસની, કવિયણની તું માય,
સરસ વયણ ઉપગારણિ, લલિ લલિ પ્રણમું પાય. ૧
નાંમ જિણેસર નાંમથી, થાપના ઠવણ જિણંદ,
દ્રવ્ય જિણેસર જીવ છે, ભાવ જંગમ જયચંદ. ૨
અતિત અનાગત વર્ત્તતા, તેહને સિસ નમાય,
સિયલ તણા ગુણ ગાયશું, સુણતા વિઘન પલાય. ૩

એક દિવસ વસે રહનેમિ રહિયો છે કાઉસગ ધ્યાને.

× × ×

સંવત પંચ્યોતર અઢારે, કાર્તિક શુદ રૂદ્રા રવીવારે.
ચિત ચોક એ ચ્યાર ધારે. ૩ પ્ર૦
ગુરૂ ગોતમ નામે તસ પાયા, તસ શિષ્ય ખુશાલવિજય ભાયા
તસ સીસેં ઉત્તમ ગુણ ગાયા. ૪ પ્ર૦

—સં. ૧૮૭૮ ચૈત્ર વદ ૯ લિખતુ રાજેંદ્ર મુનિ ઉત્તમવિજેજી લખતુ. ગામ થરાદ મધ્યે બાવલ મધ્યે ગોલમે રહ છે. શ્રી તપાગછે અરધો અરધ ૧-૧૩ મારી પાસે છે.

**(૧૧૦૮) ધનપાળ શીલવતીનો રાસ સં. ૧૮૭૮ માગશર ૫ સોમ પેથાપુરમાં.**

આદિ—

શ્રી વિભુ પદ રજ વર્જીને, હોવે ઢોક સમાંન
ત્રિદશા સુર સ્તવે જેહને, મુંકી અલગૂં માંન. ૧
અવિનાસી અક્ષય સ્થિતી, નિરાકાર નિરૂપાધિ
અકલ અરૂપ આનંદમઈ, અવ્યય અવ્યાબાધિ. ૨
છે રૂપી અર્હંન સદા નહિ સ્વયંભુ નિરૂપ
નિકટ થંભુ નવિ કોલહે, જ્યું દગ કર્ણસ્વરૂપ. ૩
અધ્યાતમ આવાશમે, અનુભવ ગોખ અલક્ષ્ય,
શ્રુત નેત્રે કરી નિરખીઇ તો તિહાં રૂપ પ્રતક્ષ્ય. ૪
(પાનાની એક કોરે ઉમેર્યું છે ને અનુભવની વ્યાખ્યા આપી છેઃ—
વસ્તુ વિચારત ધ્યાવતે મન પાવે વિશ્રામ
રસ સ્વાદત સુખ ઉપજે અનુભો યાકો નામ ૧
અનુભવ ચિંતામનિ રતન, અનુંભો હૈ રસ કૂપ
અનુંભો મારગ મોખકો, અનુંભો મોક્ષ સરૂપ. ૨]
હું તસ રૂપને ઓલખી, પ્રણમૂં પદ ચીત લાય,
આપે જિમ ઉત્તમ મતી, મુઝ મન વંછીત થાય. ૫

આદિ સહસ વચનરસ **સરસતી**, હંસવાહની હંસ ગતી,
પ્રથમજ પ્રણમું **સરસ્વતી**, માગું અવિરલ મતિ.

અંતે—

અસુર નમાયો દંડ પાયો થાવર જંગમ જગ જયો
જગ જસ વદીતો જંગ જીત્યો કેસરીઓ કારે જયો.
સંવત **અઢાર સત્યોતરા** મુઝારે ફાગુણ દશમી શુદ વલી,
**હેમવિજય** તણો **તેજ** પભણે સર્વે મન આસ્યા ફલી. સ.

—(૧) સર્વ ગાથા ૧૬૨ ઇતિશ્રી ધુલેવા ઋષભદેવજીરો રાસ. વિ. સં. ૧૯૩૧ આષાઢ વિદ ૬ દૂધઈ નગ્રે ચંદ્રપ્રભપ્રભુ પ્રાસાદાત્ ૬–૧૬ (ચા.) (૨) સં. ૧૮૮૪ ના વૈશાખ શુદિ ૫ શનિવારે લિ. (મુનિ સંપત્તવિજયજી પાસે.) (૩) ૯–૧૪ વ. રા. મુંબઇ. (૪) મુ. સોભાગસાગરાર્થે સંવત્ ૧૮૮૦ ના જેષ્ટ વદ ૯ દને લષી છે શ્રી ચંદ્રપ્રભૂ પ્રસાદાત્. ૧૨–૧૨ પોથી નં. ૧૨૬ મો. સુરત. (૫) સંવત્ ૧૮૮૪ શ્રાવણ શુદ ૧૧ દને શ્રી **માડવી** બંદરે લષ્યતે મુનિ રેતનચંદ્ર શ્રી **સાંતીનાથ** પ્રસાદાત્. ૮–૧૪ નં. ૫૧૯ મ. જૈ. વિ. (૬) સં. ૧૯૪૨ માગસિર ૧૦ ગુરૂ કૃષ્ણપક્ષે લષિતં પં. મોતીવીજેજી સત ગુલાબવીજેજી પઠનાર્થં. લષીતં ગુલાબવિજે મોતીવિજેજી। રેવાસી થરાં જામપુરના ગામ કલાંણે ચોમાસ્યૂં કર્યું છે. (થરા જામપુર ઝીંઝુવાડાથી ૨૦–૨૫ ગાઉ દૂર ગામ છે) ૮–૧૪ ઝીં. પો. નં. ૪૦ નં. ૨૦૦. (૭) પ્ર. જૈનયુગ પુ. ૨ પૃ. ૪૮૧, ૫૬૩

---

**૫૩૭ ઉત્તમવિજય (૩)** (ત. વિમલવિજય–શુભવિજય–હિતવિજય–માણિકયવિજય–ધનવિજય–ગૌતમવિજય–ખુશાલવિજય શિ.)

**(૧૧૦૭ક) રહનેમિ–રાજીમતિચોક**—૪ કડીના ૪ ચોક. સં. ૧૮૭૫ કા. શુ. ૧૨ રવિ.

( પાનાંની ઉપર નીચેનો સવૈયો ઉમેર્યો છેઃ—
જેસેં કોઉ મૂરખ મહાસમુદ્ર તરવેકૂં ભુજા નિસાં ઉદિત ભયો હૈં
તજિ નાવરો,
જેસેં ગિરી ઉપર વિરસ ફલ તોરિવેંકું બાંવન પુરૂષ કોઉ ઊમંગે ઉતાવરો,
જેસેં જલકૂંડમેં નિરખી સરી પ્રતિબિંબ તાકે ગહિવેકૂં કર નિચો કરે બાવરો,
તેંસે મેં અલપબુદ્ધિ રાસકો આરંભ કીનો ગુંણિ મોહિ હસેંગે કહેંગે
કોઉ ડાબરો. ૧)

અંતે—

ઢાલ ધન્યાસી તથા રાંમત માટે બોલડીઇરે કાંઇ પરઘર
રમવા જાઇજી એ દેશી.

એહવા સાંભળી શિયલ તણા ગુંણ, ધરજ્યો શીયલ સનેહાજી
દંપતિ શીલ તણેં સુપશાયેં, પામ્યા અવિચલ ગેહાઝ.
શીયલ ભવિજન સુધું પાલો ટાલો વિષય વિકારજી. ૧
એ ધનપાલનું ચરીત્ર સુણીને શીલ તણો ખપ કરજ્યોજી,
સદગુરૂનો તુમેં હીયડા માંહે, વચન ભલી પરિં ધરજ્યોજી. શી. ૨
શીયલ થકી બહુ નર સુખ પામ્યા, ભવોદધી પાર ઉતરિયાજી
જગપતી નરપતી ચક્રી હૂઆ, શીયલેં શીવપદ વરિયાજી. શી. ૩
એ મંસારની અથિર સગાઇ, તપ જપ મત ઉદરિઇ જી
તો ધનપાલ નં **શીલવતી** પરિં, સેંહેંજેં શીવસુખ વરિઇજી. ૪
મેં ધનપાલ શીયલ ગુંણ ગાઇ, રસના પાવન કીધીજી
કરિ ઉદ્યમ શીયલ દઢ કરવા, ભવિકનેં શીક્ષા દીધીજી. શી. ૫
કવી સદ્દભી કોઇ ચરીત્ર સુંણીનેં મુઝ હાસી મત કરજ્યોજી
અઘટિત પદ હોય તો શૂદ્ધ કરજ્યો, મુઝ ઉપર હિત ધરજ્યોજી. ૬
શ્રી તપગછ લઘૂપોષધ નાયક, **આણંદસોમ** સુરિરાયાજી,
રવી જિમ તેજ પ્રતાપેં પ્રતપેં, દિનદિન તેજ સવાયાજી. શી. ૭
તાસ તણી આજ્ઞા શિર ધારી, આંણી ઉલટ અંગેંજી
કરી **પેથાપુર**માં ચોમાસૂં રાસ રચ્યો મન રંગેંજી. શી. ૮

ગૂરૂ ગુંણ મછ્ચી ગહન ભર્યો, તર્યો ન જાઇ તેહ
ગૂરૂ પરઉપગારી કહ્યાં જિમ જગભાસ્કર મેહ. ૬
ગૂરૂ તૂલ્ય સકલંક કિમ, ખીંણો ઝિંણો ચંદ,
ગૂરૂનીધી શશી અકલંક દ્યુતિ, તજે કુંમતોદ્ધત ફંદ

(પત્રની નીચે ગુરૂને માટે સવૈયો ટાંકયો છેઃ
ગ્યાંનકો ઉજાગર સહજ સુખસાગર સુગુન રત્નાગર વૈરાગરસ ભર્યો હેં
સરનકી રીતિ હરેં મરનકો ભય ન કરેં કરનસોં પીઠ દેત ચરન અનુસર્યો હેં
ધરમકો મંડન ભરમકો વિહંડન પરમ નર મધ્યે કેં કરમસોં લર્યો હેં
અઇસા મુનિરાજ ભુઅલોકમેં વિરાજમાંન નિરખી બનારસી નમસ્કાર કર્યો હે; ૧)

પિપીલ્લિકા તજીનેં કર્યો, મયગલ મત્તંગ જેંણ,
તે ગૂરૂ ગુંણ કિમ વીસરે, ત્રિકરણ પ્રણમૂં તેણ. ૮
શારદ મૂખ શારદ શશી, સંપૂરણ સુવિશાલ
કર વિંણા શ્રુત ધારણી, આશન જાસ મરાલ. ૯
દસન અનાર પ્રવાલ અધર, ધનૂહ જિસ્યો ભ્રૂવંક
કટી તટી લંકે કેશરી, મૃગ દગ વક્ર મયંક. ૧૦
તે ત્રિપુરા સમરૂં સદા, વેદ વક્ર ધુઆ સત્ય,
જડ ઉદ્ધત ફેડણ રવી, કરૂં પ્રથમ પ્રાણિપત્ય, ૧૧
તૂઝ ગુંણ રૂપમંદિર તણો, કૂંણ નર પાંમે પાર,
મૂઝ મતી માફિક માતજી, સહી કરજ્યો કરી સાર. ૧૨
માતા મૂઝ કરૂંણા કરી, આપે વચન વિલાશ,
હૂં તાહરે આધારથી, રચૂં રશીક એ રાસ. ૧૩
શીલોપરિ સંબંધ અથ, કહીસ પ્રમાદ નિવારિ
શીલ થકી કેઇ નર તર્યા, પાંમ્યા નીર્વૃતી ઠારિ. ૧૪
શીયલ પસાઇ સુખ લહ્યાં, **શીલવતી ધનપાલ**
તે સાંભળ્યો રશીક જન, કવીજન વચન રશાલ. ૧૫

પ્રવર્ત્તમાંને માસોત્તમં માસે શુકલપક્ષે તિથૌ દ્વિતીયાયાં તરણીવાસરે લિપિકૃતો પં ઉત્તમવિજય શ્રી પેથાપુરે શુભં ભવતુ કલ્યાંણમસ્તુ શ્રીરસ્તુ શ્રીસુવિધીનાથ પ્રશાદાત્ કલ્યાંણા. ૮૭-૧૪ અનંત. આ કવિની પોતાની હસ્તલિખિત પ્રથમ પ્રતિ સુધારાવધારાવાળી છે.

**(૧૧૦૯) ઢુંઢક રાસ સં. ૧૮૭૮ પોશ શુદ ૧૩ રાધનપુરમાં**

આદિ—

વેગલો રહેને તુ ગોવાલિયા વાટેં જો વનમાલીરે,
અથવા ઉંચી માધવજીની પીપલીરે, નીચા માધવજીના નેવ વાલ્હા —એ દેશી.

**સરસતી** ચરણ નમિ કરી કહેસ્યું, ઢુંઢક ધર્મ્મ અધીરરે,
ધર્મવંતા ધરેં ધાન ભરે છે, ઢુંઢા ખાવે ઢોરરે, ૧
ગુરૂઆણા જો સિર ધારે, લગેં ન ઢુંઢક પાસરે,
અમૃત ભોજન કછુઅ ન ખાવે, ચ્યાર દિવસ નિશ્વાસરે. ૨

અંતે— ઢાલ ૭ કલસ.

વાંસળી કિહાં વિસારીરે, સાચું બોલો સામળીયા—એ દેશી.

ઈમિ જૈન ધરમને ગાયોરે,
જૈન ધરમ જગમાં રૂડોરે, નવ નિધિ ઋદ્ધિ ધર પાયોરે,
જિન પ્રતિમા જિનવર સરખીરે, જેં સઘલે સિદ્ધાંતે પરખીરે, ૧
જિન પૂજાના ફલ જેહવારે જે પ્રતિમા પૂજન ફલ તેહવારે,
તિણે પ્રતિમાલોપક નિંદારે, પ્રતિમાપૂજક પિણ વંદારે. ૨
જૈન હક વરતુ લહીયેરે, નંદા તેહની નવિ કહીયેરે,
અમદાવાદ સહર મઝારરે, સહૂ ચઢયા હુતા દરબારેરે. ૩
કર્યો ન્યાય અદાલિત માથેરે, ત્યારે અમે ગયાતા સાથેરે,
ત્યારે ઢુંઢ સત્તાથી ભાગ્યારે, જૈન શાસન ડંકા વાગ્યારે. ૪
એ વાતાં નિજરે દીઠીરે, જૈન હીયડામાં લાગી મીઠીરે,
જવ ઝાઝા વરસ તે થાયેરે, તબ કાંઈક વિશરી જાયરે. ૫
પછે કોઈક નર પુછાયેરે, આડું અવલો બોલાયેરે,
જૂઠાબોલા કરી જગાયેરે, દુનિયાં નવ છતી જાયેરે. ૬

જે ભવિ સુંણસ્યેં ભણસ્યે ગણસ્યેં, તસ ઘરિ મંગલમાલાજી,
દિન દિન સઘલી સંપત્તિ મલસ્યેં, વધસ્યે સુજસ રશાલાજી. શી. ૯
પંડિત માંહિં શીરોમણિ સુંદર, **વિમલવિજય** ઉવઝાયાજી
શીષ્ય તાસ શ્રી **શુભવિજય** ગુરૂ, વાચક બિરૂદ ધરાયાજી. શી. ૧૦
તાસ શીષ્ય શ્રી **હીતવિજય** ગણી, ગુરૂ ગુણ માંહે ગીરૂઆજી
શ્રી **માણિક્યવિજય** સીસ તેહના, તે પણ ગુંણમણી દરિઆજી.૧૧
તસ સીસ **ધન્નવિજય** ગુણસાગર, શ્રુતઆગર સીસ તેહનાજી,
**ગૌતમવિજય** ગુરૂ ગુણવંતા, ગુંણમણી પાર ન જેહનાજી. શી. ૧૨
તસ પદ સેવક **હેઅવિજયવર**, કમલાકીર્ત્તિ કમાયાજી,
તસ લઘુબાંધવ ગુણનીધી ગિરૂઆ, **ખુશાલવિજય** ગુરૂ રાયાજી. ૧૩
તેહનેં બાલકેં **ઉત્તમવિજયેં**, સુંદર સીત્તર ઢાલેંજી
ગાયો રાસ અધિક રસ આંણી, જોઇ ચરીત્ર રશાલેંજી. શી. ૧૪
ઓછૂં અધિકૂ જે કહેવાણું, મીથ્યા દૂકૃત તેહજી
ચંદ્રાતપ લગેં રાસ એ રહિજ્યો, ભવિ સુંણજ્યો ધરી નેહજી. ૧૫
સંવત **નગ મુની અહી વિધુ વરસે** મૃગશિર માસ સોહાયોજી
તિથી પંચમી શીતવાર વિરોચન વિજય મુહુર્ત્ત મન ભાયોજી. ૧૬
ચોથો અટયાવીસ પ્રથમેકાદશ બિહું ત્રિહું સોલ પ્રમાંણજી
ચ્યાર ખંડ સાંભલિનેં શ્રોતા, કવિનાં કરજ્યો વખાંણજી. શી. ૧૭
વિક્તા જો વરણવીનેં કહેંસ્યેં, હિત ધરી શ્રોતા સુણસ્યેંજી
તો રસ ઉપજસ્યેં સહિજનનેં, શીયલતણા ગુંણ થુંણસ્યેજી. શી. ૧૮
હોસ્યે ઘરઘર મંગલમાલા, સુણતાં રાસ ઉલ્લાસજી
ધણ કણ કંચણ લીલા લચ્છી, **ઉત્તમવિજય** વિલાશજી. શી. ૧૯

—ઇતિશ્રી ધનપાલ ચરિત્રે પ્રાકૃતબંધે ધનપાલવિદ્યા પ્રાપણ, શીલવતી મલણ નિજગૃહે આગતા શ્રેષ્ટપદ પ્રાપ્તા માતૃપિતૃ સંયમ ગ્રહણ ગુણમંજરિ પૂત્રજન્મ ધનપાલ નૃત્યપેખણ વૈરાગ્યપ્રાપ્ત ગુરૂપાર્શ્વે પૂર્વભવશ્રવણ યુવત્યૌ સંગેન સંયમગ્રહણાપવર્ગપદ પ્રાપ્તઃ એતેન સંબંધે વચ ચતુર્થોલ્લાસ સંપૂર્ણમ્. સંવત્ ૧૮૭૮ ના વર્ષે શાકે ૧૭૪૩ ના

**(૧૧૧૦) સિદ્ધાચલ સિધ્ધવેલિ. ૧૩ ઢાલ સં. ૧૮૮૫ કાર્તિક શુ. ૧૫ પેથાપુર.**

આદિ—

॥ ૯૦ ॥ શ્રી ગોડી પાર્શ્વનાથાય નમઃ શ્રી સિદ્ધાદ્રિ નમઃ ॥ દુહા

પાસ તણા પદકજ નમી, સમરી શારદ માય,
**વિમલાચલ** ગુણ વરણવું, સાંભલતાં સુખ થાય. ૧
પુણ્યે નરભવ પામિને, જે કરે તીરથ જાત્ર,
તસ પદ તલ પાવન હુવે, નામે નિરમલ ગાત્ર. ૨
**અરબુદ અષ્ટાપદ સમેત**, સહુ તીરથ સુખકાર,
ભુવિ ભામિનિ તિલ સારિખો, સિદ્ધાચલ શ્રીકાર, ૩
કાર્તિકી પુનિમે પ્રણમતાં, પાતિક દૂર પુલાય,
ઇતિ ઉપદ્રવ ભય મિટે, સુખ સંપદ ઘરિ થાય. ૪

અંતે— ઢાલ ૧૩

ગાયો ઇમ જ્યોતિરૂપ જગદીશ અલખેલો આદેસર,
આનંદ ઘર હોવે અહનીસ, ખિજમત તુઝ ખેમંકરરે.

× × × ×

ગાયો ગિરિ ઇક્ષૂવંશી ઇશ ઢાલો તેર કરી તાજીરે,
**અઢાર પંચ્યાસિઈ** કારતિક માસ, રૂડી પુનિમે દિલ રાજીરે. ૮
લઘુ પોષધશાલે સુવિશાલ, રહિ **પેથાપુર** ચોમાસેરે,
ગિરિ ગુણ ગાથા રંગ રસાલ, સુણંતા સંઘને સુખ થાસેરે. ૯
શ્રી **વિજૈપ્રભસૂરી** પરિવાર, વિમલવિજય ગણિ ઉવઝાયારે,
તસ સિસ વાચક પદના ધાર, શ્રી **શુભવિજય** ગુરુરાયારે. ૧૦
શ્રી હિતવિજય ગણી તસ સીસ, **માણિક્યવિજય** ગુણે ગાજેરે.
તેહના ધન્નવિજય ધનઇસ, ગૌતમવિજય ગુરૂ રાજેરે. ૧૧
સીસ ખુશાલવિજય ગુરૂ ખેમ, ગુણનિધિ ગુરૂને સુપસાયોરે,
ઘર બેઠા હોજ્યો ફ્લ ઇમ, **ઉત્તમવિજયે** ગિરિ ગાયોરે. ૧૨

—૯-૧૧ પ્રત નં, ૨૪૧૧ શ્રીમુક્તિ૦ વડોદરા.

અંગ ચોથું સમવાયરે, અમે જુઠું નહિ કહીવાયરે,
આટામાં લૂણ સમાયેરે, જિનશાસન ફરસી થાયેરે. ૭
સાચા ખોલા મુનિરાયરે,
જે મૃગતૃષ્ણાજલ ધાયેરે, તે આપમતી કહેવાયેંરે. ૮
અવિલંબ્યા ગુરૂ પાયેંરે, સાચું સોનો કસાયેરે.
સાચી વાતાં અમેહિં ભાખીરે, લોક હજારો સાખીરે. ૯
**અઢાર અઠયોત્તર વરસે** શુદિ પોષના તેરસ દિવસેંરે,
કુમતિને શિક્ષા પિણ દીધીરે, તવ રાસની રચના કીધીરે. ૧૦
**રાધનપુર**ના સહવાસીરે, **તપ**ગછ કેરા ચોમાસીરે,
**ખુસ્યાલવિજય**નો સીસરે, કહે **ઉત્તમવિજય** જગીસરે. ૧૧
જે રસ ભર એહને ગાસ્યેરે, સૌભાગ્ય અખંડિત થાસ્યેરે,
સાંભલસ્યે રાસ રસીલારે, તે લહિસ્યે અવિચલ લીલારે. ૧૨

—(૧) સંવત ૧૮૮૧ વરષે માક્ષર વદ ૪ દિને લષીતં ભાઇ અખેચંદ લખુ છું ભાઈ ફત્તેભાઇ લખાવ્યું છે. વડોદરા મધ્યે પટોલી પોલ મધે. ૬-૧૪ પ્ર. કા. નં. ૩૧. (૨) સંવત્ ૧૮૮૦ માઘ માસે કૃષ્ણપક્ષે ૫ દિવસે મુંબઇ બંદરે સકલ પંડિત શિરોમણી પં. શ્રી ભક્તિચંદ્ર ગણી તત્ સીષ્ય પં. શ્રી ઉદયચંદ્ર ગણી તત્ શીષ્ય પં. શ્રી ઉત્તમચંદ્ર ગણી તત્ શીષ્ય પં. શ્રી શિવચંદ લષીતં. મુની દધીચંદ્ર અર્થે શ્રી વિજય જૈનેંદ્ર સુરી રાજ્યે તપાગછઇ. ૯-૧૧ પોથી નં. ૮૯ વડાચૌટાઉ૦ સુરત. (૩) લિ. સં. ૧૮૮૧ પત્ર ૫ નં. ૧૭૮૭ લીં. (૪) ૪-૧૬ મો. સેં. લા. (૫) સંવત્ ૧૮૭૮ના વર્ષે ફાલ્ગુન માસે શુકલપક્ષે ષષ્ટી વાર બુધે લખિતં ૬-૧૩ વિ. ને. નં. ૩૩૧૯ (૬) ઇતિ લૂંપક લોપક જિનશાસનયોત્પતિ શુભંભવતુ. જગાણા લખીતં ગોરજી રાઘવજી સંવત ૧૮૭૯ આસો શુદિ ૧૦ શુક્રે. ૭-૧૨ ગો. ના. (૭) લ૦ પ્રતાપવજે શ્રી ડીસા નગ્રે શ્લોક ૧૭૦; ૯-૧૧ દા. ૩૬ ડા. અ. ભં. પાલણપુર.

સુગમાર્થં સિદ્ધયે, સ્વકૃતં સ્વલિખિતં સુધિભિ : નેષ્યંયા વાચનીયમ
૧૮૯૪ના આશ્વિન શુદ ૧૩. (૧૮૯૩)

(૩) પ્રકાશક. કર્તાના પ્રશિષ્ય પંન્યાસ અમૃતવિજયજી રત્ન
વિજયજી છે. વિ. સં. ૧૯૪૨માં મામાની હવેલી મધ્યે લીમીટ
પ્રેસમાં છપાવી છે પૃષ્ઠ ૨૪, આ કૃતિ શૃંગારરસમય છે.

(૧૧૧૨) નેમિ રાજિમતિ સ્નેહવેલ—૧૫ ઢાલ.

આદિ— દૂહા.

શ્રી શંખેશ્વર પાસજી, હરી જરા હરનાર,
તસ પ્રણમું પ્રેમેં કરી, શિવરમણી ઉરહાર. ૧
સરસ વચન દાયક સદા, ભગવતિ ભારતી જેહ,
શબ્દોદધિ તારણ તરી, તે ત્રિપુરા પ્રણમેહ. ૨
ગુરૂગણ મણી હારાવલિ, ધરિઈ હ્રદય મઝાર,
જસ મોટો ઉપગાર છે, પ્રણમુ વારોવાર. ૩
શ્રી નેમીસ્વરની રચું, સ્નેહવેલ સુખકાર,
વચન ફુલ છે જેહના, શિવ ફલ છે શ્રીકાર. ૪
સાંભળી સજ્જન સુખ લહેં, દુરજન મન ડોલાય,
વપુ વધેં પયપાનથી, અહિ વિષ અધિકો થાય. ૫
એહ કથા કહેતાં થકાં, ઉપજે નવ નવ બુધ,
ઘનથી તરૂ વિકસે જીસ્યો, ફૂલ ફલનકી વૃદ્ધ. ૬
ભવિયણ ભાવ ધરિ કરી, સુણજ્યો બહુ સુખ થાય,
ઇમ ઉત્તમ વચને કરી, કહેઉં સુણજ્યો ભાય. ૭

અંતે—

ઢાલ ૧૫. મુને આલિ જસોદાને છઈયે રે—એ દેશી.
રાજુલ જિનપાસે જાય રે, જઇ વંદે જિનના પાય રે,

× × × ×

(૧૧૧૧) **શ્રી નેમિનાથ રસવેલી.** (નેમ રાજુલ વિષયે) સં. ૧૮૮૯ ફા. શુ. ૭

આદિ—

મારે ઘરિ આવજ્યોરે રસિયા, તમે મારા હૃદય કમલમાં વસિયા એ દેશી.

સુખકર સરસતી માતા વંદૂ વાણી દોલતિ દાતા,
ગૌતમ ગુરૂનેરે વંદી રચસ્યું રસવેલી રસકંદી. ૧
રસિયા સુણજ્યોરે રંગે, સુણતાં આણંદ આવે અંગે. રસિયા૦
આંકણી.
શૌરીપુરનો રે સ્વામી, નરપતિ સમુદ્રવિજય વડનામી,
રાંણી શિવાદેવી રાજે, ગિરૂઓ નેમિકુંઅર ગુણ ગાજે ર રસિયા.

અંતે—

રસ માંહે વિરસ ન વરણીયેં, એ વરણનનો વિવહારરે,
સાકરમાં ખાર ન નાંખીયેં, સમઝૈ તે જાંણ સંસારરે. ૧૧ ર.
તેંણેં રાજુલ વિરહ વિલાપતેં, નથિ વરણવ્યા રસવેલિ માટેરે,
તિહાં કાંટા કાંઈ ન નાંખીયેં, ફૂલે કેલિ કમલ જિણિં વાટેરે ૧૨ ર.
ધરમનિંદા નેં ભેદ પંક્તિનો નિદ્રા છેદક નિરધારરે,
સુકથા-ભંગી ગુરૂદ્વેષીયો પાંચ મધ્યમ શાસ્ત્ર મઝારરે ૧૩ ર.
મેં રાસ રચ્યો રસવેલિનો, રસશાસ્ત્રનેં નયણે નિહાલીરે,
કહું રસમય સાસ્ત્ર એ રૂઅડું વાલ્હું, જે ઘરિ નીત્ય દિવાલીરે. ૧૪ ર.
અઢાર નવ્યાસિયૈ નેહથી, ફાગુણ શુદિ સાતિમેં સાચીરે,
કહે ઉત્તમવિજય ખુસાલનો, રઢીયાલા રસમાં રાચીરે. ૧૫
રૂડી રસવેલેં રસિયા રમૌ.

—(૧) ૧૧-૧૨ વિજાપુર જૈન જ્ઞાનમંદિર પ્રત નં. ૬૪૦ (૨) ઇતિશ્રી નેમનાથસ્થ રસવેલી લિખિતં ઉત્તમવિજય ગણિના. સંવત્ ૧૮૯૧ના વર્ષે પૌષ વદી ૧ દિને શ્રી રાજનગરે સામલાજીની પોલી મધ્યે શ્રીમત્તપાગચ્છનભો નભોમણિ લઘુ પૌષધશાલીય સુરિ સોમમોદદઃ આણંદઃ તચ્છિષ્ય ભાનુદયસોમ સૂરિભિઃ લિપિકૃતોયં

**૫૩૮ શિવચંદ** ( ખ. ક્ષેમકીર્ત્તિશાખા રૂપચંદ–પુણ્યશીલ–સમયસુંદર શિ. )

**(૧૧૧૩) નંદીશ્વર પૂજા**

—પત્ર ૧૪ પો. ૭૫ દાન૦

**(૧૧૧૪) વીશ સ્થાનક પૂજા** સં. ૧૮૭૧ ભા. વ. ૧૦ અજીમગંજ.

—(૧) પત્ર ૨૦ સં. ૧૯૫૭ ફા. વ. ૭ વીકાનેર મધ્યે મહાત્મા હીરાલાલ લિ. પો. ૭૫ દાન૦ (૨) શિવચંદ લિ. પો. ૧૮ અબીર.

**(૧૧૧૫) ૨૧ પ્રકારી પૂજા** [એકવિંશતિ વિધાન જિનેંદ્ર પૂજા) સં. ૧૮૭૮ માઘ શુ. ૫ રવિ.

આદિ— દોધક (દૂહા).

મંગલ હરિચંદન રૂચિર, નંદન વિપિન ઉદાર,
**વામાનંદન**–પદ–પદમ, વંદન કરિ જયકાર. ૧
પ્રવચનમેં પ્રભુની કહી, એ ઇકિવીસ પ્રકાર,
પૂજ હિત સુખ ખેમ શિવ પદ કરણી મનુહાર. ૨

અંતે— રાગ ધન્યાસિરી, તેજ તરણિ મુખ રાજે એ ચાલ.
જિનજીકો સુરપતિ ગુણ ગાવૈ,
જે ઇકિવીસ ભેદ જિન પૂજા, કરઇ કરાવૈ ભાવૈ.
તે જન સકલ દુરિત અરિ હરી કરી, તીર્થંકર પદ પાવૈ. ૧
વરસ **નાગ રિષી વસુ ધરણી** મિત, સકલ સંઘ સુખ પાવૈ,
માઘ માસ સિત પંચમિ દિનકર, વાસર સહુ દિન રાવૈ. ૨
શ્રી **જિનચંદ્રસૂરિ** ખરતરપતિ, પટનભ તરણિ કહાવૈ,
શ્રી **જિનહરખસૂરિ** સૂરીસર, વિજયમાન વડદાવૈ. ૩
**ક્ષેમકીર્ત્તિ** શાખા મંડનવર, મહોવઝાય પદ ચાવૈ,
**રૂપચંદ** વાદીંદ્ર બિરૂદ ધર, જસુ ગુણિયલ ગુણ ગાવૈ. ૪
તસુ વિનય વાચક વર પદધર, **પુણ્યશીલ** શુભ ભાવૈ,
**સમયસુંદર** ગણિ તસુ પદ પંકજ, સેવત ભમર કહાવૈ. ૫

અહિમહી ભોજન દધિ. (ભોજનદધિ અહિમહિ) જેહરે,
સંવત સંવચ્છર એહરે,
રીષ આશ્વિન નેં ભૃગુવારરે, તીથી પંચમી ગ્રહી સુવિચારરે. ૧૧
ઢાલ પનર કરી એ ગાયોરે, સહી શાસ્ત્રની સાખેં ધ્યાયોરે,
જેહ હોય ગુણી મહાબુદ્ધિરે, તેહ વાંચીને કરજો સુધિરે. ૧૨
ગુરૂ શ્રી ગૌતમવિજયજીરે જેહને સંદેહ ગાંઠિનેં ભંજીરે
પાટે હેમવિજયજી રંજીરે, તસ ભાઇ ખૂશાલવિજયજીરે. ૧૩
તસ શિષ્ય તે ઉત્તમ બોલેરે, નહિ નેમ સમો યુગ તોલેરે,
સનેહ એક પખો છે જાસરે, તેને ઉત્તમવિજય સ્યાબાસરે. ૧૪

(આમાં પંદર તીથિ, બાર માસનું પણ વર્ણન છે. દેશીઓ તત્કાલીન જૈનેતર પદોની છે. જેવી કે ૧ ગોકુલ મથુરારે વાલ્હા, ૨ વાલાજીરે ચંદ્રાવનનેં ચોક કેં વેલા પધારજોરે લોલ, ૩ સખી આનંદે આદીતવાર સહિયર કહૂં છૂં રે-(પા. સમોસર્યા જિનરાય) ૪ મારો વાલો દરીયાપાર મોરલી વાગે છે (પા. મારો વહાલો છે દરિયા પાર મનડું માન્યું છે) ૫ ગોકુલની ગોવાલણી મહી વેચવા ચાલી, ૬ તુંમે ઓરાનેં આવોરે કહૂં એક વાતલડી ૭ રાજકુલે રહ્યા રાજકુમાર વરપાતલીયાજી, (પા. જોઇ જોઇરે જોગ તણી દશા અલબેલાજી) ૮ મેંતો દુખના ડુંગર ડોળ્યારે નાથ અમારા નિંગુણા છો નિશનેહી ૯ આવા હરિ લાસરીયા વાલ્હા (પા. ઓધવજી નહિરે ઘટે એહવું) ૧૦ રઘુપતિ રામ હૃદયમાં રહેજોરે. ૧૧ ડમરો મરૂઓ ગુલતારિ ગુલતોરોરે વાલાજી. ૧૨ તખતેં બેઠા કેસરીયાજી સોહે. ૧૩ દેશી લાવણીની ૧૪ હાંરે ઇમાં સું જાસ્યે તારૂં, મોહનરાય મહી ઢલસ્યેં માહરૂં. ૧૫ સુંને ઝાલિ જસોદાના છઇયેરે. (પા. સામલીયાજી). (૧) જશવિજય સંગ્રહ. (૨) ઇતિ સ્નેહવેલ સમાપ્તં ા ખંભાત મધ્યે । ૮-૧૬ પ્રત નં. ૨૩૮૪ શ્રી મુક્તિ૦ વડોદરા.

---

મહા પૂર્વ જસુ ભુરિ નરેશ્વર, વંદે પંદ ઉલસાયા,
તાસ સીસ વાચક **પુણ્યશીલ** ગણિ, તસુ શિષ નામ ધરાયા. ૬
**સમયસુંદર** અનુગ્રહે ઋષિમંડલ, જિનકી સોભ સવાયા,
પૂજ રચિ પાઠક **શિવચંદે**, આનંદ સંઘ વધાયા, હાંરે. મેરે. ૭

કાવ્યં

સલિલ ચંદન પુષ્પ ફલવ્રજૈ સુવિમલાક્ષત દીપ સુધૂપકૈ
વિવિધ નવ્ય મધુ પ્રવરાન્નકૈ જિનમમીભિરહં વસુભિર્યજે ॥ ૧

ॐ ह्रीं श्रीं परमात्मने अनंतानंतज्ञानशक्तये जन्मजरा-
मृत्यु निवारणाय श्रीमते जिनेन्द्राय अष्ट द्रव्यभिर्यजामहे
स्वाहा ॥ × × × ×

(૧) શ્રી કલકત્તા બિંદરે ૯-૧૨ અનંત. નં. ૨. પત્ર ૧૪ પો. ૮૭ નં. ૨૩૪૧ જિ. ચા. (૩) પત્ર ૨૫ તેમાં ૨૧ પ્રકારી પૂજા સહિત પો. ૧૭ અબીર. (૪) પ્ર૦ ચોવીશિ તથા વીશિ સંગ્રહ-સા. પ્રેમચંદ કેવલદાસ સંવત ૧૯૩૫ સને ૧૮૭૯ પૃ. ૫૭૩ થી ૫૮૮.

---

**૫૩૯ વિનય** (સાધુસોમ પ્રશિષ્ય)

**(૧૧૧૭)** મયણરેહા ચોપાઈ સં. ૧૮૭૦ મા. ૧૩ જયપુરમાં-
—પત્ર ૬ પો. ૧૧ નં. ૧૦૩૮ અભય૦

---

**૫૩૯ક દેવહર્ષ**

**(૧૧૧૭ ક,ખ)** પાટણ ગઝલ લ. સં. ૧૮૭૨ પહેલાં.
ડીસા ગઝલ
—બંનેની પ્રતો નાહટાજીના સંગ્રહમાં છે.

---

**૫૪૦ અનોપચંદ્ર શિ.**

**(૧૧૧૮)** માનતુંગ માનવતી સંબંધ ચો. સં. ૧૮૭૨ મા-
સ. ૧૩ જયનગર.

સમરણ કરિ જિન ગુરૂકો વલિ, તસુ ચરણ કમલ સુપસાવૈ,
પૂજ રચી પાઠક **શિવચંદે**, પરમાનંદ વધાવૈ. જિન૦ ૬

(૧) ૯-૧૩ અનંત, નં. ૨. (૨) ૮-૧૪ અનંત. નં. ૨ (૩) પત્ર ૮ સં. ૧૯૪૯ ગાડરવાડે પો. ૭૫ દાન૦ (૪) પત્ર ૨૫ કવિની ઋષિમંડલ પૂજા સહિત પો. ૧૭ અબીર.

**(૧૧૧૬)+ ઋષિમંડલ પૂજા**-ચતુર્વિંશતિ જિનપૂજા સં. ૧૮૭૯ બીજો આસો શુ. ૫ શનિ જયનગરમાં.

આદિ—

પ્રણમી શ્રી **પારસ** વિમલ, ચરણ કમલ સુખદાય,
**ઋષિમંડલ** પૂજન રચું, વર વિધિયુત ચિત લાય. ૧
નંદીશ્વર મંદિર ગિરૈ, શાશ્વત જિન મહારાજ,
અરચૈ અડવિધ પૂજસૈ, જૈસે સહુ સુરરાય. ૨
તિમ ચિત જિનપતિ ગણધરા, શ્રાવક સમકિત-ધાર,
વિરચૈ જિન ચોવીસકી, અડવિધ પૂજ ઉદાર. ૩

અંતે— રાગ તેજ તરણિ મુખ રાજૈ એ ચાલ.

ચરમ **વીર** જિનરાયા, હાંરે જિનરાયા, મેરે પ્રભુ ચરમ૦
**સિદ્ધારથ** કુલ મંદિર ધજસમ, **ત્રિસલા** જનની જાયા,
નિરૂપમ સુંદર પ્રભુ દરસણતૈં, સકલ લોક સુખ પાયા, હાંરે. મેરે. ૧
વામા ચરણ અંગુષ્ટ ફરસતેં, સુરગિરિવર કંપાયા,
**ઈંદ્રભુતિ** ગણધર મુનિજન સુરપતિ વંદિત પાયા, હાંરે. મેરે. ૨
વરતમાન સાસન સુખદાયા, ચિદાનંદઘન કાયા,
ચંદ્રકિરણ ગણ વિમલ રૂચિર **શિવચંદ્ર** ગણી ગુણ ગાયા. મેરે. ૩
વરસ **નંદ મુનિ નાગ ધરણિ** મિતા, દ્વિતીયાશ્વિન મન ભાયા,
ધવલ પક્ષ પંચમી તિથિ શનિયુત, પુર **જયનગર** સુહાયા મેરે. ૪
શ્રી **જિનહરષ** સૂરિ સૂરિસર, વર ખરતર ગચ્છરાયા,
**ક્ષેમકીર્ત્તિ** શાખા ભૂષણ મણિ, **રૂપચંદ્ર** ઉવઝાયા હાંરે. મેરે. ૫

૫૪૨ જયચંદ (ખર. કર્પૂરચંદ્ર શિ.)

(૧૧૨૦) પ્રતિમા રાસ. ત્રણ ઢાલ સં. ૧૮૭૮ ભા. વ. ૨ આગોઢાઇ.
—પત્ર ૪ લ. સં. ૧૮૭૮ પો. સુ. ૧૨ આગોઢાઇ. ગૈનાં લિ. પો. ૧ મહર. ભં.

સંવેગી મુખ પટા ચર્ચા
—પત્ર ૫ પો. ૧ મહર. ભં.

૫૪૨ ક હેમવિમલ

(૧૧૨૦ક) ઢુંઢકરાસો સં. ૧૮૭૯ કુચેરમાં.

૫૪૩ ખુશાલચંદ (ઋષિ)

(૧૧૨૧) સમ્યકત્વ કૌમુદી ચોપઇ (ઢાલ ૬૪) સં. ૧૮૭૯ વૈ. શુ. ૧૩ નાગોરમાં.

૫૪૪ દયામેરૂ [ ખ. ઉદયતિલક–અમરવિજય (નં. ૪૬૧) –જ્ઞાનવર્દ્ધન–કુશલકલ્યાણ શિ.]

(૧૧૨૨) બ્રહ્મસેન ચોપઈ સં. ૧૮૮૦ જે. સુ. ૧૦ બુધે ભાગનગરમાં.
—(૧) પત્ર ૨૫ પો. ૬૬ જય., (૨) પત્ર ૩૩ લિખિત પો. ૬૬ જય.

૫૪૫ સત્યરત્ન (ખ૦)

(૧૧૨૩) સમેત શિખર રાસ સં. ૧૮૮૦ ભા. શુ. ૫.
—(૧) પત્ર ૧૨ લ. ૧૯૨૯ ચૈ. વ. ૩ વીકાનેર બ્રા. વીકા. ૨૩૭ (૨–૩) પત્ર ૧૬ તેજ ભં. નં. ૩૦૩, ૩૦૪ (૪) પત્ર ૨૧ તેજ

—પત્ર ૬ સં. ૧૮૮૦ ફા. વ. ૬ વિક્રમપુર મધ્યે ઋ. નેમચંદેન લિ. પો. ૮ ચતુ૦

---

## ૫૪૧ નંદલાલ

**(૧૧૧૯) રૂકિમણી (મંગલ) ચોપઈ** સં. ૧૮૭૬ હુશીયારપુર.

—પત્ર ૩૮ સં. ૧૯૬૩ પો. વ. ૪ પો. ૭૯ નં ૧૯૪૫ જિ. ચા૦

---

## ૫૪૧ ક ચતુરવિજય ( નવલવિજય શિ૦ )

**(૧૧૧૯ ક) કુમતિવારક સુમતિને ઉપદેશ સ૦**

આદિ— (કુમતી કાં પ્રતીમા ઉથાપી એ દેશી).

સુધો મારગ જિનવર ભાખેં, સાસ્વતી પડીમા જેહ,
ઉર્ધ્વ અદ્ધો ત્રીછેં લોકેં દાખેં, કોડી પનર સત તેહરે.
લોકા ભોલવીયા મત ભુલો. ૧

અંતે—

પંડીત **નવલ**નો ઇણીપરે બોલે **ચતુર** કહે સુખ માણોરે લો. ૧૨

**બીજનું સ્ત૦** સં. ૧૮૭૮ આષાઢ શુ. ૧૦ સિદ્ધપુરમાં.

આદિ— (દેશી સુરતીની)

સરસ વચનરસ વરસતી, **સરસતી** કલા ભંડાર,
બીજતણો મહીમા કહું, જિમ કહ્યો શાસ્ત્ર વિચાર.

અંતે— (કલશ)

ઇમ **વીર** જિનવર સયલ સુખકર, ગાઇયો અતી ઉલટ ભરે,
આષાઢ ઉજલદશમી દિન સંવત **૧૮૭૮ તરે**.
બીજ મહીમા એહ વર્ણવ્યો રહી **સીદ્ધપુર** ચોમાસું એ,
જે ભવીક પ્રાંણી ભણે ગુણે તસ ઘર લીલ વિલાસ એ. ૧૬

—૨-૧૪ આ. ક.

---

મરૂધર દેશ પાલી નગર મઝાર, કરયો ચોમાસ ધરી હર્ષ અપાર,
વર્ષ બયાસી સંવત અઢાર, મહા સુદ પાંચમને રવિવાર.
પ્રશ્નોત્તર ગ્રંથ કીધો સાર, આતમ અર્થને હિતકાર,
ભણતાં ગણતાં જયજયકાર, લક્ષ્મી લીલા પામે અપાર. ૧૨

—૨૬૪ પાનાં-૧૧. સં. ૧૯૨૫ આશ્વિન સુદ ૧૪ વાર મંગલ. ભટ રૂપશંકર નાગેશ્વર લિ. પોથી નં. ૭ વડા ચૌટા ભં. સુરત.

અધ્યાત્મગીતા બાલા૦ સં. ૧૮૮૨ આષાઢ શુ. ૨ ગુરૂ પાલીમાં.

—પત્ર ૯૩ સં. ૧૮૮૫ ચૈ. શુ. ૭ ભૃગુવારે હુકમચંદ લિ. પાલી મધ્યે. ગો. ના. ( જુઓ જૈનયુગ પુ. ૨ પૃ. ૧૪૫ )

---

## ૫૪૬ લાલવિજય (૨) ( દર્શનવિજય-માનવિજય શિ.)

**(૧૧૨૫) ઈલાકુમાર રાસ સં. ૧૮૮૧ આશો શુ. ૧૫**

અંતે—

સંવત શશિ નાગ સિદ્ધિ ચંદ્રોરે આસુ માસ, મે૦
શુકલપક્ષ તિથી પુરણિમારે, લાલ પૂરણ કીધો રાસ, મે.લા. ૧૮
દરસણવિજે પંડિત દિપતારે લાલ, માનવિજય મુનિરાય,
લાલ કહે ભાવ રાખજ્યોરે લાલ, તઉ સુગતીનાં સુખ થાઇ. મે. ૧૯

—ગાથા ૩૨૩ લિ. લાલવિજયેન દાસણ મધ્યે પ્ર. કા.

## ૫૪૭ દીપવિજય (૩) [ કૃષ્ણવિજય શિ. ]

**(૧૧૨૬) ચોવીશી** લ. સં. ૧૮૭૮ પહેલાં.

આદિ— ઋષભ જિન સ્ત.

(કડકારાં વાજાં હે હાજા મારૂજીયાં મારૂજી કડકારાં ધુરીયારે નિસાંથ, રા સોરઠમેં સોરઠમેં હે સૂરજ ઉગીયો મારૂજી. એ દેશી)
પ્રહ ઉઠી વંદૂરે ઋષભ જિણંદને સાહિબજી, નાભી નરેંદ કુલ સિણગાર,

ભં. નં. ૭૭૮ (૫) પત્ર ૧૧ પો. ૧૫ નં. ૨૭૩ દાન. (૬) પત્ર ૧૨ નં. ૧૮૮ ક્ષમા. (૭) પત્ર ૧૩ સં. ૧૯૨૧ કા. વ. ૩ વીકાનેર મધ્યે હરલાલ લિ. પો. ૧૭ નં. ૧૭૭૭ અભય.

---

**૫૪૫ કુંવરવિજય** [ત૦ પદ્મવિજય (નં. ૪૧૯)–અમીવિજય (નં. ૫૪૨) શિ૦ ]

**(૧૧૨૪) +અષ્ટપ્રકારી પૂજા.**

**આદિ—**

ત્રિજગનાયક તું ધણી, મહા મહોટો મહારાજ,
મહોટે પુણ્યે પામિયો, તુમ દરિશણ હું આજ. ૧
આજ મનોરથ સર્વ ફળ્યા, પ્રગટયાં પુણ્ય કલ્લોલ,
પાપ કરમ દૂરે ટળ્યાં, નાઠાં દુઃખ દંદોલ. ૨

**અંતે—**

**જિન ઉત્તમ** પદ **પદ્મની**, નિત સેવા કરો ત્રણ કાળ,
નિજરૂપ પ્રગટે સુખ હોવે, **અમિ કુંવર** કહે નહિં વાર. ૫

—પ્ર૦ વિવિધપૂજા સંગ્રહમાં પૃ. ૫૮૯ થી ૫૯૩.

ગદ્યકૃતિ

**અધ્યાત્મ પ્રશ્નોત્તર** (ગદ્ય) સં. ૧૮૮૨ મહા શુદ ૫ પાલીમાં.

**અંતે—**

અંતર્દૃષ્ટિ દેખિયે, પુદ્ગલ ચેતનરૂપ,
પર પરિણતિ હોય વેગલી, ન પડે તે ભવકૂપ.

× × × ×

ચોપઇ

**ખી**માવિજેરે ખિમાના ભંડાર, જિન ઉત્તમ પદના દાતાર,
એહવા ગુરૂનેં નીત એવો સહૂ, નિજરૂપ પ્રગટેં સુખ લહો બહુ. ૮
**અમી** કુંયર તસુ પ્રણમી પાય, ગ્રંથ કીયો ભવિજન સુખદાય,
અલ્પબુદ્ધિ મેં રચના કરી, શુદ્ધ કરો પંડિતજન મિલી.

પ્રણમી વીર જિણેસર પાય, કરે ઓછા ગૌતમ ચિત લાય,
પુન્ય જયણા ચંદ્રોદય ઠાંમ, કેલા કહિયે ત્રિભુવન સ્વામિ. ૧
મધૂર ગીરા જંપે અરીહંત, સાંભલ તેહ તણો વિરતંત,
ધરી મન જીવ દયાનુ અંગ, બાધે ચંદ્રોદય દસ ચંગ. ૨
ખાંડણુ પીસણુ ચૂલક ઠાંમ, ચૈત્ય સામાયક જલ વિશ્રામ,
પોઢણુ ધાન વિગય ભોજન, એ દશ ઠામે કરીયેં જતન. ૩

× × × ×

અઢાર પંચાસિય ફાગુણ માસ, શ્વેત ભુવન તિથિ ભાખી ખાસ,
પાલણપુરમાં કિયો અભ્યાસ, વામાસુતં મન પૂરી આસ. ૫૫
પ્રેમે સેવો દયા એકતાર, લહો જસ કાંતિ રૂપ અપાર,
કહે કવિ કૃષ્ણવિજયનો સીસ, જયણા ધર્મ કરો નીસદીસ. ૫૬

—ઇતિ શ્રી ચંદ્રોદય પ્રસંગે મૃગસુંદરી માહત્મ્ય ગર્ભિત છંદ ચોપઈ સંપૂર્ણઃ સં. ૧૯૦૮ના માધવકૃષ્ણ તૃતિયા ગુરવાસરે લિપિકૃતમ્ ૩ પત્ર પ્ર. કા. નં ૬૧૫.

---

## ૫૪૮ શિવલાલ (પૂ. અનોપચંદ–પન્નાલાલ શિ.)

(૧૧૨૭) રામ લક્ષ્મણ સીતા વનવાસ ચોપઈ સં. ૧૮૮૨ માઘ વ. ૧ વીકાનેરમાં.

—(૧) પત્ર ૧૨ સં. ૧૮૯૩ શ્રા. સુ. ૧૩ મંગલ લિ. પો. ૮ ચતુ. (૨) પત્ર ૧૨ સં. ૧૮૮૨ માધવ વદિ ૧ સોમ વીકાનેર મધ્યે મુકનજી ભં.

---

## ૫૪૮ક ઉદયચંદ.

(૧૧૨૭ક) બ્રહ્મવિનોદ સં. ૧૮૮૪ જોધપુર

—પત્ર ૪ સં. ૧૮૮૪ કા. શુ. ૧૦ જોધપુર મધ્યે લિ. સાધુ પં. નગવિજય શિ. ચેતવિજય પઠનાર્થે પો. ૮ ૩ નં. ૨૨૨૫ જિ. ચા.

રા સોરઠમેં હે તીરથ થાપીયો સાહિબજી, વૃષભલંછન હે ચામીકર
દેહ રા૦
ઘણુ સય પ્રંચ પ્રોઢ મનોહાર. રા સોરઠ. ૧
× × × ×
કાલ અનાદે હે તીરથ એ થયે સા૦ કરી અખીયાયત જૂગાદીરાય,
**શ્રીપતિવિજય** હે ગિરી ગુણ ગાવતાં સા૦ આતમજ્ઞાંન **દીપ**
પ્રગટાય. રા. ૬
(શ્રીપતિ એટલે કૃષ્ણ, તેથી શ્રીપતિવિજય એટલે કૃષ્ણવિજય)
અંતે— ૨૪ મહાવીર સ્તવન.
સીતલ જિન સહજાનંદી એ દેશી.
સિદ્ધારથ ત્રિશલાનંદ કુલ કુમુદ વિકાસન ચંદ
માનું ઉપસમ રસનો કંદ. ૧
જગત ગુરૂ **વીર** પરમ ઉપગારી, નિરૂપાધિક દાંન દાતારી-જગત૦
× × × ×
સંચમ ગતિ દાયક સ્વામી **દીપે** વિબુધ અંતરયાંમી
શિવનારી હૃદય વિસરામી-જગ૦ ૯
(કવિના ગુરૂનું નામ કૃષ્ણવિજય છે. જુઓ નમિ જિન સ્તવનની અંતેઃ—
ઋદ્ધિ વૃદ્ધિ બહુ મેં લહી, ગુરૂ કૃષ્ણવિજય સુપસાયેરે,
**દીપ** સેવકે વિનતી કહી૦ । વગેરે ઘણાં સ્તવન અંતે છે.
—સંવત્ ૧૮૭૮ વર્ષે સાકે ૧૭૪૩ પરવર્તમાંને મૃગસર માસે
રવીવારે કૃષ્ણપક્ષે લષીતં પાટણ. ૭-૧૭. મુનિ જશ૦
**સામાયક ૩૨ દોષ સઝાય**—સાંભલ મોરી સજનીજીરે એ દેશી.
શ્રી જિન સારદ સદગુરૂ પ્રણમી ભાખું સામાયિક દોષજી.
× × × ×
**શ્રી**પતિવિજય શેવક ઇમ **દીપે**, સામાયક ગુણ ગાયરે. ૧૨
—૨ પત્ર મુનિ જશ.

**કૃષ્ણ વિજય શિ.**

**(૧૧૨૬ક) મૃગસુંદરી મહાત્મ્ય ગર્ભિત** છંદ. ૫૬ કડીનો
સં. ૧૮૮૫ ફા. શુ. પાલણપુરમાં.

મોહ મદામદ વારજો, ટાલજો નારી સંગ, „ „
ધ્યાવે નવપદ ધ્યાનશું, પામો નિર્મલ રંગ. „ „ ७१
જ્ઞાન સરોવરે ઝીલીએ, બેસીએ સમકિત પાલ, „ „
ગુણ અનંતા ચિત ધરો, પામો મંગલમાલ. „ „ ७८
—જૈ. એ. ઇંડિયાની તીર્થમાલામાં.

---

**પ૫ર સવરાજ** (સાયલાનો લોંકા ગચ્છનો શ્રાવક, પિતાનું નામ હરખા.)

**(૧૧૩૨) મૂલીબાઇના બાર માસ.** ૫૨ ગાથા સં. ૧૮૯૨ માગશર શુ. ૧૩ ગુરૂ. સાયલામાં.

આદિ—

હું તો નમું સિદ્ધ ભગવંત, મુકી મન આમલોરે.
ગુણ ગાઉં મુલીબાઇ સતી, સહુ કો સાંભલોરે.
સતી શ્રાવણ સુંદર માસ, કેસેરે વખાંણુંરે.
જેહની સાખ સિદ્ધાંત મોઝાર, વદવા ન જાણુરે, ૧

(મૂલીબાઇ દશા શ્રીમાલી વણિક રતનશાની અમૃતબાઇથી થયેલ પુત્રી, કોઠારી નાનજી સાથે લગ્ન. આરજા આણંદબાઈ પાસે અભ્યાસ. પછી દીક્ષા લીંબડીમાં સં. ૧૮૬૫ના વસંત માસની વદ ચોથે રતનબાઇને હાથે લીધી. કડક તપ પાળી ૧૩ દિનનો સંથારો કરી સં૦ ૧૮૯૦ના આષાઢ શુ. ૧૪ શુક્રે સ્વર્ગવાસ)

અંતે—

સંવત અઢાર બાંણુએ જોડયા માગસીર માસરે,
તીથિ તેરસ નેં ગુરૂવાર, પખ અજવાસરે.
મૂલીબાઈ તણો મહિમા, ચઉદિસ ગાજેરે,
ભણે હરખા સુત **સવરાજ**, સાયલામાં બિરાજેરે. ૫૨
વખતસિંહ રાજાના રાજ્યમાં.

—૬-૧૩ પ્રાણજીવન મોરારજી શાહ રાજકોટ પાસે.

---

**૫૪૮ખ વિનયચંદ**

**(૧૧૨૭ખ) ચંદનબાલા ચોઢાલીઉં** સં. ૧૮૮૫ જે. શુ. ૭

—પત્ર ૪ પો. ૪ નં. ૨૫૭ અભય.

---

**૫૪૯ રૂપ** (નાગોરી લુંકા) (આ કદાચ નં. ૫૨૨ હોય.)

**(૧૧૨૮) ૨૮ લબ્ધિ પૂજા** સં. ૧૮૮૮ મા શુ. ૧૨ મકસૂદાબાદ

—પત્ર ૧ પો. ૭૫ દાન૦

---

**૫૫૦ અમરસિન્ધુર** (ખ. ક્ષેમ શાખામાં જયસાર શિ.)

**(૧૧૨૮) નવાણુ પ્રકારી પૂજા** સં. ૧૮૮૮ વૈ. શુ. ૧૩ મુંબઈ

**(૧૧૨૯) પ્રદેશી ચોપઇ** સં. ૧૮૯૨ કા. વ. ૬ મુંબઈ

---

**૫૫૧ અમીવિજય** [ત. રૂપવિજય (નં. ૫૨૮) શિ.]

**(૧૧૩૦)+ નેમરાસો** સં. ૧૮૮૯ રાજનગરમાં રચ્યો.

**(૧૧૩૦ક)+ મહાવીરનું પારણું.**

—પૃ. ૨૫૦ જૈ. પ્ર., ૨-૧૫ આ. ક.

**(૧૧૩૧) નેમ રાજુલ બાર માસ.** સં. ૧૮૮૯ રાજનગરમાં.

**અંતે—**

**જિન ઉત્તમ** પદને વર્યા, સાદિ અનંત સ્થિતિ થાય, સુણ સાહેલી
તસ પદ **પદ્મ** નમ્યા થકી, **રૂપવિજય** પદ પાય. સુણ સા. ૭૩
ઇણ વિધ પ્રીતડી પાલસ્યેં, સરસ્યેં તેહનાં કાજ. સુણ સા.
મંગલિક માલાને વરે, **અમીયવિજય** કહે આજ. ,, ,, ૭૪
સંવત **અઢારનવ્યાસીએ**, રહી **રાજનગર** ચોમાસ, ,, ,,
બાર માસ **રાજુલ નેમ**ના, ગાયા હરખ ઉલ્લાસ. ,, ,, ૭૫
પારેખ **ડુંગર**ના કહણથી, રચ્યા માસ શ્રીકાર, ,, ,,
સાંભળતાં સુખ ઉપજે, પામે ભવનો પાર. ,, ,, ૭૬

તસ શિષ્ય યુગલ ભવિક વિકસંતા શ્રી **દીપવિજય** વૃદ્ધ ભાયા,
વયરાગી ત્યાગી મતિ ગુણવંતા, **ખેમવિજય** ગુણ ગાયારે. ૧૦
સિદ્ધાંતથી કોઇ ઉત્સૂત્ર ભાખ્યાં ઉપયોગે રહિત લિખાયા,
તસ મુઝ મિચ્છામિ દુકડ હોજ્યે, ઉપગારે પંડિત ધાયારે. ૧૧
**નયન ગ્રહ વસુ ચંદ્ર** સંવત્સરે ૧૮૯૨ અશ્વિન કૃષ્ણ પક્ષાયા,
ઉત્તરા ને ઐંદ્રયોગે ભોમવારે તિથી ધનતેરસ કહાયારે. ૧૨
શ્રી **કલા શ્રીપત્ત** કુલમેં સૌભાગી **વૃજલાલ** સુત જન છાયા,
**અનુપમચંદ** સા ડાયા, જૈન ધરમ ચિત લાયા અનુભવ રંગે રંગાયા
અહનિશી ગુરૂસેવા દાંનજ દેતાં, જિણવર આંગી રચાયારે. ૧૩
**હરખચંદ** સુત **નથુચંદ** રાગી, **જયચંદ પાના** સવાયા
તસ આગ્રહ થકી રચના એ રચી, શ્રાવક શ્રાવિકા ન્યાયા
સહગુરૂ વાણી નિસુણે ભવિ પ્રાણી નિત નિત મંગલ પાયારે. ૧૪
જે કોઇ પુજા એ ભણુસે સુણુસે, તસ ઘર મંગલ થાયા
સમકીત ભવી જીવને ઉપગારે, થાપના પુજા બનાયારે. ૧૫

—પં. વિનયવિજય સુશિષ્ય પં. ખેમવિજય શ્રી કુમતીમત્ત ભંજનરાસ વિરચિતાયાં. સમાપ્ત. લ. સં. ૧૮૯૮ આષાઢ વદ ૧૩ ગુરૂવાસરે લેખક સા. વલ્લભદાસ વનમાલીદાસ જ્ઞાતે વનીક શ્રી સુરતના વાસિ ઠેકાણું સહિયેદપરા મધ્યે ૧૫૨-૮ લા૦

---

**૫૫૪ સબલદાસ** (પૂજ્ય લોંકા.)

**(૧૧૩૪) તિલોકસુંદરી વર્ણન** સં. ૧૮૯૨ ફલોધીમાં.

---

**૫૫૫ ધર્મચંદ્ર** (ત૦ વિજયદયાસૂરિ–ખુશાલવિજય અને કલ્યાણચંદ્ર શિ.)

**(૧૧૩૫)+નંદીશ્વરદ્વીપપૂજા.** સં.૧૮૯૬ ભાદ્રવા શુદ ૪ દમણ બંદરમાં.

## ૫૫૩ ક્ષેમવિજય (ત. રૂપવિજય-માણેકવિજય-જીતવિજય-વિનયવિજય-દીપવિજય શિ.)

**(૧૧૩૩) પ્રતિમા પૂજા વિચાર રાસ.** (કુમતિ ૫૮ પ્રશ્નોત્તર રાસ) સં. ૧૮૯૨. ધનતેરસ, સુરતમાં

**અંતે—** રાગ ધન્યાસિરી.

તુઠો તુઠોરે મુઝ સાહેબ જગનો તુઠો—એ દેશી.

ગાયા ગાયારે, મહાવીર તણા ગુણ ગાયા,
કુમતિ ભંજનમત્ત પુજા કરંતા જ્ઞાંન અમૃત રસ પાયારે. મહા. ૧
રાગદ્વેષ અદેખાઇ ન કરસ્યો, તો શિવપૂરિ સુખદાયા,
ભાવ સાચો આણી તત્ત્વ નિહાલી, ગાલી મન દંભ માયારે. ૨
ભવિયણ સાર સહુ મન ધારી, વખાણી જીનજી બતાયા,
જિન ગુણ રાગી સુબુદ્ધિ રંગાણી વાણી સદા સુપસાયારે—મ૦ ૩
શ્રીવર સિદ્ધિ રાણી લહે પ્રાણી આણી તે જિન ગુણ ધ્યાયા,
કુમતિ ભંજણ મત્ત ગુણ વરણવીયા, પડિમા થાપન ઉમાયારે. મ. ૪
**તપ**ગછે સુરતરૂ દિનકર પ્રગટયા, શ્રી **વિજયદાન** સૂરીરાયા,
તેજ પ્રતાપી જગત જસ વ્યાપી, થાપી બિરૂદ સવાયારે. મ. ૫
તદનંતર તસ શિષ્ય પરંપરા, શ્રી **રૂપવિજય** બુધરાયા,
વિમલવયણ ગુણ ઉજવલ ધારી, જૈન શાસન સોભાયારે. મ. ૬
દુરગતિ ત્યાગી સુપુણ્ય સૌભાગી, ઉત્તમ કુલ માહેં જાયા,
શ્રી **માણેકવિજય** આગમ શુભ વેત્તા ટાલતાં કુમતિની છાયારે. ૭
તસ શિષ્ય શ્રી **જીતવિજય** નગીના હેમમુદ્રામેં જડાયા,
સકલ અધિક ગુણ અતિશય ધારી જીત નિશાન બજાયારે. ૮
શ્રી **વિનયવિજય** શિષ્ય તેજ પ્રતાપી, ચિરંજીવી ભવિ ભાયા,
કુમતિ લતા જડ દુર નિવારી, **આણંદ** ગછ દીપાયારે. ૯

—(૧) ઇતિશ્રી નંદીશ્વર દ્વીપની પુજાને ઇગ્યારમો અભિષેક થયો. સંપુર્ણઃ શ્રી દમણબિંદરે શ્રી ઋષભદેવ પ્રશાદાત્ સંવત ૧૯૧૭ ના ભાદરવા વદ ૧૧ લ૦ સંકર. ૧૦-૧૨. કાલાગલા કરાંચીવાળા પાસે. (૨) પાનાં ૯ આ. ક. (૩) ૧૦-૧૨ જશવિજય મુનિસંગ્રહ નં. ૯૯ (૪) પ્ર૦ વિવિધ પૂજાસંગ્રહ પૃ. ૩૩૧ થી ૩૫૦.

---

**૫૫૬ ઉદયસોમસૂરિ** (લ૦ ત૦ આનંદસોમસૂરિ પટ્ટધર).

**(૧૧૩૬) શ્રીપાલરાસ.** સં. ૧૮૯૮ આસો પરેંડામાં.

આદિ— ચતુર્થખંડની

ચોથો ખંડ રચું હવે, શ્રી સિદ્ધચક્ર પસાય,
માંખણ ચ્યારેમાં હવે, અજ ગાડર મસી ગાય. ૧
ગોરસ ગોલી નીર જિમ, તિમ કહ્યા એ ત્રણ ખંડ
ચોથા ચોખુલા થકી, મથતા માખણ પિંડ. ૨
સાકર કથા શ્રીપાલની.

× × × ×

અંતે—

લઘુ પોષધશાલે સ તપાગણ સડસઠ પાટ સવાયા,
શ્રી આણંદસોમ સુરિ પટધર, શ્રી ઉદયસોમ સરીશયારે,
સુરત સંજતિ શ્રાવક આગ્રહે, સુગમ અર્થ સમઝાયા,
ચોથે ખંડ રચ્યો મનરંગ સાભલતાં સુખ પાયારે. મેં૦ ૬
પરેંડા સેહરમા પૂરણ કીધો, ભવિક શ્રવણ મન ધાયા,
અઢારઅઠાણું આસો ઉડીમાં એ અધિકાર વંચાયારે. મેં૦ ૭

—ચોથો ખંડજ ૧૫-૧૫ લખ્યા સં. ૧૯૦૫ બી. ડી. ૧૦૩ રો. એ. સો. મું. નં. ૧૯૭૯

આદિ—

દુહા.

પ્રણમું શાંતિજિણંદને, ચઉદ રયણપતિ જેહ,
કંચનવરણે સોહતો, લક્ષણે લક્ષિત દેહ. ૧
સુરગિરિ અષ્ટાપદગિરિ, ગિરનાર આબુ તેમ
સમેતશિખર એ પાંચને, વંદું બહુ ધરી પ્રેમ. ૨
સમરી શારદમાતને, હું રચું પુજા રસાલ,
જિમ સુણતાં ભવિ પ્રાણિને, હરખ વધે તતકાલ. ૩
વિસ્તીરણ જિનભુવનમાં, રચિ નંદીશ્વરદ્વીપ
તદનંતર પ્રભુ થાપિને, કરો અભિષેક પ્રદીપ. ૪
એકાદશ અભિષેક ઇહાં, સામાન્યે ધરો ચિત્ત,
આઠ અધિક શત તો કરો, હોઇ વિશેષે પ્રીત. ૫
સકલ સામગ્રિને મેલવિ, શ્રદ્ધાવંત નરનાર,
જલકલશા નિજ કર ધરો, પાગવા ભવજલ પાર. ૬
રહિ સમશ્રેણિ બિહું દિસેં, વાજતે મંગલ તુર,
પૂજા પ્રભુનિ ભણાવિઇ, કરવા અઘ ચકચૂર. ૭

અંતે—

રાગ ધન્યાસરી.

ગાયો ગાયો રે, નંદીશ્વર તીરથ ગાયો.
જંઘા વિદ્યાચારણ મુનિવર, જિહાં સુરનો સમુદાયો,
કિંનર કિંનરી ખેચર આવે, તિમ ચોસઠ સુરરાયોરે. નં૦ ૧
અપછરા ઇંદ્રાણિ મનરંગે, સ્નાત્ર કરે સુખદાયો,
કરે નૃત્ય સુકંઠે ગાવે, જિન પુજિ મોહ ઘટાયોરે. નં૦ ૨
તપગચ્છપતિ શ્રી દયાસૂરિના, ખુસાલવિજય ઉવઝાયો,
તાસ બંધવ સુગણગીતારથ, કલ્યાણચંદ્ર સવાયોરે. નં૦ ૩
વિજયદેવેંદ્ર સૂરીશ્વર રાજ્યે, એ અધિકાર રચાયો,
દમણ બિંદરે રહિ ચોમાસું, ગડ્ડભદેવ સુપસાયોરે. નં૦ ૪
અઢારસેં છનું ભાદ્રવ માસે, સંવચ્છરિ દિન ગાયો,
પ્રભુ સમુદાય કવિ ધર્મચંદ્રે, સંઘ સકલ હરખાયોરે. નં૦ ૫

નવતત્ત્વ ભાષા દોહા સં. ૧૮૧૫ મા. શુ. ૫ મકસૂદાબાદ

---

## ૫૫૯ જિનલાભસૂરિ ( ખ૦ સં. ૧૮૦૪ થી ૧૮૩૪ વચ્ચે)

(૧૧૪૦) ચોવીસી (૧)

(૧) ગુટકા નં. ૨૯ કૃપા૦ (૨) પત્ર ૨ પો. ૩૦ નં. ૭૮૦ દાન૦

ચોવીસી (૨)

+સૂરત પ્રતિષ્ઠા સ્તવન સંગ્રહ સં. ૧૮૨૮

—પ્ર૦ સૂરતનો જૈન ઇતિહાસ.

( સ્તવનો—પાર્શ્વ સ્ત૦ સં. ૧૮૧૮ સત્યપુર યાત્રા, દાદાજી સ્ત૦, +નવપદ સ્ત૦, આબૂ સ્ત૦ ગા ૧૯, વરકાણા સ્ત૦ સં. ૧૮૨૧ ચૈ. શુ. ૧૫ )

---

## ૫૬૦ જિનકીર્ત્તિસૂરિ (ખ૦)

(૧૧૪૧) ચોવીસી સં. ૧૮૦૮ ફા. ૧૧ બીકાનેર

—પત્ર ૮ સં. ૧૮૧૦ વૈ. શુ. ૧૨ બિલાડા મધ્યે ભીમરાજ ( નં. ૪૮૨ક ) લિ૦ પો. ૪૫ નં. ૮૦૪ કૃપા.

---

## ૫૬૧ કનીરામ ( ઋષિ )

(૧૧૪૨) તિલોકસુંદરી ચોપઈ સં. ૧૮૧૧ (?) ધનતેરસ પીપાડમા

—પત્ર ૧૬ સં. ૧૯૫૬ દિલી પો. ૮૧ નં. ૨૦૩૩ જિ. ચા.

---

## ૫૬૨ કુશલવિનય

(૧૧૪૩) ત્રૈલોક્યદીપક કાવ્ય સં. ૧૮૧૨ વૈ. શુ. ૩

—ગુટકામા જય૦

---

૫૫૬ ક જિનસૌભાગ્યસૂરિ (ખ૦)
(૧૧૩૬ ક) સમેતશિખર સ્ત૦ (ક) સં. ૧૮૯૫ માઘ વ૦ ૧૩
નવપદ સ્ત૦ સં. ૧૮૯૫ આ. શુ. ૧૫ બાલૂચરમાં
૧૪ પૂર્વ સ્ત૦ સં. ૧૮૯૬ બાલૂચર

૫૫૭ સાંવતરામ (ઋષિ)
(૧૧૩૭) મદનસેન ચોપઇ સં. ૧૮૯૮ કા. શુ. ૭ બીકાનેર
સતી વિવરણ ચોઢાલિઉ સં. ૧૯૦૭ ચૈ. વ. ૭ લશ્કર.
—બંનેની પ્રતો બહાદુરમલ બાંઠીઆ સંગ્રહ ભીનાસર

[ પૂરવણી ]

૪૬૭ ખ નિહાલચંદ પૃ. ૮
(૪૯૮ ખ) બ્રહ્મબાવની પૃ. ૮
—પત્ર ૧૦ પો. ૧૩ નં. ૨૧૨૪ જિ. ચા.

૪૬૭ ગ (બ્રહ્મ) રૂપચંદ પૃ. ૮
(૧૧૩૭ ક) બંગાલ દેશ ગજલ (નાહટા સંગ્રહ)

૪૭૧ જેમલ (જુઓ પૃ. ૨૨)
(૧૧૩૮) નેમચરિત્ર ચોપઇ (નેમ રાસ) સં. ૧૮૦૪ ભા. શુ ૫
—પત્ર ૫ પો. ૮૧ નં. ૨૦૨૩ જિ. ચા.
ખંધક ચોપઇ સં. ૧૮૧૧ વૈ. શુ. ૭ (ચતુ.)
(૧૬ સ્વપ્ન સઝાય, કમલાવતી સ૦, સ્થૂલિભદ્ર સ૦–ચતુ૦)

૫૫૮ ધર્મચંદ્ર (પાર્શ્વ. હર્ષચંદ્ર શિ.)
(૧૧૩૯) જીવવિચાર ભાષા દોહા સં. ૧૮૦૬ ચૈ. શુ. ૨ બુધ
મકસૂદાબાદ

૩ સમયસાર બાલા૦ સં. ૧૭૯૮ આશ્વિન સ્વર્ણગિરિમાં
૪ ભક્તામર સ્તોત્ર બાલા૦ સં. ૧૮૧૧ જ્યે. શુ ૧૧ કાલાઉનામાં
૫ નવતત્વ બાલા૦ સં. ૧૮૩૪ અજીમગંજમાં.
૬ વિવાહપડલ ભાષા.

૫૬૩ ભારામલ્લ
(૧૧૪૫) સપ્ત વ્યસન સમુચ્ચય ચોપઇ સં. ૧૮૧૪ આ. શુ. ૧૪ શનિ, ફરૂકાબાદ
—પત્ર ૯૨ સં. ૧૮૨૮ લિ. પો. ૩૪ નં. ૯૪૬ દાન.

૪૮૦ આલમચંદ (જુઓ પૃ. ૧૭)
(૧૧૪૬) જીવ વિચાર ભાષા (ગા. ૧૧૫) સં. ૧૮૧૫ મુર્શિદાબાદ
—નાહટા સંગ્રહ, વીકાનેર.

૩૯૫ જ્ઞાનઉદ્યોત (જુઓ પૃ. ૧૧૩)
(૧૧૪૬ ક) વીરચરિત્રવેલી ગા. ૧૭
—પત્ર ૨ નં. ૨૧૯૦ અભય૦

૪૮૨ ક ભીમરાજ (ખ. જિનવિજયસૂરિ-ગુલાલચંદ શિ.) જુઓ પૃ. ૬૫.
(૯૭૨ ક) શત્રુંજય ઉદ્ધાર રાસ સં. ૧૮૧૬ જે. શુ. સુરતમાં પૃ. ૬૫
—પત્ર ૧૨ તેમાં બીજી કૃતિઓ સ્તવનાદિ છે. સં. ૧૮૨૪ જે. શુ. ૩ જેસલમેરી દેવચંદ સુત કચરમલ માત્રા આગ્રહથી ભૂધર લિ. પો. ૪૫ નં. ૭૭૯ કૃપા.

૫૬૨ ક મતિલાભ-મયાચંદ (ખ૦ ઋદ્ધિવલ્લભ શિ.)

(૧૧૪૩ ક) નવતત્ત્વ સ્ત૦ (ગા. ૪૫) સં. ૧૮૧૨ જ્યે. શુ. ૪ મુલતાન

—મહિમા૦

---

૪૭૮ રામવિજય-રૂપચંદ (ખ. દયાસિંહ શિ૦) પૃ. ૫૫

(૯૬૯) ચિત્રસેન પદ્માવતિ રાસ સં. ૧૮૧૪ (જુઓ પૃ. ૫૫.)

—(૧) પત્ર ૨૦ સં. ૧૮૫૨ દ્વિ. ભા. વ. ૬ પો. ૪૫ દાન૦ (૨) પત્ર ૨૪ સં. ૧૮૨૬ જ્યે. શુ. ૫ વીકાનેર મધ્યે વિનયચંદ લિ. પો. ૧૦ નં. ૬૨ વર્દ્ધમાન૦ (૩) પત્ર ૨૮ પો. ૮૦ નં. ૧૯૭૫ દાન૦

(૧૧૪૪) આબૂ યાત્રા સ્ત૦ સં. ૧૮૨૧ (જિનલાભસૂરિ અને ૮૫ સાધુ સાથે યાત્રા)

ફલોધી પાર્શ્વ સ્ત૦ સં. ૧૮૨૩ માગ. વ. ૮

નેમિ નવરસો

સ્તવનાદિઃ અલ્પબહુત્વ સ્ત. ગા. ૧૪, વીરાયુ ૭૨ વર્ષ સ્પષ્ટીકરણ સં. ૧૮૩૭ આ. શુ. ૬ મેડતા, નયનિક્ષેપા સ્ત. ગા. ૩૨, સહસ્રકૂટ સ્ત. ગા. ૧૭

[ આ કવિએ સંસ્કૃતમાં ગૌતમીય મહાકાવ્ય સં. ૧૮૦૭ જોધપુર, ગુણમાલા પ્રકરણ સં. ૧૮૧૪, ચતુર્વિંશતિ જિનસ્તુતિ પંચાશિકા સં. ૧૮૧૪ ભા. વ. ૩ વીકાનેર, સિદ્ધાંત ચંદ્રિકા વૃત્તિ સુબોધિની પૂર્વાર્દ્ધ ગ્રં. ૬૦૦૦, સાધ્વાચાર ષટ્ત્રિંશિકા, પાર્શ્વ સ્ત૦ સટીક રચેલ છે. ]

ગદ્ય કૃતિઓ.

૧ ભર્તૃહરી શતકત્રય બાલા૦ સં. ૧૭૮૮ કા. વ. ૧૩ સોજતમાં

૨ અમરૂશતક બાલા૦ સં. ૧૭૯૧ આશ્વિન શુ. ૧૫

રઘુપતિ નિજ મનની રૂલી, જુગતિ કથા મન જાણી રે
મતિ સારૂ કીધી મુદેં, સુકવિ નરાં સહિનાણી રે. ૧૨
ચરિત્ર કથા રસ ચૌપઇ, રચતાં રંગ રસાલો રે
સુણતાં ભણતાં સંપજે, નવનિધ મંગલમાલો રે. ૧૩

—(૧) પત્ર ૯ સં. ૧૮૦૩ કા. શુ. ૧૦ કેસરદેસર મધ્યે રૂઘપતિ લિ. ભ્રાત્ ગુલાલચંદ વાચનાર્થ પો. ૬૯ જય૦ (૨) પત્ર ૧૩ સં. ૧૮૪૯ વૈ. વ. ૧૩ મરોટ મધ્યે વખતા લિ. પો. ૮૨ નં. ૨૦૬૯ જિ. ચા. (૩) પત્ર ૧૩ સં. ૧૮૫૬ શ્રા. વ. ૬ બાહસર મધ્યે શા ગુમાન પઠનાર્થે પો. ૪૫ દાન૦

**(૧૧૪૮) શ્રીપાલ ચોપઇ** સં. ૧૮૦૬ પ્ર. ભા. શુ. ૧૩ ઘડસીસરમાં

આદિ—

અરિહંત સિદ્ધ નમી કરી, આચારિજ ઉવજઝાય
સર્વ સાધુ પંચમ પદેં, પ્રણમું પ્રેમ લગાય. ૧
ચરિત્ર કહિસ **શ્રીપાલનો**, આણિ હર્ષ અપાર
નવપદના સમરણ થકી, સુજસ કહે સંસાર. ૨

અંતે—

સંવત **રસ સિવ સિદ્ધ સસી** એ, સુદિ પખ તેરસ સાર
પ્રથમ ભાદ્રવ તણી એ, કીધ ચરિત્ર ઉદાર. ૯
**ઘડસીસર** ઘડસ્યોતનો એ, સુખથાનક છે સોય
ચોમાસે તિહા રહીએ, કીધ કથારસ જોય. ૧૦
આછે મજૂ ઉપાસરો એ, ગુણવંત લોક ગરિષ્ટ,
નહિ નિંદા મુખે એ મુનિને લાગે મિષ્ટ. ૧૧
શ્રી **જિનસુખ** સૂરીંદના એ, વિનયી **વિદ્યાનિધાન**,
કહે **રૂઘપતિ** કવી એ, મહિમા જિન ક્રમ માન. ૧૨
ગુણ દેખી ગુણવંતના એ, ચતુર કરે ચિત ચાહ,
સગુણની સેવસું એ, માન વધે જગમાંહ. ૧૩

લોદ્રવા સ્તo (ગા. ૧૧) સં. ૧૮૨૪ (જિનયુક્ત સૂરિ સાથે યાત્રા)

---

૫૦૦ **રઘુપતિ-રૂપવલ્લભ** [ખ. વિદ્યાનિધાન શિ.] પૃ. ૧૨૪

(૧૧૪૭) **નંદિષેણ ચોપઇ** સં. ૧૮૦૩ ચોમાસું કેસરદેસરમાં

આદિ—

વર્ત્તમાન ચઉવીસનૈ, નમતાં નવનિધ થાય
ત્રિભુવન સુખદાયક તિકે, જગનાયક જિનરાય. ૧
ગુરૂના ચરણ ગ્રહી કરી, પૂજી **સરસતિ** માય
ગુણ મુનિવરના ગાઈસ્યું, થિર સમકિત થાય. ૨
**નંદિષેણ** નાંમે મુની, પરસિદ્ધ તાસ પ્રકાસ
વચનકલા સારૂ વિબુધ, આખે મન ઉલ્હાસ. ૩

અંતે—

**શિવલોચન સિવ સિધ શશિ**, સંવત એ સુવિચારોરે
પ્રથમ દિવસ લઘુકલપનેં, એ પૂરણ અધિકારો રે. ૫
છે સગવટ નવ જાતની, જે સગવટ વિધિ જાણે રે
તે ખાંચા તાણો કરી, અક્ષર પરચે આણે રે. ૬
ઇહાં કારણ કોઇ ન છે, પિણ ધ્રણમેં તો આણી રે
અક્ષરથી છે ઓપણી, સગવટ તેણ સુહાણી રે. ૭
**વોહરા** રિધવાસી વસે, ધણિ ધુરના અધિકારી રે
મુનિજનને બહુ માંનતા, આસથાવંત ઉદારી રે. ૮
તિણ **કેસરદેસર** તણો, ચતુર કર્યું ચોમાસો રે
શ્રાવક લોક સુખી સદા, નિરભય સુખ નિવાસો રે. ૯
યુગપ્રધાન જતીસરૂ, શ્રી **જિનસુખ** સૂરીંદો રે
ગુણવંતા **ખરતર** ગણી, માંને સકલ મુણીંદો રે. ૧૦
જિસ્યાં માંહિ સિરોમણી, વાચક પદ વર દાંનો રે
સાધુ ગુણે કરી શોભતા, નિરૂપમ **વિદ્યાનિધાનો** રે ૧૧

ભવીયણ દાંન તણા ફલ જાંણી, દાન દેજ્યો હિત આણીજી,
અનુમોદન કરજો અવસાણી, પિણ પછતાજો મત પ્રાણીજી. ૧૨
મેઘ મહી ગિરગજ ગિયંદા, તારા રવિ દૂ ચંદાજી,
સુગુણ કુમાર ચરિત્ર સુખકંદા, પ્રતપો જાં પહુવેંદાજી. ૧૩
સુકવિ કરજ્યો વચન સંભાલા, મુનિજન એ ગુણમાલાજી,
સુણતાં ભણતાં રંગ રસાલા, વરતે મંગલીક માલાજી. ૧૪

—પત્ર ૨૨ સં. ૧૯૦૪ પ્ર. જે. શુ. ૫ બુધે પો. ૧૩ દાન૦

**(૧૦૦૦) સુભદ્રા ચોપઈ** (ગા. ૫૪૦) સં. ૧૮૨૫ (પૃ. ૧૨૪)

—(૧) પત્ર ૧૦ નં. ૫૨૪ સ્વયંલિખિત ક્ષમા૦ (૨) પત્ર ૩૦ પો. ૫ ચતુ૦

સ્તવનાદિ–(૧) વિમલજિન સ્ત. સં. ૧૭૮૮ મા. શુ. ૧૩; (૨) નાકાડા પાર્શ્વ સ્ત. સં. ૧૭૯૨ વૈ., (૩) ગોડી સ્ત. સં. ૧૭૯૨ ચૈત્ર શુ. ૧૫. (૪) જૈનસાર બાવની સં. ૧૮૦૨ માગ. શુ. ૧૫ નાપાસરમાં ગા. ૬૨ (૫) પ્રાસ્તાવિક છપ્પય બાવની સં. ૧૮૨૫ ઋષિપંચમી તોલીયાસર ગા. ૫૮. (૬) કુંડલિયા બાવની ગા. ૫૦ સં. ૧૮૪૮. (૭) સુગુણ બત્તીસી. (૮) ઉપદેશ પચીસી. (૯) ઉપદેશ બત્તીસી. (૧૦) ઉપદેશ રસાલ બત્તીસી. (૧૧) ગોડી છંદ (૧૨) કરણી છંદ (૧૩) જિનદત્તસૂરિ છંદ ગા. ૩૫ સં. ૧૮૩૯ (૧૪) બીકાનેર શાંતિ સ્ત. સં. ૧૮૧૭ વગેરે.

---

## ૫૬૪ ચારિત્રસુંદર (ખ. કીર્તિરત્નશાખા).

**(૧૧૫૦) સ્થૂલિભદ્ર ચોપઈ** સં. ૧૮૨૪ શ્રા. શુ. ૫ અજીમગંજ.

—પત્ર ૮ સં. ૧૮૨૫ ભા. વ. ૩ સ્વયંલિખિત પો ૫૮ જય.

**(૧૧૫૧) સંપ્રતિ ચોપઈ.**

—પત્ર ૧૫ અપૂર્ણ પો. ૧૪ ચતુ.

પાલ્યો શીલ ભલી પરે એ, **મયણસુંદરી** નાર,
ચરિત્ર **શ્રીપાલ**નો એ, જગમેં જસ વિસ્તાર. ૧૪
ભણતાં ગુણતાં ભવીયણા એ, સુણતાં લાભ સવાય,
સુણાવે મુનિ તિયાં એ, પ્રણમે કવિજન પાય. ૧૫

**(૧૨૪૯) રત્નપાલ ચોપઈ**—(ગા. ૨૫૦) સં. ૧૮૧૯ નેમિ-જન્મદિને કાલૂમાં.

**આદિ**—

સ્વસ્તિ શ્રી પ્રભુ **પાસ** જિન, ત્રિભુવન સુખદાતાર,
પહિલાં તેહને પ્રણમતાં, જગમેં જસ વિસ્તાર. ૧

× × × ×

**રતનપાલ** જિમ રાજરિધ, વધીયોં જસ વિસ્તાર,
સુણિજ્યો તે ભવીયણ સરસ, અદભુત એ અધિકાર. ૫

**અંતે**—

**નિધિ સશિ સિદ્ધ અલખને** અંકે, સંવત એ નિસ્સંકેજી,
કાલૂ ગાંમનયર આસંકે, દીપે **ગજસિંઘ** ડંકેજી. ૫
શ્રી **નેમીશ** જનમદિન જોઇ, ચોપઇ એ સંજોઇજી,
ઢાલાં પિણ સબ્દ સુલલિત ઢોઈ, હરખિત મનમેં હોઇજી, ૬
**ભટ્ટારકીયા** ગચ્છપતિ ભારી, વર્ત્તમાન પાટ ધારીજી,
શ્રી **જિનલાભ સૂરીંદ** સુખકારી, તસુ આજ્ઞા મન ધારીજી. ૭
સાખા શ્રી **જિનસુખ** સૂરિ સુહાઇ, ગુરૂ પિણ તે વરદાઇજી,
પદકજ ચરણ કમલ પ્રભુ ગ્રહી, પાઠક પદવી પાઇજી. ૮
**વિદ્યાનિધાન** સકલ ગુણ વારૂ, શ્રી **રુઘપતિ** સુવિચારજી,
હરષ ઘણે ભવિયણ હિતકારૂ, એ સંબંધ ઉદારજી. ૯
આગ્રહ કરિ શિષ્ય **માણિકચરાજે. સોઝત** લિખણ સહાજયેજી,
દિન દિન દીપે અધિક દિવાજે, ભવિ સુણાવણ કાજેજી. ૧૦
**દાનપ્રબંધ** સુગ્રંથે દાખ્યો, ભારી ગુરૂમુખ ભાખ્યોજી,
દીઠો સુણિયો તિસડો દાખ્યો, **રૂપવલ્લભ** રસ ચાખ્યોજી. ૧૧

નંદન મણિહાર ચોપઈ નાગોરમાં.
—પત્ર ૩ ચતુ૦
ચેલણા ચોઢાલિઉં. બીકાનેર.

---

૫૦૭ ગ ચંદ (ખ.) [અજ્ઞાત પૃ. ૧૫૨].
(૧૦૧૭ ઘ) બુદ્ધાચરિત્ર રાસ-ઢાલ સં. ૧૮૩૬ માગશર (પૃ. ૧૫૨.)
—(૧) પત્ર ૪ પો. નં. ૧ મહર૦ ભં. (૨) પત્ર ૬ પો. ૬૩ મહિમા ભં. (૩) પત્ર ૭ ચતુ૦

---

૫૧૦ લાલચંદ (પૃ. ૧૫૮).
(૧૦૨૧) શ્રીપાલ ચોપઈ સં. ૧૮૩૭ (પૃ. ૧૫૮).
—(૧) પત્ર ૪૮ સં. ૧૮૫૫ કા. વ. ૯ જયનગરે વા. લાલચંદ શિ. નિત્યકમલ શિ. સોલગરામ શિ. જયતચંદ લિ. પો. ૪૨ નં. ૭૨૯ (૨) પત્ર ૬૦ સં. ૧૮૭૪ શ્રા. વ. ૯ અજીમગંજ મધ્યે કૃપા. (૩) પત્ર ૩૮ સં. ૧૮૭૧ ભા. વ. ૧૪ ચારિત્રવિલાસ લિ. પો. ૮૦ નં. ૧૮૯૫ જિ. ચા. (૪) પત્ર ૮૧ સં. ૧૮૯૮ પ્ર. આ. વ. ૨ શુક્ર અજીમગંજે કનકમાણિકય લિ. સદાકુંવર વાંચનાર્થે ચાર ખંડમાં પો. ૬૦ જય. (૫) શ્લો ૧૫૩૫ ૪૭ ઢાલ પો. ૬૬ જય. (૬) પત્ર ૨૩ અપૂર્ણ પો. ૧૨ ભુવન.

---

૫૬૫ ચંદ્રભાણ (ઋષિ).
(૧૧૫૩) જંબૂ ચોપઈ સં. ૧૮૩૮ બોડાવટ.
—પત્ર ૧૮ બહાદુરમલ બાંઠિયા સંગ્રહ ભીનાસર.

---

૫૬૬ ભગુદાસ.
(૧૧૫૪) ચોવીસી સં. ૧૮૩૯ જયપુર.

૫૬૪ ક અનોપચંદ (ખ. ક્ષમાપ્રમોદ શિ.)
(૧૧૫૨ ક) ગોડી પાર્શ્વ બૃહત્ સ્ત૦ સં. ૧૮૨૫ ચૈ. શુ. ૫
(જય; કૃપા.)

---

૫૦૨ દેવીચંદ (પાર્શ્વચંદ્ર ગચ્છીય) પૃ. ૧૨૮
(૧૦૦૨) રાજસિંહકુમાર ચો૦ (નવકારપર) સં. ૧૮૨૭ કા. શુ. ૫ ભોમે. (પૃ. ૧૨૯).
—પત્ર ૧૭ પો. ૮૪ મહિમા૦ ભં.

---

૫૬૪ ખ કલ્યાણ (ખ૦)
(૧૧૫૨ ખ) ગિરનાર ગઝલ (ગા. ૫૯) સં. ૧૮૨૮ મહા વ૦ ૨
અંતે—

સંવત અઢારઅડવીસૈક, મહા વદિ બીજ કે દિવસૈક,
કીની યાત્રા ગઢ ગિરનાર, કહિતા ગજલ અતિ સુખકાર. ૫૮
ધરકે અખરમે નસૌ ધાર, ગઢ યું વર્ણવ્યો ગિરનાર,
ખરતર પતી હૈ સુપ્રમાણ, કવિયું કહત હૈ કલ્યાણ. ૫૯
—પત્ર ૩ લિ. સં. ૧૮૭૪ વૈ. વ. ૧૩ મહિમા૦

---

૫૬૪ ગ ભીખજી.
(૧૧૫૨ ગ) આષાઢભૂતિ ચોઢાલિઉં સં. ૧૮૩૬ આ. વ. ૧૦
નાગોર.
—(૧) પત્ર ૩ પો. ૮૦ ચતુ૦ (૨) પત્ર ૩ સુખદેવ લિ. પો. ૧૦ ચતુ૦

---

૫૦૬ રાયચંદ (પૃ. ૧૪૨).
(૧૧૫૨) દેવકી ઢાલ સં. ૧૮૩૯ નાગોર.
—પત્ર ૧૯ પો. ૧૨ નં. ૧૦૪ અભય૦ (૨) ચતુ.

૨ શત્રુંજય (૨૭) પાર્શ્વપ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૬૭ માઘવ ૯ મંડોવર (૨૮) સંભવપ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૬૯ માઘ શુ. ૧૩ અજમેર (૨૯) સુપાર્શ્વ પ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૭૧ માઘ શુ. ૧ વીકાનેર (૩૦) હિત શિક્ષા બત્તીસી સં. ૧૮૬૮ પૂર્વે.

[ગદ્ય કૃતિમાં વિશેષમાં અંબડચરિત્ર ભાષામાં સં. ૧૮૫૪ આષાઢ શુ. ૩ બુધે પાલીતાણામાં રચેલ છે. તેની ૨૭ પત્રની પ્રતિ પો. ૨૪ મહિમાભક્તિ ભં. માં છે.]

[તેમણે સંસ્કૃતમાં રચેલી કૃતિઓ પૃ. ૧૮૧ પર ગણાવેલી છે તે ઉપરાંતઃ—ભૂધાતુવૃત્તિ સં, ૧૮૨૯ ચૈ. વ. ૧ રાજનગર, ગૌતમીય કાવ્યવૃત્તિ સં. ૧૮૨૯ રાજનગરમાં પ્રારંભ ને ૧૮૫૨ શ્રા. શુ. ૧૧ જેસલમેરમાં સમાપ્તિ, ચાતુર્માસી વ્યાખ્યાન સં. ૧૮૩૫ શ્રા. શુ. ૫ ફલોધી, યશોધરચરિત્ર સં. ૧૮૩૯ આ. શુ. ૫ જેસલમેર, પ્રશ્નોત્તર સાર્ધશતક (ભાષામાં લખેલ તે પહેલાંનું સં. માં) સં. ૧૮૫૧ જ્યે. શુ. ૫ જેસલમેર, પાર્શ્વસ્તવાચૂરિ, તર્કસંગ્રહ ફક્કિકા સં. ૧૮૫૪ (૧૮૨૮ નહિ) સુરતમા, વિજ્ઞાનચંદ્રિકા સં. ૧૮૫૯ જેસલમેર, અષ્ટાન્હિકા વ્યાખ્યાન સં. ૧૮૬૦ જેસલમેર, અક્ષયતૃતીયા વ્યા૦, હોલિકા વ્યા૦, શ્રીપાલચરિત્રવૃત્તિ સં. ૧૮૬૯ વિજયાદશમી વીકાનેર, સમરાદિત્યચરિત્ર સં. ૧૮૭૩, ૨૪ જિનચૈત્યવંદન, પ્રતિક્રમણ હેતવઃ વીકાનેર, સાધુ પ્રાયશ્ચિત્ત વિધિ બાલૂચર, વિચારશતક બીજક, ૫૨ સમયસાર વિચારસંગ્રહ.]

---

## ૫૬૭ માનવિજય (૫) [ત. રત્નવિજય શિ.]

**(૧૧૫૬) સિદ્ધાચલ તીર્થમાલા.** સં. ૧૮૪૦ ફા. શુ. ૧૩.

—પત્ર ૧૬ સં. ૧૮૮૯ પો. શુ. ૪ બુધે વીકાનેર મધ્યે પો. ૬૫ દાન.

---

—પત્ર ૫ પ્રત ૨૦મી સદીની અંબાલા મધ્યે લછમનદાસ લિ. પો. ૮૩ નં. ૨૧૫૩ જિ. ચા.

---

## ૫૧૬ ક્ષમાકલ્યાણ [જુઓ પૃ. ૧૭૮]

**(૧૧૫૫) થાવચ્ચા ચોપઇ.** સં. ૧૮૪૭ વિજયાદશમી મહિમાપુરમાં.

સ્તવનાદિઃ—શંખેશ્વર સ્ત૦ સં. ૧૮૨૬ વૈ. ૩, (૨)+ સૂરત સહસ્રફણા પાર્શ્વસ્ત. સં. ૧૮૨૮ વૈ. શુ. ૧૨ (૩) નવખંડા પાર્શ્વ સ્ત૦ સં. ૧૮૩૦ પોષ ઘોઘા (૪) પાર્શ્વસ્ત. સં. ૧૮૩૪ વૈ. શુ. ૫ મહેવા (૫) ઋષભસ્ત૦ સં. ૧૮૩૪ જ્યે. શુ. ૧ આબૂ (૬) સહસ્રફણા પાર્શ્વસ્ત. સં. ૧૮૩૬ ફા. વ. ૯ લોદ્રવા. (૭) ભગવતીસૂત્ર સઝાય સં. ૧૮૪૩ ચોમાસું બાલૂચર (૮) તીર્થયાત્રા સ્ત. સં. ૧૮૪૩ (૯) સંભવનાથ પ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૪૪ વૈ. વ. ૫ અજીમગંજ (૧૦) સુવિધિ પ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૪૫ માઘ શુ. ૧૧ મહિમાપુર (૧૧) પાર્શ્વ પ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૪૭ વૈ. શુ. ૫ મહાજન ટોલી (૧૨) મહાવીર સ્ત. ૧૮૪૭ મા૦ વ. ૨ પાવાપુરી (૧૩) સ્થૂલિભદ્ર સ્થાપના સ્ત. સં. ૧૮૪૮ પાડલીપુર (૧૪) મહાવીરસ્ત. સં. ૧૮૪૮ પો. શુ. ૧૫ પાવાપુરી. મૂલચંદસંઘ સહિત (૧૫) નેમિસ્ત૦ સં. ૧૮૫૪ માગશર શુ. ૯ ઘાણેરાવના સંઘસહિત ગિરનાર યાત્રા (૧૬) શત્રુંજય સ્ત. સં. ૧૮૫૪ ચૈ. શુ. ૮ શત્રુંજય (૧૭) અંતરીક પાર્શ્વસ્ત. સં. ૧૮૫૫ ફા. વ. ૧૨ શ્રીપુર (૧૮) ચૈત્યવંદન ચો૦ સં. ૧૮૫૬ જ્યે. શુ. ૧૩ નાગપુર—નાગોર (૧૯) પાર્શ્વસ્ત. સં. ૧૮૫૮ ચૈ. વ. ૧ લોદ્રવા (૨૦) ઋષભ પ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૬૦ વૈ. શુ. ૭ દેવીકોટ (૨૧) સુવિધિ પ્રતિષ્ઠા સ્ત. સં. ૧૮૬૧ મા. શુ. ૨ દેરુણોક (૨૩) સુપાર્શ્વસ્ત. સં. ૧૮૬૧ ફા. શુ. ૨ જયપુર (૨૪) પાર્શ્વસ્ત. સં. ૧૮૬૬ ફા. શુ. ૧૫ શંખેશ્વર મરૂધરસંઘયાત્રા (૨૫) નેમિસ્ત૦ સં. ૧૮૬૬ ચૈત્રીપૂનમ ગિરનાર (૨૬) ઋષભ સ્ત. સં. ૧૮૬૬ વૈ. શુ.

(૧૧૬૧) શ્રીપાલ રાસ. (નાનો) સં. ૧૮૫૩ ફા. શુ. ૨ અઝીમગંજમાં.

(૧) પત્ર ૧૩ પો. ૬૬ જય. (૨) પત્ર ૧૩ ગાંધી શાહ રૂપચંદ પઠનાર્થં પો. ૬૬ જય.

[ આ કવિની કૃતિ નામે જંબૂચરિતની સાલ સં. ૧૮૦૫ પૃ. ૨૦ ઉપર મૂકી છે તેમાં ભૂલ લાગે છે; સં. ૧૮૫૦ પછીની હોવાનો સંભવ છે. ]

---

## ૫૭૧ અમોલક (ઋષિ)

(૧૧૬૨) ભીમસેન ચોપઈ. સં. ૧૮૫૬ દક્ષિણદેશ આવલપુરી ગામ.

—પત્ર ૧૫ પ્રતિ ૨૦ મી સદીની પો. ૮૦ નં. ૧૯૭૩ જિ. ચા.

---

## ૫૯૨ તેજવિજય શિ. (તપા.)

(૧૧૬૩) નવકાર રાસ. સં. ૧૮૫૭ શ્રા. શુ. ૫

—લિ. સં. ૧૮૯૬ અ. શુ. ૫ પુન્યરત્નજી પ્રસાદે રાયચંદ લિ.

---

## ૫૨૪ પ્રેમ (૨) શંભુ [ લૂંકા નરસિંહ શિ૦ ] પૃ. ૧૯૯.

(૧૦૪૬) હરિશ્ચંદ ચોપઈ. સં. ૧૮૫૮ માગશર વદ ૯ રવિ જોધપુર કંટાલિયે પૃ. ૧૯૯.

—પત્ર ૨૧ સં. ૧૮૮૦ મા, સુ. ૧૨ ભક્તિવિજય લિ. પો. ૧૨ નં. ૧૧૪ અભય.

(૧૧૬૩ક) વૈદર્ભી ચોપઈ.

—પત્ર ૭ પ્રેમચંદ શિ. શોભાચંદ લિ. સાધ્વી વીરાં પઠનાર્થં. જિ. ચા.

---

૫૬૮ ગુણચંદ (સુરજમલ શિ.)

(૧૧૫૭) ધન્ના ચોઢાલિઉં. સં. ૧૮૪૩ કા. શુ. ૧૫ વીકાનેરમાં (રાગ૦)

૧૬ સ્વપ્ન ચોઢાલિઉં. (ગા. ૫૭) સં. ૧૮૫૦ વીકાનેરમાં (દાન૦)

---

૫૬૮ ક આસકરણ (રામચંદ ઋષિ શિ.)

(૧૧૫૭ક) નેમિરાજા ઢાલ અને ચુંદડી ઢાલ ૧૮૪૯ (૩૯ ?) પો. શુ. ૧૩

—પત્ર ૩ પ્રત ૧૯મી સદીની લિ. મતિરામ પો. ૮૩ નં. ૨૨૧૭ જિ. ચા.

---

૫૬૯ રત્નચંદ (પૂજ્ય ગુમાનચંદ-દુર્ગદાસ શિ.)

(૧૧૫૮) ચંદનબાલા ચોપઈ. (ઢાલ ૧૪) સં. ૧૮૫૨.

(૧૧૫૯) નિર્મોહી ઢાલ પાંચ સં. ૧૮૭૪ પાલી.

—બહાદુરમલજી બાંઠીયા સંગ્રહ ભીનાસર.

---

૫૬૯ ક જોરાવરમલ

(૧૧૫૯ક) પાર્શ્વનાથ શલોકો. સં. ૧૮૫૧ પો.

—બહાદુરમલ બાંઠીયા સંગ્રહ ભીનાસર.

---

૫૭૦ (૪૭૩ ક) ચેતનવિજય (તપા૦ વિજયજિનેંદ્રસૂરિ-ઋદ્ધિવિજય શિ.) જુઓ પૃ. ૨૦

(૧૧૬૦) સીતા ચોપઈ. સં. ૧૮૫૧ વૈ. શુ. ૧૩ અજીમગંજમાં.

—પત્ર ૧૮ પો. ૬૬ જય૦

૫૭૬ ક ગુમાનચંદ [ ખ. નગરાજ-ખુશાલચંદ શિ. ]
(૧૧૬૮ક) કેશી ગૌતમ ચોઢાલીઉં. સં. ૧૮૬૭ મા. શુ. ૫ દશપુરમાં.
—આચાર્ય ખરતર ભંડાર વીકાનેર.

---

૫૭૭ જયરત્ન
(૧૧૬૯) ભૃગુ પુરોહિત ચોપઈ. (ઢાલ ૨૩) સં. ૧૮૭૨ ચૈ. વ. ૮

---

૫૨૫ દીપવિજય (૨) જુઓ પૃ. ૧૯૯.
(૧૧૭૦) વટપદ્ર (વડોદરા)ની ગઝલ.
—નાહટાજી વીકાનેર પાસે,
(૧૧૭૧) અષ્ટાપદ પૂજા સં. ૧૮૯૨ ફા. રાદેર.
ગદ્યકૃતિ.
ઢુંઢિયા ૯ બોલ ચર્ચા સં. ૧૮૭૬ ઉદેપુર.
—પત્ર ૨૧ સં. ૧૯૨૭ શ્રા વ. ૧૧ પો. ૬૩ દાન.
તેરાપંથી ચર્ચા સં. ૧૮૭૬ ઉદેપુર.
—પત્ર ૧૧ અમીર૦

---

૫૭૭ ક લાલવિનોદ.
(૧૧૭૧ ક) નેમિ બારમાસા.
—પત્ર ૩ પ્રત ૧૯મી સદીની પો. ૮૩ નં. ૨૧૯૩ જિ. ચા.

---

૫૭૮ ચારિત્રનંદી (ખ૦)
(૧૧૭૨) નવપદ પૂજા.
(૧૧૭૩) ૨૧ પ્રકારી પૂજા (વીકાનેર શ્રી પૂજ્ય ભં.)

૫૭૩ દિનકરસાગર (પ્રધાનસાગર શિ.)

(૧૧૬૪) ચોવીશી સં. ૧૮૫૯ પો. શુ. ૧૫ રામપુર.

—પત્ર ૪ સં. ૧૮૭૧ શ્રા. વ. ૧૪ વિબુધસાગર શિ. શિષ્ય રાજસિંહ વાચનાર્થં પો. ૧૭ અભય.

માનતુંગીસ્ત. ગા. ૧૭ સં. ૧૭૭૯ માગ. વ. ૩

—પત્ર ૧ પો. ૧૭ અભય.

(૧૧૬૫) ૨૪ જિનચરિત્ર (ઢાળબંધ) સં. ૧૮૫૯ પ્ર. મધુ શુ. ૫ ગોડવાડ.

—પત્ર ૧૯ પો. ૩૧ નં. ૮૮૮ દાન૦

---

૫૭૪ સબલસિંહ (ખ૦ શ્રાવક)

(૧૧૬૬) વીશી સં. ૧૮૬૧ અક્ષયતૃતીયા. મકસુદાબાદમાં.

—પત્ર ૬ પો. ૬૩ મહિમા. બં.

---

૫૭૫ રાજેંદ્રવિજય [ તપા ભગવાન શિ. ]

(૧૧૬૭) ૨૧ પ્રકારીપૂજા સં. ૧૮૬૬ કા. શુ. ૧૩ ખંભાત.

—પત્ર ૧ લાગો સં. ૧૮૬૬ કા. વ. ૧૩ રાજેંદ્રવિજય લિ. ખંભાત મધ્યે પો. ૭૫ દાન૦

---

૫૭૬ ઉદયરત્ન (૩) [ ખ૦ વિદ્યાહેમ શિ. ]

(૧૧૬૮) જિનપાલિત જિનરક્ષિત રાસ સં. ૧૮૬૭ વીકાનેર,

—(૧) ચતુ૦, (૨) વર્ધમાન ભં.

ખંધક ચોઢાલીઉં.

—સં. ૧૮૮૪ લિ૦ મહિમા૦

જિનકુશલસૂરિ નિશાની સં. ૧૮૭૪ (અભય.)

સીમંધર સ્ત૦ સં. ૧૮૫૭ આસાઢ શુ. ૧૦ (મુક્તા૦૭).

---

# વિક્રમ વીસમી સદી

## ૫૮૧ ચિદાનંદ-કપૂરચંદ

### (૧૧૭૬) +ચિદાનંદ બહોતરી

—(૧) પ્રતિ પદે ૬૨ શ્રીઅનુભવ વિલાસ સંપૂર્ણ. લિ. ૧૯૧૦ આસો વદિ ૧ સોમ. ઠાકોર નરસેરામ અમુલખેન શ્રી પાટણ નગરે આદિ જિન પ્રસાદાત્ ૧૩-૧૫ આ. ક. (૨) પદ ૬૯ અને થોઈ ૧ મળી ૭૦ પ્રકટ શીલાછાપની ચોપડીમાં પૃ. ૧-૭૦ માં લ. સં. ૧૯૨૫ શાકે ૧૭૯૦ ભાદરવા શુકલ ૭ સોમવાર સંપૂર્ણ. (૩) સં. ૧૯૧૭ આ. વ. ૪ ગુરૂ મુંબાઇ મધ્યે આ. ચતુર્ભુજેણ લિ. ૧૫-૧૨ નં. ૪૬૧ જશ. (૪) પ્ર૦ ભીમશી માણેક.

### (૧૧૭૭) +પુદ્ગલ ગીતા

આદિ—

સંતો દેખીયે એ, પરગટ પુદ્ગલ જાલ તમાસા.
પુદ્ગલ ખાણો પુદ્ગલ પીણો, પુદ્ગલ હુંથી કાયા,
વર્ણ ગંધ રસ ફરસ સહુએ, પુદ્ગલ હુંકી માયા. સંતો. ૧

અંતે—

બાલ ખ્યાલ રચિયો એ અનુપમ અલ્પમતિ અનુસાર
બાલ જીવકું અતિ ઉપગારી, ચિદાનંદ સુખકાર. સં. ૧૦૮

—પ્ર૦ સજ્જન સન્મિત્ર. પૃ. ૫૦૫ થી ૫૧૩

### +પરમાત્મ છત્રીસી

આદિ— દુહા

પરમદેવ પરમાતમા, પરમ જયોતિ જગદીસ
પરમ ભાવ ઉર આનકે, પ્રણમત હું નિસદીસ. ૧

૫૭૯ જૈનચંદ્ર (ખ.)
(૧૧૭૪) નંદીશ્વર દ્વીપ પૂજા.

---

૫૮૦ ચોથમલ (ઋ૦)
(૧૧૭૫) ઋષિદત્તા ચોપઇ (પત્ર ૧૦ પો. ૫ ચતુ૦)

---

## વિશેષ ગદ્ય કૃતિઓ (૧૯ મી સદીની)

**ક્ષમામાણિક્ય (ખ૦)**

(૧) સમ્યકત્વ ભેદ સં. ૧૮૬૪ રાજપુરે (પત્ર ૬ વર્ધ૦)
(૨) ગણધરવાદ બાલા૦ સં. ૧૮૩૮ (પત્ર ૪ સ્વયં લિ. વર્ધ.)
(૩) ક્ષેત્રસમાસ બાલા૦ (વર્ધ૦)

**વિદ્યાહેમ.**

વિવાહ પડલ અર્થ સં. ૧૮૩૦ મા. વ. ૨ (પત્ર ૧૧ વર્ધ૦)

**આનંદવલ્લભ** (ખ. રામચંદ્ર શિ.)

(૧) દંડક સંગ્રહણી બાલા. સં. ૧૮૮૦ માગ. અજીમગંજ
(૨) વિશેષ શતક (સમયસુંદર કૃત) ભાષા ગદ્ય સં. ૧૮૮૨ જ્યે. શુ. ૫ બાલૂચર. બંને દાન. ભં. માં.

**કસ્તુરચંદ** (ખ૦ સમયસુંદરની પરંપરામાં ભક્તિવિલાસ પ્રશિષ્ય)

ષડ્દર્શન સમુચ્ચય બાલા૦ સં. ૧૮૯૪ રાધ વદ ૨ શનિ બીકાનેર.

અંતે—

સંવત વેદ નિધાન ગજ, પૃથિવી કો પરમાણ
રાધ માસ વદિ દુતિય શનિ, બીકાનેર સુથાન. ૧
પંડિત ભક્તિવિલાસ કે, પૌત્ર શિષ્ય કસ્તૂર
સમઝ દેખિ ટીકા કઠિન, કિયૌ પ્રયાસ સબેંર. ૨
કોઠારી શ્રાવક સુબુધ, અગરચંદ કે હેત
બાલબોધ રચના રચી, તુરત જાણ સુખ દેત. ૩
—મુકનજી ભં. વીકાનેર.

---

પ્રશ્નમાલા દૂહા

પરમ જ્યોતિ પરમાતમા, પરમાનંદ અનૂપ
નમો સિદ્ધ સુખકર સદા, કલાતીત ચિદ્રૂપ. ૧

× × × ×

કહા સુધિ અરૂ વિપધિ કહા, કહા સુસંગ કુસંગ
કહા રંગ પતંગકા, કહા મજીઠકા રંગ. ૧૬

ઉત્તરમાલા

દેવશ્રી અરીહંત નિરાગી, દયા મૂલ શુચિ ધર્મ સુભાગી
હિતોપદેશી ગુરૂ સુસાધ, જે ધારત ગુણ અગમ અગાધ ૧

× × × ×

પ્રશ્નોત્તર ઇમ કહેવિ વિચારિ, અતિ સંક્ષેપ બુદ્ધિ અનુસારી
અતિ વિસ્તાર અર્થ ઇણુ વેરા, સુનત મિટે મિથ્યાત અંધેરા ૩૮

કલશ

રસ પૂર્ણ નંદ સુચંદ (વત્સર) માસ કાર્તિક જાણીયે
પક્ષ ઉજ્જલ તિથ ત્રયોદશી વાર અચલ વખાંણીયે
આદિ સુપાસ પસાય પાંમી ભાવનગર રહી કરી
ચિદાનંદ જિનંદ વાણી કહિ ભવસાયર તરી. ૩૯

—(૧) પત્ર ૪ નં. ૧૧૪૬ દાન૦ (૨) 'મુનિરાજશ્રી કપૂરચંદજી કૃત ગ્રંથાવલી સં. ૧૯૨૫ ॥ ગ્રંથ મુરધર મિંત ॥ છાપખાના મધ્યે છપા ॥ શાકે ૧૭૯૦ ભા. વ. ૨ આ રીતે સુખપૃષ્ટ વાળી ચોપડી શિલાછાપમા છપાવી છે પૃ. ૧૨૦ તેમાં ચિદાનંદ બહુતરી પૃ. ૧-૭૦ (સં. ૧૯૨૫ શાકે ૧૭૯૦ ભાદરવા શુક્લ ૭ સોમવાર) પુદ્‌ગલ ગીતા ૭૧-૯૩, પ્રશ્નમાલા ઉત્તરમાલા ૯૩-૧૦૬ (દા. ગૌડએસી પુનમચંદ)ને દયાછત્તીસી ૧૦૬-૧૨૦ પ્રગટ થયેલ છે.

(૧૧૯૮)+ સ્વરોદય સં. ૧૯૦૭

૧-૨ અર્હંત્ સ્તુતિ અને સરસ્વતીની સ્તુતિ બે આદિમાં

અંતે—

**પરમાતમ છત્રીસી** કો, પઢિયો પ્રીતિ સંભાર
ચિદાનંદ તુમ પ્રતિ લખી, આતમ કે ઉદ્ધાર. ૩૬

—પ્ર. સજ્જનસન્મિત્ર પૃ. ૫૧૬ થી ૫૧૮

+**હિત શિક્ષારૂપ દોહા** ૪૧.

—સદર. પૃ. ૫૧૮–૫૨૧.

+**ચિદાનંદ કૃત સવૈયા**

(૧) પ્ર. સદર પૃ. ૪૮૫ થી ૪૯૪. (૨) લિપિકૃતં લહીયા લાલજી કલ્યાણ શ્રી ભાવનગર મધ્યે સં. ૧૯૬૧ ના જ્યેષ્ઠ વદ ૧૪ ચૌદશ ૫–૧૭ આત્માનંદ સભા ભાવ૦

+**દયા છત્રીસી** સં. ૧૯૦૫ ગૌતમ કેવલજ્ઞાન દિને ( કા. શુ. ૧ ) ભાવનગરમાં.

દોહરા છંદ

ચરણ કમલ ગુરૂદેવકે, સુરભિ પરમ સુરંગ
લુબ્ધો રહત સદા તિહાં, ચિદાનંદ મન ભૃંગ ૧

× × × ×

**સર પૂરણ નિધિ ચંદ્રમા**, સંવચ્છર સુખકાર
ગોતમ કેવલજ્ઞાંન કોં, માસ દિવસ ચિત ધાર ૩૫
**ભાવનગર** ભેટયો સહિ, શ્રી **ગવડી** પ્રભુ **પાસ**
**ચિદાનંદ** તસ મહેરથી, સફલ ફલી મન આસ ૩૬

—ઇતિશ્રી મહારાજશ્રી કપૂરચંદજી કૃત દયાછત્તીસી સંપૂર્ણ.

—પઠનાર્થે સાહા ભાઇચંદ અમરસીની પ્રત છે શ્રી પાલીતાણા વાસ્યં ( વાસ્તવ્ય ) શ્રી આદિનાથ પ્રસાદં. ૪–૧૨ તિલકવિજય મુનિનો ભં. મહુવા પોથી નં. ૮

+**પ્રશ્નમાલા અને ઉત્તરમાલા** ( પ્રશ્નોત્તરમાલા ) સં. ૧૯૦૬ કાર્તિક શુ. ૧૩ અચલવાર ભાવનગરમાં.

[ પુત્રીને સ્વાન આવ્યું કે અમે અહીં છીએ. આ વાત માને કહી. બંને ઉઠીને કોડમાં ખોદતાં પ્રભુની પલાંઠી જોતાં ચાર પ્રતિમા દેખાઈ (ઋષભ, શાંતિ, કુંથુ, પદ્મ જે, ચતુર નમે પ્રભુ પાય રે) અગોચર વચનથી જણાયું કે પ્રભુ રામસૈન્ય (રામસેણ)થી આવ્યા છે પજુસણ પર્વમાં મેત્રાણાના સંઘમાં આનંદોત્સવ થઈ રહ્યો. પછી

પરસાદ મનોહર સુંદર કીધો, ઉત્તર દીસેં મુખ પરસીદ્ધો
પ્રભુ દરિસણ કરી સુખ લીધો રે મનમોહન૦
**માહ** માસ મનોહર માહરે, તિથિ તેરસ ભૃગુવારે
સુકલ પક્ષ સુવિચારે રે મન૦

મૂલનાયક ઋષભની પ્રતિમા ને આજુબાજુ બીજી જિન પ્રતિમા રાખી. દેશદેશના સંઘ જાત્રાએ આવવા લાગ્યા. ]

ચ્યાર નીવારક ચ્યારે જિનવર પ્રગટ થયા તતખેવ રે
**ચતુરવિજય** જિન ધ્યાન ધરંતા **નવલ** પ્રગટયો નેહરે. ૫

કલશ

**ઋષભ સાંતિ કુંથુ** જિનવર **પદમ** પ્રભુને પ્રણમિએ
ધન સુધન સુવાસ સુંદર કનક કચોલે અરચીએ
દિપ ધુપ પુફ માલ બહુ વિધ પગર પૂરીઈ
શ્રી જિનશાસન ભક્તિ કરતાં સકલ સંકટ ચૂરીઈ
શ્રી **વિજયપ્રભ**પાટ મુનિવરા **જિનવિજય** ચિત ધ્યાઇએ
**નવલવિજય** જિનસેવા કરતાં મનવંછિત ફલ પાઇએ.

—૨-૧૩ મુનિ જશ૦

---

**૫૮૨ દેવચંદ** ( શ્રાવક જ્ઞાતે વીશાશ્રીમાલી ગાંગડવાસી )
**(૧૧૭૯)+ નેમનાથનો શલોકો** સં. ૧૯૦૦ ગાંગડમાં.

આદિ—

**સરસતિ** માતા હું તુમ પાય લાગું, દેવગુરૂ તણી આગના માગું,
જિવ્હા અગ્રે તું બેસને આઇ, વાણી તણી તો કરજે સવાઇ. ૧

છપ્પયમાં છે પછી દોહા આવે છે. ૩ સરસ્વતિને વચન વિલાસ દેવા વિનતિ, ૪-૮ સિદ્ધ સ્તુતિ પછી ગ્રંથનો હેતુ બતાવે છેઃ—

સ્વરકો ઉદય પિછાનિયે, અતિ થિરતા ચિત ધાર
તાથેં શુભાશુભ કીજિયે, ભાવી વસ્તુ વિચાર. ૧૦
કર્યો એમ સંક્ષેપથી, ગ્રંથ **સ્વરોદય** સાર,
સંવતસર **મુનિ પૂર્ણતા, નંદ ચંદ** ચિત ધાર. ૪૫૩

—(૧) મુનિ કપુરચંદજિ કૃત સ્વરોદય સંપૂર્ણ ૯-૨૨ દા. ૩૯ નં. ૧૨૮ ડા. પાલણ. (૨) પત્ર ૨૨ સં. ૧૯૪૦ ચૈ. શુ. ૮ પં. ધનસુખ લિ૦ પો. ૮૩ નં. ૨૧૦૩ જિ. ચા. ( આમાંના કેટલાક દોહાપર વિવેચન માટે જુઓ જૈન યુગ પુ. ૨ પૃ. ૨૬૩ )

---

**૫૮૧ ક નવલવિજય** ( ત૦ જિનવિજય--ચતુરવિજય શિ. )

**(૧૧૭૮ ક) મેત્રાણા-મંડન ઋષભ દેવજિન સ્ત૦** (પાંચ ઢાળ એ૦) સં. ૧૯૦૧ માહ શુ. ૧૩ મંગલવારે મેત્રાણામાં

**આદિ**—

દુહા

સ્વસ્તિ શ્રી વરદાયકા સાસન નાયક રીદ્ધ
**ગુજ્જર** દેશ સોહાંમણો **પાટણવાંડો** પરસીધ. ૧
બાવન તર્ફે જાંણીઇ, **સીધપર** સૂલતાંન
ગાઉ પાંચ તીહાં થકી, **મેત્રાંણે** મંડાણ ૨
સંવત **ઓગણીસે સઈકા સમે**, શ્રાવણ માસ મઝાર
વદિ તીથિ એકાદસી, સોમવાર સુખકાર ૩
પરવ પજુસણનેં ધુરેં, પ્રગટિ પ્રતિમા ચાર
બાઈ **માંનાં** તસ દીકરિ, **જવલ** નાતેં **લવાર.** ૪
તસ નંદન તસ ચ્યાર છેં, પતિભક્તિ છે નાવ
**મેત્રાણાપુરમંડણો**, સુંણજ્યો સહુ અધિકાર. ૫
તસ મહિમા તેહનો કહું, ભવિયણ થઇ ઉજમાલ
સાંભલજ્યો સહુકો તુમે, પસરી મંગલમાલ. ૬

**૫૮૨ ક અમૃતવિજય** [ત૦ હંસવિજય-ગંગવિજય-ચતુરવિજય શિષ્ય.]

**(૧૧૮૦ ક)** કલીયુગનો છંદ. ૧૯૦૨ વૈશાખ વદ ૧૦ આડેસરમાં.

કલશ.

ઇમ ચરિત્ર કલીયુગતણાં દેખી, મોહ મમતા પરિહરો,
માત તાત ને સુતા પરિજન, કોઇ કેહનો નવિ ખરો.
**ઓગણીશ બીલોતરા** વરસે, નગર **આડેસર** રહિ,
વૈશાખ વિદની તિથિય દશમી, સોમસુત વારે સહી.
**તપગચ્છ** સાસણ ગુરૂ સુભાષણ, **હંસવિજય** સુરતરૂ સમો,
તસુ સીસ **ગંગવિજય** સુસેવક, **ચતુરવિજય** ગુરૂ હિતધરો.
તસુ ચરણસેવક સદા સેવિત, પદ્મરાગ મધુ તણો,
તાસ પસાઈ ચોપાઇ ભાખી, **અમૃતવિજય** જયસુખ ઘણો.
—સંવત ૧૯૨૪ વૈ. શુ. ૩ પાટણ નયરે. પ્ર. કા.

---

**૫૮૩ નંદલાલ** (ઋષિ રતિરામ શિ૦)

**(૧૧૮૧)** લબ્ધિપ્રકાશ ચોપઇ. સં. ૧૯૦૩ કપૂરથલા.
—પત્ર ૪૫ બહાદુરમલ બાંઠિયાસંગ્રહ ભીનાસર.

**(૧૧૮૨)** જ્ઞાનપ્રકાશ સં. ૧૯૦૬ પંજાબ.
—પત્ર ૨૧ પો. ૮૩ નં. ૨૧૯૪ જિ. ચા.

---

**૫૮૪ કેશરીચંદ** [ખ૦]

**(૧૧૮૩)** જ્ઞાનપંચમી મહિમાસ્તવ સં. ૧૯૦૬ કાર્તિક શુ. ૫ રવિ. કોટામાં.

આદિ— દુહા.

અષ્ટ કર્મ મલ ક્ષય કરી, પ્રગટ કીયા ગુણ અષ્ટ,
ઇષ્ટ દેવ સિધ્ધિસકી, મો પર રહો સુદષ્ટ. ૧

અંતે—

સંવત્ **ઓગણીસ** શ્રાવણ માસ, વદની પાંચમનો દિવસ ખાસ,
વાર શુક્ર ને ચોઘડીયું સારૂં, પ્રસન્ન થયું મનડું મારૂં.
ગામ **ગાંગડના** રાજા **રામસિંઘ**, કીધો શલોકો મનને ઉછરંગ,
મહાજનના ભાવથકી મેં કીધો, વાંચી શલોકો મ્હોટો જશ લીધો.
દેશ **ગુજરાત** રેવાશી જાણો, **વિશાશરમાલી** નાત પ્રમાણો,
પ્રભુની કૃપાથી નવનિધિ થાય, એહુ કરજોડી **સુરશશિ** ગાય.
નામે **દેવચંદ** પણ '**સુરશશિ**' કહિયે, એહુનો અર્થ એકજ લહિયે,
દેવ સૂર્જ ને ચંદ્રજ છે શશિ; વિશેષ વાણી હૃદયામાં વસી. ૮૨

—પ્ર. શલોકા સંગ્રહ ભી. મા.

**(૧૧૮૦)+ વિવેકવિલાસનો શલોકો** સં. ૧૯૦૩ માગશર શુદ ૧૩ મંગલ.

આદિ—

**સરસતિ** માતા તુમ પાયે લાગું, દેવગુરૂ તણી આગના માગું,
કાયા નગરીનો કહું શલોકો, એક ચિત્તથી સાંભલજો લોકો. ૧

અંતે—

**ઓગણીશે ત્રણનો** માગશર માસ, શુકલ પક્ષનો દિવસ ખાસ,
તિથિ તેરશ મંગલવાર, કર્યો શલોકો બુદ્ધિ પ્રકાસ. ૮૯
શહેર **ગુજરાત** રેવાશી જાણો, **વીશાશિરમાલી** નાત પરિમાણો,
**વાઘેશ્વરી**ની પોલમાં રહે છે, જેહવું છે તેવું **સુરશશિ** કહે છે. ૯૦
નથી જાણતો ગણ ને ભેદ, કોઇ કરશો મ મુજપર ખેદ,
કવિજન આગલ મ્હારી શી ગતિ, દોષ ટાલશે માતા **સરસતી** ૯૧
સૂત્ર સિદ્ધાંત નથી હું ભણ્યો, જાડા રેશમનો દોરડો વણ્યો,
વાત સાચી છે કાયામાં જોજો, વિવેકી પુરૂષો વિચારી લેજો.

—પ્ર૦ શલોકા સંગ્રહ. ભી. મા.

## ૫૮૫ વિનયચંદ્ર

**(૧૧૮૪) ચોવીસી સં. ૧૯૦૬.**

—પત્ર ૭ સં. ૧૯૨૫ અ. શુ. ૭ જયપુર મધ્યે પો. ૮૩ નં. ૨૧૪૯ જિ. ચા.

---

## ૫૮૬ રામચંદ (ખ. ક્ષેમકીર્ત્તિશાખા શિવચંદ શિ.)

**(૧૧૮૫) કર્મબંધ વિચાર. સં. ૧૯૦૭ (૮) ગ્વાલીયર પાસે સિંધિયા કટકમાં.**

કર્મબંધ સુવિચાર, ચ્યાર તરૈ સ ગૂંથિયૌ,
ભાષામેં સુખકાર, સુગમ ભણી લઘુ બુદ્ધિસું. ૧
અણાહારિ આહારિ, જીવ હુવૈ કિણુ કિણુ સમૈ,
તેરૈ દ્વાર વિચાર, ભાષામેં કહિસું સુગમ. ૨

× × × ×

જડ ચેતન પરજાય, કરમબંધ ઇ જે કહ્યૌ,
તીનેં આહાર વિચાર, સપ્રતિપક્ષી જીવકે. ૧
એ તીને અધિકાર, પન્નવણાગમ જોયનૈ,
ભાષામેં સુખકાર, મતિ અનુસારે ગૂંથિયા. ૨
**સસ(અડ) પૂરણ નવએક**, સંવત સંખ્યા જાણિયૈ,
કાર્તિક માસ ઉદાર, જ્ઞાનપંચમી શોભતી. ૩
**ગોપાચલનૈ પાસ**, સિન્ધ્યાકટક સુહામણો,
ઇહાં એ ઉદ્યમ કીધ, સંપૂરણ રચના થઇ
(કાશીમેં પૂરણ ભયો) ૪
વડ **ખરતર** ગણમાંહિ, **ક્ષેમકીર્ત્તિ** શાખા ભલી,
તિહા પાઠક ગુણખાણ, **શિવચંદ** નામૈ દીપતા. ૫
તાસુ સીસ લઘુબુદ્ધિ, **રામચંદ** ભાષા લિખી,
સહુ સમઝણનૈ કાજ, પંચંગી પરમાણસું. ૬

શ્રી જિન મુખસું નીસરી, દ્વાદશ અંગ સરૂપ,
**શ્રુતદેવી** સમરણ કરૂં, ઉપજે ગ્યાંન અનૂપ. ૨
જ્ઞાન આરાધન પંચમી, ભાષી સૂત્ર મઝાર,
**વરદત્ત ગુણમંજરી** પરે, પામે સુખ અપાર. ૩

**અંતે—** ઢાલ ૭ જલજલતી મિલતી ઘણું રે એ દેશી.

**ભ**ગવઇ અંગ સુહામણો રે લાલ સુણીયૈ ધર ચિત ભાવરે.
ઋદ્ધિ સમૃદ્ધિ દાતાર સદારે લાલ વિવેકી,
ભવોદધિ ઉતરણ નાવરે વિવેકી. ભ૦ ૧

× × × ×

**છ રસ આકાસ ગ્રહ સસીરે** લાલ, કાર્ત્તિક સુદ રવિવારરે. વિ.
પાંચમ દિન મહિમા કરીરે લાલ, કોટૈ સહર મઝારરે. વિ. ભ. ૬
રાજ બિરૂદ **ખરતર** તણો રે લાલ, રાજૈ વિજય રાજ્યરે વિ.
શ્રી **જિનમહેંદ્ર** સૂરિસરૂ રે લાલ, પરઘલ સાથ સામ્રાજ્યરે વિ. ભ. ૭
ચોમાસો ઇણ થાંનકે રે લાલ, ઉછરંગે કીયો ભલ્લરે વિ.
સંઘ ભક્તિ બહુ સાચવેરે લાલ, સંઘનાયક **દાનમલ્લરે** વિ. ભ. ૮
એહ સ્તવન ગુણૈ સુણૈ રે લાલ, દુર હુવૈ દુખ ધંધ રે વિ.
આગમ વાણી જોયનૈ રે લાલ, એહ કહ્યો સંબંધ રે વિ. ભ. ૯
ભૂલો જો પરમાદમૈ રે લાલ, કવિજન સોધ્યો એહ રે વિ.
ભોલી ડાલી ભક્તડી રે લાલ, મૈં પરકાસી તેહરે વિ. ભ. ૧૦
ઉડગણ રવિ સસી જ્યો લગેરે લાલ, જ્યાં લગ મેરૂ ગિરંદરે વિ.
ગ્યાંન પ્રકાશ હવો સદારે લાલ, કહૈ મુનિ **કેસરીચંદરે** વિ. ભ. ૧૧

—સં. ૧૯૦૬ મિગશર સૂદિ ૩ દિને શ્રી કોટારામપુરા મધ્યે.
પત્ર ૫–૧૩ અનંત નં. ૨.

---

—(૧) ૮-૧૨ બી. ડી. ૧૯૯ રો. એ. સો મુંબઇ, નં. ૧૧૮૩. (૨) પત્ર ૬ સં. ૧૯૧૯ ચૈ. વ. ૧૧ અજીમગંજ મધ્યે લિ. પો. ૬૩ મહિમા. (૩) ૯-૧૧ ગુ. નં. ૫૫-૨૬. (૪) પત્ર ૧૨ પો. ૮૩ નં. ૨૧૦૮ જિ. ચા. (બાલચંદ નામે શિખરજી રાસ સં. ૧૯૩૧ કા. શુ. ૧૫ નો પત્ર ૮ પો. ૧૪ જય૦ માં નોંધાયેલ છે.)

(૧૧૮૭)+ સમેતશિખર ગિરિપૂજા સં. ૧૯૦૮ કા. શુ.

આદિ—

ચોવીસે જિનવર તણા, પ્રણુમી ભાવે પાય,
**સમેતશિખર** ગિરિરાયની, પૂજ કર મન લાય. ૧

અંતે—

ભવિજન **શિખર સમેત** વધાવો,
વીસ જિનેસર મુગતિ સિધા એ, એ તીરથ જગ ચાવો. ૧
સંવત **સિધિ નભ નિધિ વસુધા** સુભ, કાર્ત્તિક સુદિ પણ ચાવો,
**જિનસૌભાગ્ય** સૂરીસર ગુણનિધિ, **ખરતર** ગચ્છપતિ ચાવો. ૪
અમૃત લાભ **સમુદ્ર** પસાયે, પૂજ રચી મન ભાવો,
**બાલચંદ** પરમાતમ પ્રભુકા, હરખ હરખ ગુણ ગાવો. ૫

+પૂજાસંગ્રહ પૃ. ૧૪૧ થી ૧૬૮.

(૧૧૮૮)+ પંચ કલ્યાણક પૂજા. સં. ૧૯૧૩ શ્રા. શુ. ૫ વીકાનેર.

આદિ—

જ્યોતિરૂપ જગદીશનું, અદભુત રૂપ અનૂપ,
પ્રવચન પ્રભુના પ્રગટ પણ, જય જય જ્યોતિ સરૂપ. ૧
ચોવીસે જિનવર નમી, પંચ કલ્યાણક રૂપ,
શાસનનાયક વરણવું, દર્શન જ્ઞાન સરૂપ. ૨

અંતે—

તેજ તરણિસમ રાજે, પ્રભુજીકો તેજ૦
એક સમય પ્રભુ ઊરધ ગતિ કર, મુક્તિ મહલ સુવિરાજે. ૧

ગુણરાગી બહુ જાણ, ચિંતામણિ જસુ ચિત્તમેં,
વિરધીચંદ સુજાણ, ગોત્ર સંચેતી દીપતો. ૭
તસુ સમઝણને કાજ, ઉદ્યમ કરિ રચના કરી,
ન્યૂનાધિક જો દોષ, મિચ્છાદુક્કડ તેહનો. ૮

**તેર કાઠિયા સઝાય** સં. ૧૯૧૦ ભા. શુ. ૧૦

—પત્ર ૨ સં. ૧૯૧૦ આશ્વિન વ. ૨ દિન શ્રી ગોપાચલ પ્રસન્ન છયાજી મહારાવ સિંધેકટકે વિરૂદરામચંદ્ર મુનિરચિતા.

---

## ૫૮૭ બાલચંદ-વિજયવિમલ (ખ૦ પ્રીતિવિલાસ-ધર્મ-સુંદર-અમૃતસમુદ્ર શિ૦)

(૧૧૮૬) **સમેત-શિખર રાસ** સં. ૧૯૦૭ વૈશાખ શુદિ અજી-મગંજમાં.

આદિ—

વાંદી વીસ જિનેસરૂ, રચસ્યું રાસ રસાલ,
તીરથ સિખર સમેતની, મહિમા વડી વિસાલ. ૧

અંતે—

ખરતર ગચ્છપતિ મહિમાધારી, જાકો જસ વિખ્યાતજી,
જયશ્રી જિન સૌભાગ્ય સૂરીસર, અમૃત વચનસું ગાતજી.
તાસુ પ્રસાયે રાસ રચ્યો એ, અમૃતસમુદ્રને સીસજી,
બાલચંદ નિજમતિ અનુસારે, સોધ્યો વિબુધ સુજગીસજી.
સંવત ઓગણીસેં સિતડોત્તર સુદિ વૈશાખ સુઢાલજી,
રાસ અજીમગંજ માંહે કીનો, ભણતાં મંગલ માલજી.

કળશ

ઈમ સયલ સુખકર વીસ જિનવર, સંથુણ્યા મન ગહગહીં,
ગિર શિખર તીરથ તણી, મહિમા ભવિજન લય લહી.
શ્રી જિન સૌભાગ્ય સુરિંદને સુપસાય વરણ્યો રાસ એ,
કહે બાલચંદ એ શ્રવણ સુણતાં સદા આનંદ ભાસ એ.

**જસવિજય ગુરૂ ગુણ નિલો, જસ કહૈ સુજસ અભંગ,**
**નિમચ નગરે** પ્રણમીઇં, ભાવભક્તિ ઉચ્છરંગ.

—લિ૦ પૂનમ્યા ગચ્છિય વિજયરાજ શાખાયાં રતલામ નયરે થાવર્યા બજાર મધ્યે સુરથાન સં. ૧૯૧૧ વૈશાખ શુદિ ૫ ધર્મમૂર્ત્ત ઉસવંશ વૃદ્ધ સાજન સમ્યક્ વ્રતધારક દીવાણજી શ્રી અંબાલાલજી વાચનાર્થં. ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૩૬૦. ૧૩–૧૩ આ. ક.

---

**૫૮૮ ક વીરચંદ** (પાર્શ્વચંદ્રગચ્છ. હર્ષચંદ્રસૂરિ–ઇંદ્રચંદ્ર શિ.)

**(૧૯૮૯ ક) અંતરંગ કુટંબકબીલાનું ચોઢાલીઉં.** સં. ૧૯૦૯ માગશર શુ. ૧૧ મકસુદાબાદમાં અજીમગંજમાં.

આદિ— દૂહા

**વામા**-અંગજ **પાસ** પ્રભુ, હું પ્રણમૂં ધરિ હૂંસ,
**અશ્વસેન**-કુલ-દિનમણિ, પુરૂષોત્તમ પર પૂંસ. ૧
અનુભવ ચિંતામણ રતન, દાયક જગત પ્રમાણ,
...દશશિ દિનકર સદગુર, સૂરિ શિરોમણિ જાંણ. ૨

અંતે—

દિશ પૂરવ પાવન અતિ પરતષ, સોભિત સુંદર દેશ **બંગાલા**,
પુર **મકસુદાબાદ અજીમગંજમેં**, **વીર** યતીને બનાયા ચઉઢાલા. ૧૦
**સંવત્ ઉગણીસૈ નવ વરષૈં**, હિમ ઋતુ મિગસિર માસ સીયાલા,
શુકલપક્ષ પરતક્ષ મેં ગાયો, મૌન એકાદશી દિન અણીયાલા. ૧૧
**અશ્વસેન વામા** સુત સાચો, ચિંતામણિ પ્રભૂ **પાસ** નિહાલા,
આધી વ્યાધી ઉપાધી ગમાઇ, સાધી વંછિત જગ જયમાલા. ૧૨

કલશ

ઇમ પૂર્વ સૂરી ભણ્યો ભૂરી અંતરંગ કુટંબ એ,
ભવી ભાવ આણી સાર જાંણી ધરો ધ્યાન આલંબ એ.
જિનવચન સાગર સુખ સાગર...વિચાર એ,
યશનિલય અનુભવ તત્ત્વદાયક સદા બુદ્ધિ પ્રચાર એ. ૧

સંવત ઓગણીસે તેહો(શે)ત્તર, શ્રાવણ શુદિ પખ રાજે,
શ્રી જિનરાજ તણા ગુણ ગાયા, પંચમી દિવસ સમાજે. ૪
શ્રી વિક્રમપુર નગર મનોહર, શ્રી સંઘ સકલ સમાજે,
પંચ કલ્યાણક પૂજા પ્રભુકી, કીની હિત સુખ કાજે. ૫
શ્રી ખરતર ગચ્છનાયક લાયક, યુગપ્રધાન પદ છાજે,
જંગમ ગુરૂ ભટ્ટારકવર શ્રી, જિનસૌભાગ્ય સુરાજે. ૬
પ્રીતિવિલાસ ધર્મસુંદર ગણિ, અમૃતધર્મ સુભ્રાજે,
પાઠક વિજયવિમલ પ્રભુકે ગુણ, ગાવત ઘન જિમ ગાજે. ૭
હંસવિલાસ પ્રવર ગણિવરકી, પ્રેરણયા સુસમાજે,
શ્રી જિનવરકી સ્તવના કીધી, ધર્મ પ્રભાવન કાજે. ૮

+પૂજાસંગ્રહ પૃ. ૧૬૯ થી ૧૯૯.

---

## ૫૮૮ જશવિજય (૨) (અન્નવિજય શિ.)

(૧૧૮૯ક) ચોવીશી. (૨૪ જિન સ્ત૦) સં. ૧૯૧૦ નીમચમાં.

આદિ— નિંદડલી હો વૈરણ હોય રહી—એ દેશી.

ઋષભ જિણેસર સાહિબો, તુમ દીઠેં હો મુજ પાપ પુલાય કે,
ભવભયથી હું ઉભગ્યો, તુમ ચરણેં હો આવ્યો મહારાય કે.

અંતે— દેશી જકરીની

શ્રી જિન વીર જિનંદ શાસન પતિ બંદીયે.

× × × ×

ચૌત્રીસ અતિસય ચરમ જિનવર થુણ્યો અતિ આનંદ ભરે,
આસોજ ઉજલ અષ્ટમી દિન સંવત ઉગણીસ દસોતરે.
અન્નવિજય ગુરૂરાયે સેવી જસવિજય ઉલટ લહ્યો,
નીમચ લસકરમાંહિ રહિને વીરસ્વામી જસ કહ્યો. ૧૧

શાંતિ સ્ત૦

શાંતિજિણંદ મયા કરી, દરસણ દ્યો મહારાજ,

× × × ×

તપાગચ્છ સીંહસૂરીસર, તપગચ્છ કેરો રાયાજી,
તાસ સીસ સત્યવિજયજી, સત્ય વચન કહાયાજી. ૧૧
સીસ મનોહર કપુરવિજયજી, કપુર સમાન કહાયાજી,
ખીમાવિજય ખીમા ગુણ ભરીયા, જસવિજય મુનિરાયાજી. ૧૨
તાસ સીસ સંવેગી ગીતારથ, શુભવિજય સોભાગીજી,
સુંદર સરસ જગતમેં ચાવો, વીરવિજય બડભાગીજી. ૧૩
વીરગુરૂની સોભા જગમેં, બહુ કરતી જગ વ્યાપીજી,
હેવા ગુરૂના ગુણ નવી ગાવે, તેહ જગતમાં પાપીજી. ૧૪
ગુરૂ ગુણ ગાવેં બહુ સુખ થાવેં, મધુરે કંઠે મલાવેજી,
તસ ઘર લીલા કમલા આવેં, ગાવે રંગ રસાલાજી. ૧૫
અનુક્રમેં સુખ સંપદા પાંમી, સરસ સુધારસ ફરસેજી,
ગુરૂની ભગતી કરતા પ્રાંણી, મનનું ધાર્યું ફરસેજી. ૧૬
પ્રથમ ગુરૂને પછેં દેવ તે, ઇમ જિનવરની વાણીજી,
ગુરૂના ચર્ણ કમલ સેવાથી, લહેં આતમ ગુણ ખાણીજી. ૧૭
સંવત ઓગણી રૂદ્ર (૧૯૧૧) વરસે, ચૈત્ર પુનમ સોમવારજી,
ઇમ નીરવાણની રચના કીધી, વિજયદેવેંદ્રસૂરી રાજેજી. ૧૮
ઇમ શુભ વીરવિજયનું નીરવાણ બંધુર સિધું રગરસાલજી,
રંગવિજય કહેં ભણસેં ગણસેં, તસ ઘેર મંગલમાલજી. ૧૯

—પ્ર૦ જૈ. ઐ. ગૂર્જરકાવ્ય સંચય.

[ આ કવિ રંગવિજય કરતાં દીક્ષામાં મોટા બીજા રંગવિજય હતા એ આ રાસમાં કરવામાં આવેલા ઉલ્લેખ પરથી જણાય છેઃ—

જિમ ગુરૂ ગૌતમને થયું રે રાજ, સાંભલી વીર નિરવાંણ,
તિમ મુઝને તુમ ગયે થકેરે રાજ, પ્રગટયો ખેદ અપાર.
મોટા રંગવિજય સમઝાવતારે રાજ, સો સો કરી મુઝ વાતરે,
હર્ષવિદુ માહર કમકમેરે રાજ, દેખી તુમ નિરવાણરે. ]

ગુરૂ...અતિશયવંત પરગટ પાસચંદ ગછપતિ ભલા,
શ્રી હર્ષચંદ સુરિંદ સદગુરૂ વિજયતે ચઢતી કલા.
જસુ પાદપંકજ સેવતા નિત ઇંદ્રચંદ્ર ઉદાર એ,
તસુ શીસ ગાવે ગ્યાંન પાવૈ **વીર** બચન શ્રીકાર એ. ૨

—સર્વ ગાથા ૫૭ દસકત અ. વીરચંદ યતીકા છે, બનારસજી સવાઇ રામજી કે વાસ્તે લિપ દીયા સંવત્ ૧૯૦૯ મિતી પોષ વદિ ૬ રાત્રૌ। શ્રી મકસૂદાવાદ અજીમગંજમે ॥ પ-૧૩ અનંત. નં. ૨

---

**૫૮૯ રંગવિજય** ( ત૦ વીરવિજય (નં. ૫૨૬) શિ. )

**(૧૧૯૦) + પં. શ્રી વીરવિજય નિર્વાણ રાસ** (ઐ.) સં. ૧૯૧૧ ચૈત્ર પુનમ સોમવાર.

આદિ—

શ્રી **સંખેશ્વર પાસજી**, પ્રણમું એહના પાય,
**અશ્વસેન** રાજા કુલે, જનમ્યા શ્રી જિનરાય. ૧
**વામા** ઉરસર હંસલો, ગુણ મણી રયણ ભંડાર,
જરા નીવારી જાદવતણી, પ્રગટયો જયજયકાર. ૨
**પદમાવતિ** ચરણેં નમું, જાગતિ જગ વિખ્યાત,
સુખ લીલા આપેં સદા, દુઃખ નિવારણ હાર. ૩
**સરસતી** ભગવતીનેં નમું, ગુરૂ ગુણ ગાઉં રસાલ,
શ્રી **શુભ-વીર** ગુરૂ તણા, ગુંણ ગાઉ મનોહાર. ૪
ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ ગુણ રયણની ખાણ,
ગુણ ગાઉ ગુરૂજી તણા, પ્રગટેં ક્રોડ કલ્યાણ. ૫

અંતે—

ઢાલ-૯ કલશ-( તપગચ્છ નંદન સુરતરૂ પ્રગટયા-એ દેશી. )
ગાયારે મેં ગુરૂ ગુણુ ગાયા, ઉલટ અંગમાં આણીજી.

× × × ×

**૫૯૧ રત્નપરીખ.** [ આં. વખતસાગર–ભાવસાગર શિ૦ ]

**(૧૧૯૩) તીર્થમાલા.** ( સિદ્ધગિરિ વર્ણન ) ૧૬ ઢાલ સં. ૧૯૧૮ ભાવનગરમાં.

આદિ— દુહા.

સ્વસ્તિ શ્રી સુખ પૂરવા, સિદ્ધિ સુજસવિલાસ,
પદપંકજ પ્રણમુ સદા, શ્રી **ભાવેસ્વર પાસ.** ૧
સરસ વચન રસ વરસતી, ત્રિય જગવિજયા માત,
કવિજનકું સુખદાયિની, નમિયે નિસ પ્રભાત. ૨
**ચિદાનંદ** ચિતમાં વસે, અમર અમરપદ હોય,
ભાવ સહિત **સિદ્ધગિરિ** તણા, ગુણ ગણ વરણે કોય. ૩
તે માટે મુઝ મન વિશે, પ્રગટ થયો અભિલાષ,
ગિરિ પર સંખ્યા ચૈસકી, વલિ જિનપ્રતિ માભાષ. ૪

અંતે— રાગ ધન્યાશ્રી.

ગાયો ગાયો રે શ્રી **સિદ્ધગિરિ** ગુણ ગાયો,
સંવચ્છર **ઉગણીસ અઢારે, શક સત્તર ત્યાસી** ભાયો.
**સન અઢાર એગસઠ** ઇગ્રેજી, જાત્રા ગણિત બનાયો રે. ૨
ગામ **પાલિતાણે** કરિ જાત્રા, સ્તવન જગતગુરૂ ગાયો,
ઉજ્વલ પક્ષ પુનમ રવિવારે કાર્તિક માસ કહાયો. ૩
સેઠ **હિમાભાઈ** કેરો નંદન, **પ્રેમાભાઈ** બહુ ડાહ્યો રે,
બહુ દુકાન દેશાવર ચાલે, **ભાવનગર** એક દાયો. ૪
મુખ્ય મુનમ જૈચંદ કુલમાં, **ખેમચંદ** મન ભાયો રે,
રાયણ પગલાં મુલનાયકનાં, જિર્ણોદ્ધાર બનાયો. ૫
તાસ પુત્ર **લલુભાઈ** ઉત્તમ, ગણિતસંખ્યા સમઝાયો રે,
કવિ નિજ ઉપગારિ અબ વરણે, **તપગચ્છ** વંશ દીપાયોરે. ૬
**અમરવિજય વિદ્યાગુરૂ** મારા, શ્રુતવર આસીસ પાયો,
પાઠક નવપલવ સમ કર્ત્તા, અર્ધ આચાર્ય ગણાયો રે. શ્રી. ૭
શ્રી **ચિદાનંદ** ગુરૂ ધર્માચારય, અનુભવ શ્રદ્ધા છાયો,

**૫૮૯ક દયાવિજય.** [ રંગવિજય–ઋષભવિજય શિ૦ ]

**(૧૧૯૦ક) પંચતીર્થ ગુણનામ વર્ણન સ્તવન.** સં. ૧૯૧૨ મધુ માસ. વીસનગરમાં.

આદિ પત્ર નથી. ૧ તારંગા, ૨ અર્બૂદાચલ, ૩ રાણપુર તીર્થ, ૪ નડુલાઇ, અને ૫ નાડોલ એ પાંચ તીર્થપર સ્તવનો છે. તે પાંચેની યાત્રા કરતાં વચમાં જે જે ગામો આવ્યાં તેનો પણ ઉલ્લેખ છે.

ધન ધન તિરથ જે કરે એ. સુલભબોધિ નરનાર,
**દયાવિજય** મુનીશ્વર કહે એ, પામે સુખ શ્રીકાર. ૧૫
—ઇતિ લઘુ પંચતિરથી સ્તવન.

અંતે—

કલશ.

ઇમ વિશ્વનાયક મુગતિદાયક પ્રણમું હું તિરથપતિ,
**વીસનગર** વાસી જૈન અભ્યાસી ભાઇ **જેઠાસા** સંઘપતિ. ૧
સંવત **ઓગણી બારા વરસે**, ભેટીયા મધૂ માસ એ,
ગુણ ગાયા રંગે ઉલટ અંગે, થુણ્યા શ્રી જગદીસ એ. ૨
પંચ તિરથ વંદી મન આનંદી, સાસન દેવી સુખ કરો,
**રંગ ઋષભ** ગુરૂ ચરણ સેવા, સકલ સંઘ મંગલ વરો. ૩

—ઇતિ શ્રી પંચતિરથી ગુણ નામ વર્ણન સ્તવનં સંપૂર્ણઃ ।। શ્રી પાટણનગરે લ૦ । સં. ૧૯૧૨ જ્યેષ્ટ વદિ ૮ દીને બૂધવાસરે ।। શ્રી ઇષ્ટદેવ પ્રસાદે ।। શુભં ભવતુ. ૬–૧૩ જશવિજયમુનિ સંગ્રહ.

---

**૫૯૦ ઋદ્ધિ શ્રી (સાધ્વી)**

**(૧૧૯૧) +પ્રતાપસિંહ બાબુરાસ.** (ઐ૦) સં. ૧૯૧૬.

---

**૫૯૧ પુણ્યસાગર સૂરિ** [ આંચલિક ]

**(૧૧૯૨) સૂતક સઝાય ચોપઇ.** સં. ૧૯૧૬.

—પત્ર ૧૩ સં. ૧૯૩૯ લિ. બૌરોકી સેરી ઉપાશ્રય વીકા૦

લાલ, લાલ સનેહી સાજન સાંભળો રે.

× × × ×

રસ ઇંદુ નિધાન શશિ સહી રે, સંવત સુશોભિત અશ્વિન માસ. હો લાલ.

શુકલ પક્ષે તિથિ ત્રયોદશી રે જોડી જેતપુર રહી ચોમાસ હો લાલ. ૨૫

+ચોવીશી

આદિ— ૧ ઋષભદેવ સ્વામીનું સ્તવન

( ઊંબરીઓ ગાજે હો ભટીયાણી રાણી વડ સુવે-દેશી )

આદિ જિણંદા વંદો હો પ્રભુ નંદન નાભિ નરેંદનો મરૂદેવી અંગ જાત.

× × × ×

ખોડીદાસ તુમારો હો, ચરણાથી ન્યારો નવી કરો રાખો તુમથી લાર આદિ૦

અંતે— ૨૪ મહાવીર જિનનું સ્ત૦ રાગ ધનાશ્રી

સુગુણ જન પ્યારે, શ્રી મહાવીર જિન ગાયો

સિદ્ધારથ નંદન ત્રિજુગ વંદન, ત્રિશલા માતકો જાયોરે—સુગુણ.

× × × ×

ચાર તિરથ કો ચરણ કરણસેં, જન્મ મરણ મિટાયો

શ્રી મહાવીર મુક્તિમેં સિધાયો, ખોડીદાસ ગુણ ગાયોરે. સુગુણ૦ ૯

---

(૧૧૯૫)+ બહુતરી ( ૭૨ પદ્ય ) સં. ૧૯૧૮ જ્ઞાનપંચમી

કવિ લઘુતાઈ વર્ણન-મનહર છંદ

પ્રણમું પરમ જ્ઞાન ધરૂં સુગુરૂકો ધ્યાન
પરિહર માન કરૂં, ગ્રંથકો બનાવજી
સરસ્વતિ મતિ શુદ્ધ, આપો નિરમળ બુદ્ધ
વરણ વિરૂદ્ધ નાવે, ફાવે સબ દાવજી
લઘુ વય મુજ મેં તો, જાનું ન ગંભીર ગુઝ,

સિદ્ધગિરિની તલેટીએ વાંદી, ચરણસું પ્રેમ લગાયે રે. શ્રી. ૮
વિધિ પક્ષ ગંછ શ્રી **ભાવનગર**માં, **વખતસાગર** મુનિરાયે,
તાસ શિષ્ય શ્રી **ભાવસાગર** ગુરૂ, પદકજ સીસ નમાયોરે. શ્રી. ૯
ત્રિકરણ જોગે સિદ્ધગિરિમાં, માંગું એહ પસાયે રે,
ઈણ ભાવમાં જતિ વેશ ધરિને, ભ્રષ્ટસેં અધિક ગણાયે રે. શ્રી. ૧૦
કંચન કામિની નેહ રમે હજી, મન નહી ધીરજ છાયે,
ગુરૂ કીરપા શ્રદ્ધા કછુ ભાસેં, શુદ્ધ ક્રિયાધર નાયે રે. શ્રી. ૧૧
જ્ઞાન ક્રિયા સંપૂરણ પ્રગટે, સંવર ભાવ દીપાયે,
આતમ અંગ અબંધ પ્રકાસે, દીજ્યેં વીનતી સુણાયા રે. શ્રી. ૧૨
શ્રી **ભાવનગર ભાવેશ્વર** સાહેબ, **ભાવસાગર** ગુરૂરાયે,
શિષ્ય સુરત્ન **પરીક્ષક** જંપે, દીન દીન તેજ સવાયે રે. ૧૩

—લિ. સ્વહસ્તે—૧૩-૧૨ પોથી નં. ૫૨. કોટ ઉ.

---

## ૫૯૩ ખોડીદાસ (ખોડાજી સ્વામી) (સ્થાનકવાસી ગોંડલ સંઘાડો રતનશી—ડુંગરશી-રવજી-મેઘજી—ડાહ્યાજી-નેણશી-મૂળજી-ડોસાજી શિ૦ )

( હાલારના રાજકોટ ગામમાં વણિક વીરજીને ડાહી નામની પત્નિથી સં. ૧૮૯૨ કાર્ત્તિક શુદ ૧૧ ને દિને જન્મ. નામ ખોડો. ડોસાજી સ્વામી પાસે સં. ૧૯૦૮ અસાડ શુદ ૧૧ દિને દીક્ષા. ગોંડલમાં સં. ૧૯૨૭ ભાદ્રવા શુદ ૧૧ શનિવારે સ્વર્ગસ્થ. આટલી હકીકત તેનું જન્મચરિત્ર કવિતામાં પડધરીવાળા રણછોડ હીરજી ખત્રીએ રચેલ સં. ૧૯૪૫ માં છપાયેલ છે તેમાંથી-તેમજ મેંગણીના અમરચંદ ભવાને સં. ૧૯૩૧ માં છપાવેલ તેના વિષેની કવિતામાંથી લીધેલ છે. )

**(૧૧૯૪)+ નિરંજન પચીશી** સં. ૧૯૧૬ આશો શુ. ૧૩ જેતપુરમાં

લાલ પિયારીના સાહિબો રે એ દેશી

નમીએ નાથ નિરંજન દેવને રે, નિશ્ચે સંપતિ સુખ ભરપુર હો

+**જોબન પચીસી** સં. ૧૯૧૬ પોશ શુ. ૧૫ ગોંડલમાં

માતાજી મરૂદેવા રે ભરતને એમ કહે-દેશી

જોબનિયાનો લટકો રે દહાડા ચારનો

પુર પાણીનું જાતાં ન લાગે વાર જો

કાચનો કુપો ભટકયો કટકા થઇ પડે

અથિર ડાભી અણી ઉપર જળ દાર જો—

× × × ×

સંવત ઓગણીસે સોળ ને પોસ પુરણ તિથિ

**જોબન પચીસી** જોડી **ગોંડલ** વાસ જો

ગુરૂ પુંજાજી સ્વામી ગુણના પુંજ છે

વૃદ્ધ રૂપિનો શિષ કહે ઓડીદાસ જો- જોબનિયાનો ૨૫

+**સત્ય બાવીસી**

માળા ક્યાં છે રે-દેશી

ટેક ન મુકો રે, ધરિયે ધર્મ વિવેક કે સત્ય ન ચુકો રે.

× × × ×

તેહ ગુરૂ ગુણ ગેહ પસાયે, પ્યારા મારા, સત્ય બાવીશી બનાવી

**ઓડાજી** કહે ખાંત ધરીને, ભવ્ય જીવને સમજાવી રે- ટેક. ૨૨

**(૧૧૯૭)+ ભીમજી સ્વામીનું ચોઢાલિઉં** ( ઐ. ) સં. ૧૯૧૬ પોશ શુ. ૧ ગોંડલમાં

**આદિ—** દુહા

પ્રણમું પ્રથમ જિણંદને ફંદ નિકંદ અમંદ

ચંદ દિણંદ નરેંદ્ર નમે, સેવે સુરગણવૃંદ ૧

**ડુંગરશી** સ્વામી તણા પટોધર પ્રસીદ્ધ

**ભીમ**જી સ્વામી ગુણ સ્તવું, નામ થકી નવ નિધ. ૪

( સં. ૧૮૬૦ માંગરોળમાં ડુંગરશી સ્વામી પાસે દીક્ષા, પિતાનું નામ ચાંપસી, માતાનું નામ ઝમકુ, સં. ૧૯૧૫ કાર્તક વદ ૧ ને દિને સંથારો, પોષ શુદ ૫ દિને સ્વર્ગવાસ, આયુષ્ય ૭૨ વર્ષનું. )

બાળક કવિતા બુઝ, હશે કવિ રાયજી
શુદ્ધ ઉપદેશ કુડ, કપટ ન લેશ કીનો
જ્ઞાનમેં પ્રવેશ, **ખોડીદાસ** શુભ ભાવજી. ૧

× × × ×

**સિદ્ધિ શશિ નિધિ ચંદ**, જ્ઞાનપંચમી આનંદ
મનહર છંદ કિયે, બાળ કવિતાઇ હે
ગુરૂ ગિરિ સિદ્ધ ઇસ તાહીકે શિક્ષાન શીષ
**નેણશી** મુનીશ જાકી, પુરણ પુન્યાઈ હે
**મુળજી** સ્વામી મહંત, જસ કીરતી અનંત
તસ શીષ **પુંજાજી** કી, જગતમેં સવાઈ હે
સુગણ અનુજ તાસ, **ડાસાજી** સ્વામી ઉલાસ
તસ શીષ **ખોડીદાસ, બહુતેર્ગી** બનાઇ હૈ. ૭૩

(૧૧૯૬)+ **જુગટ પચીશી** સં. ૧૯૦૧ (?) આશો ૮

સે ગુરૂ ચરણે રે નમીએ દેશી

છેલ છબીલા રે સુણજો વૈર વિરોધ વ્યસન અવગુણજો
શિક્ષા કાને રે ધરજો લાજ ઘટે તે કાજ ન કરજો
છેલ છબીલા રે સુણજો-૧

× × × ×

**શશિ નિધિ રે ચંદ**, અષ્ટમી અશ્વિન માસ આનંદ
**જુગટ પચીસી** રે જોડી, કહે **ખોડીદાસ** વ્યસન દ્યો છોડી. છેલ૦૨૫

+**તસ્કર પચીસી** સં. ૧૯૧૬ આસો

રઘુપતિ રામ રૂદામાં રહેજો રે-દેશી

ચોરી ચીત ના ધરો નરનારી રે, પંચમેં પરતીત તુમારી
ચોરની ચોટે ચરચા થાય રે, ફીટ ફીટ લોકોમાં નિંદાય રે
કલંકે કુળ લજવાઈ, ચોરી ચીત ના ધરો નરનારી રે. ૧

× × × ×

ચોરી અવગુણ કેતા પ્રકાશું રે, **ઓગણીશં સોળનો** આસુ રે
જોડી પુર કતેત ચોમાસું, ચોરી૦ ૨૫

તું વરદા તું સારદા, હંસાસની કવિમાય,
દેજ્યો બુદ્ધિ નીરમલિ, આણુજ્યો અક્ષર હોય. ૨
ગુરૂ નમીયે ગુરૂતા ભણી, ગુરૂ સમ અવર ન કોય,
ગુરૂ પદ પંકજે સેવતાં, ગુરૂ ગૌતમ સમ હોય. ૩
શ્રી ગુરૂ દેવ પસાયથી, રચું **અંજના રાસ,**
સતિયા માંહી સિરોમણી. સીયલે સદા સુખવાસ. ૪
સીયલ સમોવડ કો નહીં, સિયલે સુભ ગતી હોય,
સીવ સુખ પામે સિયલથી, સિલ પાલો સહુ કોય. ૫
એક ચિત્તથી સાંભલો, સિલનો અધિકાર,
નરનારી એ ધર્મથી, પામ્યા ભવનો પાર

અંતે—

સાધ સીરોમણ ગુણ શ્રુતસાગર, જિન શાસન જયકારીજી,
ગીરવા ગુરૂ **ગીરીસીંઘ** કહાયા, સંજમી સુધાચારીજી. ૯
તસ પય સેવક વાકય વીચીક્ષણ, પરાઘાત પ્રતાપીજી
**રવી** મુનેશ્વર ધર્મ ધુરંધર, પ્રતિબોધ્યા કંઇ પાપીજી. ૧૦
તસ પદપંકજ પરીમલ સ્વાદી, જ્ઞાન ગુણે કરી ભરીયાજી,
**નેત્રસીંઘ** મુની નીજ ઉપદેશે, જીવ અનેક ઉધરીયાજી. ૧૧
તાસ પટોધર પ્રકૃતિ કોમળ, પ્રાણીને શિક્ષક દાતાજી
ભદ્રક ગુરૂ ગુણસાગર ભરીયા, વસુધામાં વીખ્યાતાજી. ૧૨
**મુલજી** સ્વામી મહંત મુનેશ્વર અનહદ તે ઉપગારીજી,
તસ લઘુ બંધુ **ભીમજી** સ્વામી, ગછનાયક સુખકારીજી. ૧૩
તેહના અંતેવાસી ઉત્તમ, **નૈણસી** સ્વામી સુખકંદાજી,
**કાંહાનજી** સ્વામી પ્રત્યક્ષ પંડિત, મિથ્યા ફંદ નિકંદાજી. ૧૪
**મૂલજી** સ્વામીના સીષ સુંદર, વદન સુધા રસ ચંદાજી,
**પુંજાજી** સ્વામી ગુણ દરીયા, મહાતમવંત મુણંદાજી. ૧૫
તસ લઘુભ્રાતા ગુણ વીખ્યાતા, વૃદ્ધ મુની કોવીદાજી,
વ્યાખ્યાની વીવીધોપદેસી, પ્રતીબોધ્યા જનવૃંદાજી. ૧૬

અંતે—

કલશ

**રસ ઇંદુ નિધિ શશિ** વરસે પોસ શુદ પ્રથમ તિથિ
વાર થાવર સ્થિર ચિત્તે ગામ **ગોંડલ** હેજથી
ચાર ઢાળ રસાળ રૂડી જોડી ગુરૂ ગુણમાલ એ
નિસુણે બાળગોપાળ ભાવે તસ ઘર પુણ્ય પ્રમાલ એ.

**+૨૪ તીર્થંકરનું ચોઢાળિયું.** સં. ૧૯૧૮ શુ. ૧૩ સોમવાર થાનમાં

ઢાળ ૧ લી

કાનજી ચાખડીએ ચડીને ખડચા તો ભલે પડચા રે લોલ—દેશી

પ્રભુજી **આદિ** જિણેસર **નાભિ** નરેસર નંદના રે લોલ,
મજરો માનજો મહારાજ

× × × ×

ઢાળ ૪ થી પધારો પિયર ભણી—દેશી

મારા મનના મોહન **મલીનાથજી**, તનુ નીલ વરણુ સુકમાલ
વચન છે રસાલ, સુગુણ જિન સાહિબા. ૧

× × × ×

ચોથી ઢાળ રસાળ રાગે કરી, કરજોડી કહે **ખોડીદાસ**
પુરો મુઝ આસ, સુગુણ૦ ૭

કળશ

**થાન** વાસે મન ઉલાસે **ઉગણીસે અષ્ટાદશે**
ચંદ વારે શુકલ પક્ષે ગાઇયા ગુણ તેરસે.

(આ ઉપરની કૃતિઓ 'ખોડાજીકૃત કાવ્યસંગ્રહ' ભાગ ૧ લો પ્ર. કાનજી કરસનજી ગોંડલ આવૃત્તિ ત્રીજી સં. ૧૯૪૦માં પ્રકટ થઇ છે)

**+પ્રકીર્ણ નાની કૃતિઓ**—ખોડાજી કૃત કાવ્ય સંગ્રહ ભાગ ૨ જો પ્ર. કાનજી કરસનજી, ગોંડલ આવૃત્તિ પહેલી સં. ૧૯૩૨માં પ્રકટ થઇછે.

**(૧૧૯૮) અંજના સતીનો રાસ.** સં. ૧૯૧૯ વૈ શુ. ૩ સોમ ગોંડલમાં.

આદિ—

દુહા

પ્રણમું **વીર** જીણંદ પદ, કેવલ તત્ત્વ નિધાન,
જાસ પસ્સારા સંપજે, રિદ્ધ વૃદ્ધ સુપ્રધાન. ૧

આગમ ઉત્તરાધ્યયનને, ત્રયોદશમે અધિકાર,
કથાનુસારે વર્ણવું, યથા બુદ્ધિ વિસ્તાર. ૧૭

[૪ ઉલ્લાસમાં ૧માં ઢાલ ૨૧ ગાથા પ૨૬, ૨માં ઢાલ ૨૭ ગાથા ૫૮૩, ૩માં ઢાલ ૧૯ ગાથા ૪૪૬, ૪માં ઢાલ ૨૧ ગાથા ૫૫૮ રચી રાસ અધૂરો મૂકી કવિ સં. ૧૯૨૭માં સ્વર્ગસ્થ થયા. પછી ભાવનગરવાળા ઉમેદચંદજીએ બે ઉલ્લાસ રચી નવાનગરમાં આ રાસ સં. ૧૯૫૧માં પૂર્ણ કર્યો તેમાં કલશ છેવટે આપ્યો છે કેઃ—

અંતે—

રત્નાકર સૂરિ રત્ન ગણધર, સંઘ શિરપર ગુણનિલો,
તસ શિષ્ય પટધર ગિરિ મુનિવર, નાણ સરવર જળ ઝિલો. ૧
તાસ ચરણાંકિત રવ રૂષિ ગાવે ગુણ ગણ મુનિવરા,
પ્રાવૃષ ઋતુપતિ પાટ નાયક સેવ્ય સેવક નરવરા. ૨
તસ પટોધર નીતિ નીકો ટીકો ડહાપણ મહરષિ,
તાસ આસન સહાય મુનિવર ધનુષાકૃતિ નયના જસી. ૩
મૂળ જીવ રક્ષાદિ વ્રતધર, નામ સમ ગુણ પટપતિ,
તાસ સુત મુનિ વૃદ્ધરાજે સ્થવિર ત્રિહુ રત્ન સંપતિ. ૪
તુમ તનય મુજ નામ પંથુ સેવ્ય મુજ સેવક તણા,
તુજ સુરત કીરત ઉરમાં કેમ વિસરે ગુણ ઘણા. ૫
આપ સુરતરૂ નામ ફળ હું, ખ્યાતિવંતો તમ ગુણે,
તેહ ભણી તુજ નામી સેવક, રાસ બ્રહ્મદત્તનો ભણે. ૬
સંઘ સુહંકર નવલનગરે ધર્મી ભકત ગુરૂરંજણા,
પુણ્ય તરૂવર પૂર્વ છાંઇ, હોજો રંગ વધામણાં. ૭
તાસ આગ્રહ ગ્રંથ રસમાં અધિક જાણી જામના,
ભૂપ ખટ ખંડ શંભુ જાણી ખંડ ખટ એહ રાસના. ૮
ઢાલ એકસો ઉપર બારમી નારિ સમ શિર કળશ લઇ,
પૂરિત રસ વૈરાગ્ય પૂરણ ધનાશ્રી મંદિર ગઇ. ૯

તસ પદ સેવક રૂપી **ખોડીદાસે**, **અમરસી** પણ સંગેજી,
ત્રેસઠ ઢાલે એ રાસ બનાવ્યો, આનંદ અંગ ઉમંગજી. ૧૭
**ઉગણીસેં ઉગણીસની** સાલે, વઇસાક શુકલ પક્ષેજી,
તક્ષ ત્રી(જ) સસીવાર સંજોગે, સંઘ સકલ સમક્ષેજી. ૧૮
**ગોંડલ** ગામે ઉત્તમ ઠામે, ગાયો એહ ચરિત્રજી,
એક ચીતે થઇ જે સાંભલસ્યે, થાસ્યે પરમ પવિત્રજી. ૧૯
ગુરૂ લઘુ અક્ષર ઉછો અધિકો, કહીવાણો હોય જેહજી,
ત્રીવીધે ત્રીવીધે મુઝને હોસ્યેં, મીછામીદુક્કડં તેહજી. ૨૦

—લ. સં. ૧૯૫૫ આ. શુ. ૧૦ લ. ભાવસાર પીતાંબર હરી રહેવાસી ગોંડલના–પત્ર ૫૦ પં. ૧૫ ધો. સ. ભં.

**(૧૧૯૯)+ બ્રહ્મદત્ત ચક્રવર્ત્તિ રાસ** (ચિત્સંભૂતિ રાસ) સં. ૧૯૨૭.

**આદિ—** દુહા

પ્રથમ કુંવર ક્ષિતિપતિ પ્રથમ, પ્રથમ તીર્થ કરનાર,
**આદિ** જિન અનુદિન નમું, **નાભિનંદ** સુખકાર. ૧
ઇક્ષુ પ્રથમ ઇંદ્રે દિયો, પસર્યો વંશ ઇક્ષાગ,
પારણે ઇક્ષુ રસ પિયો, મિષ્ટ ઇષ્ટ વીતરાગ. ૨

× × × ×

ગુરૂ ગ્યાતા માતાપિતા, શાતા દાતા સોર,
ગુરૂ તીર્થ ગુરૂ દેવતા, ગુરૂ ગુણ અપરમપાર. ૭

× ÷ × ×

**સરસ્વતિ** મતિ અતિ નિર્મલી, સદ્ય સુબુદ્ધિ દાતાર,
અષ્ટ સિદ્ધિ નવ નિધિની, તુંહિ કરૂણા કરનાર. ૧૧

× × × ×

આશા પૂરણ આપ છો, તેથી કરી અરદાસ,
રચું રાસ **બ્રહ્મદત્તનો, ચિત્ત** વૃત્તાંત વિલાસ. ૧૫
એહ કથા સુધા સમી, નવરસ નિર્મિત જેહ,
શ્રોતાજન શુભ ચિત્તશું, સુણજો ધરી સનેહ. ૧૬

કિર્તિ તપ મણી બુધી વિજય ગુરૂ, નિત્યવિજય તસુ ભક્તેં,
જિનવર પૂજા તે નિજપૂજા, પ્રગટે અન્વય સક્તેં રે. મેં. ૩
તત્ત્વ ઈંદુ નિધિ ચંદ સંવચ્છર, સુરત રહિ ચોમાસ,
કતારગામ આદિનાથ પ્રસાદે, ઉદ્યમ ભાવ ઉલ્લાસે રે. મેં. ૪
નેવું જિનકલ્યાણક દિવસે, આતમ આપ ઠરાયા,
પ્રભુ ગુણ ગણ મુક્તાફલ માલા, સંઘને કંઠે સોહાયા રે. મેં. ૫

—પ્ર૦ ચોવીશિ તથા વીશિ સંગ્રહ-સા. પ્રેમચંદ કેવલદાસ સંવત ૧૯૩૫ સને ૧૮૭૯ પૃ. ૭૧૬ થી ૭૩૫.

---

૫૯૫ આનંદ જેઠમલ (ઓસવાલ જેપુરવાસી શ્રાવક).

(૧૨૦૧) જંબુસ્વામી ગુણરત્ન માલ ઢાલ ૩૫. સં. ૧૯૦૨ અ૦. ૫.

—પત્ર ૩૯ સં. ૧૯૫૯ માગ. શુ. ૧૫ રવિ દેવાસનગરે પો. ૮૦ નં. ૧૯૮૪ જિ. ચા. (૨) પત્ર ૨૨ સં. ૧૯૬૨ કા. શુ. ૨ પો. ૮૧ નં. ૨૦૩૪ જિ. ચા.

---

૫૯૬ ગંગારામ (કર્મચંદ્ર શિ.)

(૧૨૦૨) કયવન્ના ચોપઈ સં. ૧૯૨૦ (?) ભા. હાંસીનગર.

—પત્ર ૨૦ સં. ૧૯૧૪ દહલી મધ્યે સુખદેવીએ લિ. પો. ૭૯ નં. ૧૯૬૩ જિ. ચા.

---

૫૯૭ ઉમેદચંદ (સ્થા૦કહાનજી-લક્ષ્મીચંદ-ભીમજી-સોનુજી શિ.)

(૧૨૦૩)+ આર્દ્રકુમારનો રાસ ગં. ૧૯૨૨ આશો શુ. ૧૦ સોમ ભાવનગરમાં.

આદિ—

આદેસર આદે કરી, ચોવિસમા વર્દ્ધમાન,
અષ્ટ કરમને ક્ષય કરી, પોહ્યા શિવ સુનિધાન. ૧

સંવત **નિધિ મહી** જાણવી રક્ષે સાલ **નભ શર** એ સહી,
માસ આશ્વિન પક્ષ તિમિર રૂદ્ર તિથિ બુધે કહી, ૧૦
ન્યુન વૃદ્ધિ જેહ વિપરીત, મતિ ચપળ વશ જે કહ્યો,
જોગ ત્રિકર્ણ ભાવ સરસે, મિથ્યા દુઃકૃત મેં લહ્યો. ૧૧
કોષ રસ અલંકાર યુક્તિ શક્તિ વિણુ કવિતા કરી,
વિબુધ વાંચી ક્ષમા કરજો, મુજ અરજી ઉર ધરી. ૧૨

—પ્રકટ કરનાર જૈન શાળા કમિટી જામનગર કિં. દોઢ રૂ. સં. ૧૯૫૧ સને ૧૮૯૫.

---

**૫૯૪ નેમવિજય** [ત. સત્યવિજય સંતાનીય રૂપવિજય (નં. ૫૨૮)-કીર્ત્તિવિજય-તપવિજય-મણીવિજય-બુદ્ધિવિજય શિ.]

**(૧૨૦૦)+ વીશ વિહરમાન જિનની પૂજા** સં. ૧૯૧૯ સુરતમાં.

શ્રી સીમંધર જિન પૂજા. દૂહા

શ્રી **મનમોહન પાસજી**, સકલ જંતુ હિતકાર,
સદગુરૂ ચરણ પસાયથી, ગુણી ગુણમાલાકાર. ૧
પંચ વિદેહે વિહરતા, વિહરમાન જિન વીસ,
ભક્તિભરે પૂજા રચૂં, ભારતી પૂરે જગીસ. ૨
વિસ્તીરણ જિનમંદિરે, થાપી જિનવર વીસ,
દ્રવ્યાષ્ટક પૂજા કરી, ભાવ અપૂર્વ જગીસ. ૩

× × × ×

કલશ

થૂણીયા થૂણીયા રે, મેં વિહરમાન જિન થૂણીયા—
ગણધર મુનિવર સંઘ પ્રમાણે, સમોવસરણ વિરચાયો,
જંગમ તીર્થ અઠ્ઠશત ગુણ જડી, આણા મુગટ ધરાયો રે. મેં. ૧
**તપ** ગચ્છપતિ **વિજેસિંહ** સૂરીના, **સત્યવિજય** ગુણ ભૂપ,
**કપુરવિજય** તસ **ખિમાવિજયવર**, જિન **ઉત્તમપદ રૂપ** રે. ૨

ધર્મધારી મિથ્યાત્વ વારી તેહના લઉં નિત ખામણાં,
**ભાવનગરે** ધર્મા સંઘને સદાય રંગ વધામણાં. ૯
**ખંડ શશિયર** જાણુ સંવત્સર સાલ **દ્વિવિંશ** જાણજો,
આશ્વિન માસે શુકલપક્ષે દશેરા ધર્મ રસ માણજો. ૧૦
વાર શશિયર લાર શોભે રોહણીને ધીજ રાજન્યું,
દયા માર્ગે ચાલતાં ભવી સુધરે જેમ નિજ કાજન્યું. ૧૧

**(૧૨૦૪)+ ગજસુકુમારની ઢાળ** ૯ સં. ૧૯૨૨ આશો શુ. ૧૨ સોમ ભાવનગરમાં.

આદિ—

**વીર** જિણંદ ચોવીસમા, પ્રણમું હિત ચિત લાય,
શુભમતિ દીયો **ભારતી**, સુધરે કાજ સવાય. ૧
તપ દુવાલસ ભેદના, દ્રવ્ય ભાવ દોય જાણ,
નિર્જરે કર્મ સકળ દળ, પાળે તે ગુણખાણ. ૨
ભિખુ પ્રતિમા બારમી, આદરી **ગજસુકમાળ**,
અંત ક્રિયા કરી આકરી, ખટ કાયના રખવાળ. ૩
તેહ સમાસ કહું હવે, સાભળજો નરનાર,
હુવા અંતકૃત્ કેવળી, અંતગડમેં અધિકાર. ૪
**દ્વારામતી** નગરી ભલી, સ્વર્ગપુરી અનુહાર,
કૃષ્ણ નરેશ્વર રામસું. રાજ તણી કરે સાર. ૫
**કૃષ્ણનો** તાત વસે તિહાં, **વસુદેવ** તસ નામ,
તસ ઘરણી રાણી **દેવકી**, શિયળે **સીતા** સમાન ૬

અંતે— ઢાળ ૯

નદી જમુના કેરે તીર ઉડે રે દોનુ પંખિયા—દેશી.
શ્રી **શ્રીહરજી** રે **નેમ**-બોલ સુણિને ચિત ચમકિયો,
ઉઠી વિનય કર જોડ જિનને નમણ કિયો.
સાય સકળને વિસરજે, આરત ચિત આણિને,
આપ ગજારૂઢ થૈને ચાલે સમો જાણીને. ૧

× × × ×

ચઉદસેં બાવન તેહના, ગણધર ગુણમણિ ખાણ,
તે પણ શિવ સુખે આસર્યા; જિન વચન પરમાણ. ૨
તેહ આદે મુજ ગુરૂ ભણિ, નમણિ કરૂં કરજોડ,
વાગ્વાણી સાંનિધ થઇ, પુરજ્યે વંછિત કોડ. ૩
તેહ સકળને નમિ કરી, ગાસ્યું **આર્દ્રકુમાર**,
વારે શ્રી **વર્ધમાનને**, હુવા તેહ અણગાર. ૪
વૈરાગ્ય પામ્યા કિણવિધે, કેમ વસ્યા ગૃહવાસ,
શિવમારગ કેમ આસર્યા, વર્ણવું તેહ સમાસ. ૫
ચર્મશરીરી પ્રાણીયા, વિલસે બહુળા ભોગ,
વૈરાગ્યપદમેં થિર થઇ, કેલિ કરે શિવ જોગ. ૬

**અંતે—** ઢાળ ૧૪મી કળશની.

**વીર** વાણી સુધા સમાણી, **આર્દ્ર** જાણી આદરી,
નિજ કર્મ કાપે જિન જાપે, સ્થિતિ સુધરે તમ પાધરી. ૧
આદર મુનિ જૈન ધર્મની જયકરી જગ દીપતી,
વાદી હરાઇ નિજ સવાઇ, જિનવાણી મિથ્યા છીપતી. ૨
તેમ કરો સરવે માહાતમાં, ધર્મ પ્રસારક ભાવથી,
સમ્યકત્વ ભેટી મિથ્યાત્વ મેટી, તરો ધર્મ વર નાવથી. ૩
ગણનાયક શ્રી ગુણનિધિ, **કાહાંન** મુનિ વ્રતસાયરૂ,
તસ પટોધર જ્ઞાનસાગર, **લક્ષ્મીચંદ્ર** જગ જાહેરૂ. ૪
તસ પાટે રાજે ગુણ ગાજે, **ભીમ** મુનિસર જ્ઞાનસું,
તસ સુત મુજ ગુરૂ કનકરંજક, ધર્મધર સનમાનસું. ૫
તસ ચરણે વાસી રંગ રાચી, વાચ સાચી ધર્મની,
**ઉમેદચંદે** અતિ આનંદે કહી **આર્દ્ર** ભવ ચર્મની. ૬
ઢાળ ત્રયોદશ કળશ માથે શોભતી રે જેમ કામિની,
**આર્દ્ર** મુનિવત્ જેહ મુનિવર બલિહારી તસ નામની. ૭
સંઘ રંગ ઉમંગ ગુરૂસંગ જ્ઞાન દર્શમેં રાચતા,
ધર્મરાગી વિનયમાર્ગી ગુરૂવચનની આસતા. ૮

ગ્રામ નગર પુર ને પાટણે, ખેડ મંડપ સંનિવેશ,
સુણજોજી **અર્જુન** મુનિ તપ ગુણ આગળા. ૧

× × × ×

**અર્જુન** સમાસ અંતગડ અંગમાં ત્યાંથી લીયો છે એ સમાસ,
છઠી ઢાળરે શિવગતિ ગામિની, **ઉમેદચંદને** મનવાસ સુ૦ ૧૦
**કનકરંજીત** ગુરૂ મુજ શિર વસે. તપવંત ક્ષમાવંત સાધ,
કિયો ઉપગાર નિત નવા રંગનો, જ્ઞાન તણોરે ભેદ લાધ. સુ. ૧૧
ગુણ ઓશિંગણ તેનો કેમ હોઉં, તેહનો છે એક પ્રકાર,
અંગ પંચ રે મનવચ કાયસું, નમણ કરૂં હું ગુણધર ધાર. સુ ૧૨
સંવત **વાડ** ને **ભૂમિ** જાણજો, **દ્વિવિંશ** સાલ તસ લાર,
આશ્વિન માસ શુકૂલ પક્ષમેં, ચતુર્દશી ને શુક્રવાર. સુ. ૧૩

**+ નેમનાથ રાજુલની પાંચ લાવણી, મુનિ બોધના બાર માસ, અધ્યાતમી લાવણી, પંચેંદ્રિયની-પંચ મહાવ્રતની** લાવણી, વગેરે પરચુરણ નાની કૃતિઓ.

**(૧૨૦૬)+ અયમંતા મુનિની ઢાળો સાત** સં. ૧૯૨૨ આશો વદ ૮ શનિ ભાવનગરમાં.

આદિ— દોહા

શ્રી ગુરૂ ચરણ કમળ નમી, ત્રિવિધે બે કર જોડ,
**અયમંતા** મુનિ ગુણ ગાઉં, આળસ અળગો છોડ. ૧
**પોલાસપુર** સોહામણો, રિદ્ધિ સકળ ભરપૂર,
શ્રી વન પરિશ્રમે રાજતો, દેખતાં હરખે ઉર. ૨
**વિજય** નૃપ છે પુરપતિ, **શ્રીદેવી** તસ નાર,
તસ તનુજ ગુણ આગળો, **અયમંત** નામે કુમાર. ૩

અંતે—

ઢાળ ૭ રૂખમણી તું તો સાચી શ્રાવિકા—એ દેશી.

સાહેબ **વીર** જિણંદ સ્થવીરો ભણી કહે એમ વિચાર હો,
સ્થવીર મત હેળો એહ બાળને, ખીસો મત નિરધાર હો. સા૦ ૧

× × × ×

સૂત્ર અંતગડને માંય સમાસ એનો ઘણો
ત્યાંથી લેઇને સમાસ વર્ણવ્યો યે તેહ તણો
કાહાન મુનિ પરિવારે મુજ ગુરૂ રાજતા,
તપવંત ને ધર્મધાર ગુણધર ગાજતા. ૧૨
કનકરંજક માહારાજ ચરણાંબુજ ગંધ સું,
મુજ મન મધુકર લીન સેવું છું ઉમંગ સું;
અતિ ઉમેદવાર ધાર ઉમેદચંદ ચિત્તમાં,
ઢાળ નવમી એ-સાર ક્ષમા ગુણ રીતમાં. ૧૩
સંવત ખંડ શશિરાજ સાલ દ્વિવિંશ જાણીયે,
આશ્વિન માસ એ સાર શુકલપક્ષ આણીયે,
દ્વાદશમીરે તિથિ વાર ભોમ જાણજો વળી,
ભાવનગર ચોમાસ સંઘને મન રૂળી. ૧૪

(૧૨૦૫)+ **અર્જુનમાળી મુનિની ઢાળો** ૬ સં. ૧૯૨૨ આશો શુ. ૧૪ શુક્ર

આદિ—

દોહા

નમણ કરૂં શ્રી વીરને, વળિ ગોતમ ગણધાર,
જ્ઞાન ગુરૂ પગ પ્રણમી, વર્ણવું તપ અધિકાર. ૧
રાજગૃહી નગરી વસે, અર્જુન માળાગાર,
મહીદ્ધિય અપરી ભૂત, બંધુમતી તસ નાર. ૨
તેહ નગરને બાહિરે, એક પુષ્પવન ખંડ,
દશાર્ધ જાતે એ રંગસું, સહકાર રતિ અમંદ. ૩
યક્ષાલય મોગ્ર પાણનો, ઉન્નત તેહ વનમાંય,
ધ્વજા લંબિત રાજતો, પ્રત્યક્ષ દેવ સવાય. ૪
ચીર કાળની પરંપરા, અર્જુનમાળીની જાત,
પૂજન કરતા વિચરે, પૂરણ પૂરવે આસ. ૫

અંતે—

ઢાળ ૬

મેહલામે બેઠા રાણી કમળાવતી—દેશી.

વીર જિણંદ નિજ પરિવારસું, પરવર્યા જનપદ દેશ,

સંવત ઓગણીસે પચીશમેરે, માગસર માસ ઉદારરે,
અમાવાસ્યા તે સોહામણીરે, અરકવાર સુવારરે. ૯

(૧૨૦૮)+ હરકેશી મુનિનો રાસ સં. ૧૯૨૫ ફાગણ. ગઢપુરમાં (ગઢડામાં)

આદિ— દુહા

તે કાળે તેણે સમે, જંબુદ્વીપ મોઝાર,
ભરતક્ષેત્ર શોહામણો, વરણવું તે અધીકાર. ૧
તપ તણો અધીકાર લહું, સાંભળજો નરનાર,
તપ તપ્યા અતી આકરા; હરકેશી અણગાર. ૨
પૂર્વકથા રે વરણવું, કિણ વિધે હુવા તેહ;
સંજમ લિધો રે કિણ વિધે, ભાવ ધરી કહું ગેહ.

અંત—

ઢાલ ૧૩ મી સલુણો રાવળ ચાલે રે એ દેશી

મધુરે સ્વરે વિપ્ર પુછતા રે, સ્નાન દ્રહ તુમ કોણ;
સ્વાતી ખેતર તમ કોણ છે રે, તિર્થ તુમચે કોણ.
મુનીશ્વર દીયો અર્થ બતાય.

× × × ×

હરકેશી અણગારજીરે, તપ તપીરે અઘોર,
શીવપુરમે વાસ લીયો રે, ત્રોડી તે કરમ કઠોર. મુની૦ ૯
ઢાલ ભલી એ તેરમીરે, હરકેશી કેરો સમાસ,
ગુર પ્રતાપે એહ સહીરે, કહ્યું તે ધરીને ઉલ્લાસ. મુની. ૧૦
ઉગણીસેં પચવિસમેરે, ગઢપુર નગર મોઝાર,
મુની ઉમેદચંદજી કહે રે, ફાગણ માસ ઉદાર. મુની. ૧૧

(૧૨૦૯)+ મેતારજ મુનિનું ચોઢાળીયું. સં. ૧૯૨૫ વૈશાખ (શુ) ૬ સોમ, ખંભાતમાં.

આદિ— દુહા.

શ્રી જીનવર ચરણે નમું, પ્રણમી સતગુર પાય,
મેતારજ મુનિ ગુણ ગાઉ, આનંદે ચિત લાય. ૧

મુનિવર સંવત ખંડ ઇંદુ સંગથી, દ્વિવિંશ સાલ આશ્વિન માસ હો,
મુનિવર કૃષ્ણ અષ્ટમી શનિવારસું, **ભાવનગરે** ચોમાસ હો. સા. ૧૮

કળશ

સકળ જિનવર સમર વાણી, આદ્યંત મધ્યમાં એક છે,
તસ અનુસારેં જેહ ચાલે તેહ ધર્મ જગ નેક છે.
ભાવ ધરીને જેહ પાળે તજીને કંચન કામિની,
તસ ઘરે નિત મંગળ માળી, બલહારી તસ નામની.

[ ઉપરની બધી કૃતિઓ 'ઉમેદચંદજી કૃત્ય કાવ્ય સંગ્રહ' ભાગ બીજો સં. ૧૯૪૧માં ભાવનગરની જૈન ધર્મ સુબોધ પ્રસારક સભાએ ૧૧૭ પૃષ્ઠમાં સુરતના 'વિક્ટોરિયા' પ્રેસમાં છપાવી પ્રકટ કર્યો હતો તેમાં છપાયેલી છે તેની કિં. બાર આના રાખી હતી.]

**(૧૨૦૭)+ અમર કુમારની ઢાળો** આઠ સં. ૧૯૨૫ માગશર વદ અમાસ રવિવાર બોરસદમાં.

**આદિ—** દુહા

શ્રી ગુરૂને ચરણે નમી, પ્રણમૂ બે કર જોડ;
**અમર**કુંમર ગુણ ગાઇસાં, આળસ અળગો છોડ. ૧
તે કાળે તેણે સમે, **જંબૂ ભરત** મોઝાર;
**મગધ** દેશ શોહાંમણો, મૂખ **રાજગરી** સાર. ૨
**શ્રેણીક** નરવર રાજવી, પ્રજાને સુખકાર;
જૈન ધર્મ પરચો નહીં, મસ્તકેં કર્મનો ભાર. ૩

**અંતે—**

ઢાલ ૮ આઠમી (હમારીયાના ગીતની દેશી)

ફેંફેરી નાંખી તીહાં કણેરે, પાપણી મુઇ તે વાર,
જુઓ ગતી એહનીરે,

× × × ×

ગુરૂ પ્રતાપે એ કહીરે, **બોરસદ** નગર મોઝારરે,
મુની **ઉમેદચંદજી** કહેરે, અષ્ટ ઢાળ ધરી પ્યારરે. ૮

અંતે—

ઢાલ ૭ મી–ઇડર આંબા આંબલી રે એ દેશી.

નહોર ઉદર ઉપર ધર્યો રે, ધરણી ઢલ્યો રૂખીરાય;
વિદાર્યો નખ અંકુસે રે, રાજે મહીએલ કાય,
સુગુણ નર જોજો કર્મ વિચિત્ર.

× × × ×

અંતરાતમથી જાણજો રે, સગપણ વિચિત્ર પ્રકાર;
અભ્ર પડલ સમાં એ સહી રે, વિલયે પાંમે નિર્ધાર. સુ. જો. ૯
સંવત ખંડ સોમી સહી રે, સુંદર ત્રીસની સાલ;
મુની ઉમેદચંદજી કહે રે, સાતમી ઢાળ રસાલ. સુ. જો. ૧૦

+નેમરાજુલના ૫૮ ખ્યાલ

આદિ—

ખ્યાલ ૧ (નવલ સનેહી નેમજી રે દેશી)

નવલ સનેહી નેમજી રે જાદવ કુળના સણગાર, જાદવ.
રથ તોરણીયે આવીયો, રથ૦ પશુડે માંડયો પોકાર, પશુડે૦
નવલ૦ ૧

અંતે—

ખ્યાલ ૬ (એવંતા મુનીને વાંદીયે રે દેશી)

અંકુશ બચન સુણી કરી રે, દેવર ચિત્ત થીર હોય
ફરીને જોગ લીયો રે—

× × × ×

તેમ મુને તમે તારજો રે ઉમેદચંદ ધરી પ્યાર. ફરીને૦ ૫

નાની કૃતિઓ

રીખવદેવના ઢીસા—૧૨ કડી સં. ૧૯૨૮ કા. વ. ૧૧

ધુર જીન સુખચંદ, મહા સુખ કેરો કંદ
નાંમે મેટે ભવફંદ, માત તાત હમારા ૧

× × × ×

અંતે—

ઢાલ ૪ થી–બંધવીયા ચાલ ઇહાંથી ઉતાવળો રે–એ દેશી

મુની રે મુની મનમાં ચીતવે રે, ધન્ય ધન્ય **ગજસુકુમાલ**રે

× × × ×

ઢાળ રે ઢાળ ચોથી એ કહી રે, ગુરૂ પસાયે જાણુ રે
મુની રે મુની **ઉમેદચંદજી** કહે રે, **ખંભાત** નગર મોઝાર રે. સુ. ૮
**ઉગણીસેં** રે **ઉગલીસેં પચીસમેં** રે, વૈસાખ માસ તે સાર રે,
ચંદ્ર રે ચંદ્રવાર સોહામણો રે ખટ તીથી રે ઉદાર રે. સુ. ૯

+**નીષઢ કુમારની** ઢાળો સં. ૧૯૨૫ ભાદરવા. ખંભાતમાં

આદિ— દુહા

તે કાળે તેણે સમે, **સોરઠ** દેશ મોઝાર
**દ્વારામતી** નગરિ ભલી, સ્વર્ગ પૂરી અણુહાર

અંતે—

ઢાલ ૭ મી–( નણદલની એ દેશી )

વદત કહે સુણો **નેમજી**, **નિષઢ** નામે કુમાર હો જીનવર
કીહાં જાસે દેવલોકથી, કહો તેનો અધિકાર હો જીનવર. ૧
**નેમ** કહે મુનીવર સુણો.

× × × ×

ઢાલ ભણી એ મેં સાતમી, **નિષઢ** કુમાર અધિકાર હો
ગુરૂ પસાયે જોડી જુગતસું, **ખંભાત** નગર મોઝાર હો. ૯
સંવત **ઓગણીસેં પચીસમેં ભાદુર** માસ છે સાર હો
મુની **ઉમેદચંદ** એમ કહે, સૂત્રમેં છે અધિકાર હો. ૧૦

(૧૨૧૦)+ **સુકોસલની** ઢાળો સં. ૧૯૩૦

આદિ— દુહા

શ્રી ગુરૂને ચરણે નમી, સમકિત બીજ દાતાર;
ભટ રીણથી રે ઉધરે, પ્રબળ ગુણી સંસાર. ૧
તે કાળે તેણે સમે, **જંબુ ભરથ** મોઝાર;
**અજોધ્યા** નગરી અતિ ભલિ, અમરાપુરી અણુહાર. ૨

નેમનાથ સ્ત૦ (આવે આનંદકારી આવે રે), પાર્શ્વ જીનનો ખ્યાલ (માયા રે મુને પાર્શ્વતણી લાગી), વીરજીનો ખ્યાલ (વીર મોયે લાગે આનંદકારી), નેમ સ્ત૦ (સખી મોહે સામ સલુનેકી પ્રીતીયાં અતી), નેમ સ્ત૦ (સામળીયાજી એક અરજ હમારી), પ્રભાતી (દેહી રે સાંભીલ મોરી વિનતી), જીવદેહીના સંવાદના ખીસા (દેહી કરે રે પ્રણામ સુનો આતમારામ), ગુરૂ વિષે ખીસા (ગુરૂ જ્ઞાંનમેં ગરકાબ), લાવણી (તુમ સુનો સકલ નરનાર), બાર માસ (કારતકે કર રે જીગલ જોડી) ચંદના સતી સઝાય (આજકાલે આઠમ તપ છે રે ભારી), મોહન બેંન (મોરી એક અરદાશી), ઉપદેશી ખ્યાલ (અવસર પલ પલ જાવે), ઉપદેશી ખ્યાલ (જીવ વટાઉ સાઉરી રે), આધ્યાત્મિક ખ્યાલ (દીલે રાધારી સુમત રાની રે), કાયા વિષે ગજલ (એહી દમી દમે શોખી સાર હે), વિષયમદ વિષે ગજલ (મદનકે દીંગમે જગ જીયારો હરાઇ રહ્યો રે), ભરથેસરનો ગરબો (ચરણ કરણધર સુમત સુહંકર), રાજેમતીની કાફી (એમ વીનવે રાજુલ નારી રે), જાડેજી કાફી (આ જુલમ ન કર્જે).

(આ સર્વ કૃતિઓ 'ઉમેદચંદજી કૃત કાવ્યસંગ્રહ' એ નામની ૯૮ પૃષ્ઠની ચોપડી રૂપાણી ભીમજી કાળીદાસે સં. ૧૯૪૧ માં છપાવી હતી તેમાં પ્રકટ કરેલી છે)

**(૨૨૧૧)+ ઉમેદચંદજી કૃત્ય (ત) કાવ્ય સંગ્રહ ભાગ ચોથો**

પ્ર૦ જૈન ધર્મ પ્રકાસ સભા, બોટાદ સં. ૧૯૪૭ વઢવાણ કેંપ 'આર્ય વિદ્યા પ્રકાશ' પ્રિં. પ્રેસ. પૃ. ૬૦ કિં. છ આના

(આમા મંગળાચરણ, આગમ મહિમા, સમોસરણ જઇ રહેવા વિષે, સર્વજ્ઞ જિનની સ્તવના સાથે આશિર્વાદ માગવા વિષે, સભા સમસ્તને ધર્મોપદેશ વિષે વગેરે ટુંકી ટુંકી કવિતાઓ છે)

(ખોડીદાસ મુનિ બ્રહ્મદત્ત ચક્રવર્તીનો રાસ પૂર્ણ કર્યા પહેલાં સ્વર્ગસ્થ થતા તેમાં એ ઉલ્લાસ ઉમેરી આ કવિએ પૂર્ણ કર્યો હતો એ વાત તે રાસનો ઉલ્લેખ કરતાં અગાઉ કહેવાઈ ગઈ છે.)

---

સંવત ખંડ વર **સસી**, સાલ **વસુ યુગ** મસી,
કાતી વદેકાદસી માત. ૧૨

**ઉપદેશી સઝાય.** ૧૧ કડી સં. ૧૯૨૮ પો. ૫ રવિ
હો નર ઘેલા રે આતમને સમજાવો રે સાંભળી દેશના

× × × ×

સંવત **ખંડ ભોમી** સારો વળી સાલ **વસુ નયન** ધ્યારો,
પોસી પાંચમ ને રવીવારો. નર૦ ૧૧

**મરૂદેવીનો ગરબો** ૨૩ કડી સં. ૧૯૩૭ શ્રાવણ ઉમરકોટમાં.
સુણજો સકળ ધરમ ગુણ રાગી, ત્રિવિધ થીર થાપીને રે લોલ

× × × ×

સંવત **ખંડ ભૂમી** વર સાર, **મુની ગુણ** વાસમાં રે લોલ
ગુરૂ મુજ **કનક રંજીત** પસાય, સરાવણ માસમાં રે લોલ
**ઉમરકોટ**માં રહી ચોમાસે, સકળ સંઘ મન રાખીને રે લોલ
સંઘ શીરોમણી સંગત આજ, **ઉમેદચંદ**ને મળી રે લોલ. ૨૩

**નેમનાથની ગરબી** ૧૮ કડી સં. ૧૯૩૮ શ્રાવણ શુ. ૧૦ રવિવાર
ઉમરકોટમાં

**સમુદ્ર** વિજે કુળ ચંદલો રંગ ભીના રે
કાંઇ **સવાદેવી** અંગજાત **નેમ** નગીના રે

× × × ×

**નેમ** ગયા શીવ વાસમાં રં. કાંઇ તારી **રાજીલ** નાર, ને.
મુની **ઉમેદચંદ** વિનવે રં, કાંઇ બાંહ્ય ધરી ઉગાર, ને. ૧૭
**ઓગણીસે સાડત્રીસ**માં રં. કાંઇ શ્રાવણ શુકલ ધાર, ને.
દશમી ને રવીવારસું રં. કાંઈ **ઉમરકોટ** મોઝાર, ને. ૧૮

**અન્ય નાની કૃતિઓ**

શીયલનું સ્ત. ( શીયળ સરોવર ઝીલીયે ), નોકાર સ્ત૦ (નામ જપો રે પંચ પદ નામી ), જીનજીનું સ્ત૦ ( અર્જ સુણો એક મોરી જીનંદા ). નાભી જીરા નંદનરો સ્ત૦ (ભવિયા રટીયે નાભી રે નંદ )

આદિ—

ઢાળ ૧ વળતી લાડણીને સણગારી રે એ રાગ.

સતી **સરસ્વતી**ને શીર નામું રે ગુરૂ **ગઉતમ** જુઓ મુજ સામું રે,
મારે ગાવો છે **નેમવીવા**રે, તેથી દિલમાં કરો મતિ દીવારે. ૧
કેવી રીતે તોરણુ ગયા **નેમ** રે, કેવો પ્યારી ને પિઉનો પ્રેમરે,
તેનો સંક્ષેપે કહું વીસ્તારરે, તમે સાંભળજો નરનારરે. ૨

અંતે—

ઢાળ ૪૩ મી આવોને મંદિર માહરે હો લાલ—દેશી.

ધન ધન **રાજુલ નેમ**ને હો લાલ, ધન ધન એ અવતારરે,
હું વારીલાલ.
કુંવારાં કંથને કામની હો લાલ બેઉ તજ્યાં સંસાર રે. હું૦
**સાબરકાંઠે** શોભતું હો લાલ, કાસંદરા મુજ ગામ રે. હું૦
અર્ભક **અમીચંદ**નો હો લાલ, **કેવળદાસ** હું નામ રે. હું૦
**અચરત** કુખે ઉપન્યો હો લાલ, ભવવિશે **ભાવસારરે.** હું૦
પ્રીત ધરીને પારખ્યો હો લાલ, શ્રાવક ધરમ શ્રીકારરે. હું૦
સંવત **ઓગણીસેં** વળી હો લાલ **ઓગણત્રીસ** મોઝારરે. હું૦
શ્રાવણુ શુકલા સપ્તમી હો લાલ ગરવો તે ગુરૂવારરે. હું૦
તેરે દિવસ પુરો કરી હો લાલ ગાયો **નેમવિવાહ**રે. હું૦
ઢાલ તેંતાળીસેં વરણવી હો લાલ, સંબંધ રાખી દુવાહરે. હું૦
તાળ તુટક નવી ઓળખું હો લાલ, વાણી તાણી રચ્યો ઠાઠરે. હું૦
કવિ કને મુજ કુણુ ગજું હો લાલ, પઢયો ના પીંગળ પાઠરે. હું૦
અક્ષર આદિ ને અંત્યમા હો લાલ, ખોળતાં જડે ખોડરે. હું૦
તે મુજ મીચ્છામી દોકડો હો લાલ, **કેવળ** કહે કરજોડરે. હું૦

—(ધી ઓનરેબલ શ્રીમંત નગરશેઠ પ્રેમાભાઇ હીમાભાઇ, અમદાવાદને અર્પણ કરી આ કૃતિ કર્ત્તાએ સં. ૧૯૩૦માં અમદાવાદના ગુજરાત યુનિયન પ્રેસમાં છપાવેલ હતી.)

## ૫૯૭ક રવચંદ

**(૧૨૧૧ક) સિદ્ધાચલ ગિરનાર તીર્થ ગુણ ગર્ભિત વહોરા કસ્તુર બહેચરદાસના સંઘનો સ્ત.** (ઐ.) સં.૧૯૨૭ ચૈત્ર વ. ૮ બુધ અમદાવાદમાં

દૂહા—પ્રણમું આદિ જિણંદને, કનકવરણ જસ કાય,
રાજધર્મ નીતિ સવે, દાખિ વર્યા શિવ દાય.

× × × ×

કલશ

ઇમ ત્રિજગતારક દુઃખ નીવારક, તીર્થ તે બે સુખકર,
સિદ્ધાચલ ગિરનાર ઉત્તમ વાંદી પામો સુખ ઘણું,
સંવત વિક્રમરાય કેરો જાણજ્યો, સજન સહુ,
**મુનિ નેત્ર તત્ત્વ ને નિશાનાયક** ચૈત્ર વદિ અષ્ટમી ભણુ. ૧
બુધવાર વાસર શુદ્ધ ધારી ગાઇયા ગિરિ ગુણ લહી,
ગુરૂ **વીર** વાંણી પસાય પાંમી મારગ શુદ્ધ લહો વહી;
**રવચંદ** ભાખે મિત્ર સાખે બાધ ધીવૃધી સહી,
શાલ વિદ્યા વિસાલ શાલા **રાજનગ્ર**માં રહી. ૨
૪-૧૩ આ. ક.

---

## ૫૯૮ પ્રેમચંદ

**(૧૨૧૨) સીલશ્રી ચોપઈ** સં. ૧૯૨૮ ચૈ. વ. ૧૩
—પત્ર ૬ સં. ૧૯૩૨ પો. વ. ૩ પો. ૮૧ નં. ૨૦૩૫ જિ. ચા.

---

## ૫૯૯ કેવળદાસ અમીચંદ [શ્રાવક કાસંદ્રાના ભાવસાર]

**(૧૨૧૩)+ નેમવિવાહ** સં. ૧૯૨૯ શ્રાવણ શુ. ૭ ગુરૂ.

(૧૨૧૬)+ **પંચજ્ઞાનપૂજા** સં. ૧૯૪૦ આશો શુ. ૧૦ વીકાનેર.

વર્ત્તમાન જિનચંદ્રકૂં, નમન કરી મનરંગ,
પૂજ રચ્યૂં ભવિ પ્રેમસે, સાંભલજો ઉછરંગ.

× × × ×

**વીકાનેર** નગર અતિ સુંદર, સંઘ સકલ સુખદાયો,
શુદ્ધમતિ જિન ધર્મ આરાધક, ભગત કરે મુનિરાયો.
**ઉગણીસે ચાલીસે** વરસે, આસુ સુદિ વરદાયો,
જ્ઞાન વિજયકારક સબ જગમેં, નિત પ્રતિ હોત સહાયો.
**સુમતિ** સદા જિનરાજ કૃપાસે, જ્ઞાન અધિક જસ ગાયો,
**કુશલનિધાન મોહન** મુનિ ભાવે, જ્ઞાનતણો ગુણ ગાયો.

+પૂજાસંગ્રહ પૃ. ૨૦૦ થી ૨૧૪.

(૧૨૧૭)+ **આબૂ પૂજા** સં. ૧૯૪૦.

શ્રી જિનવર આરાધિયે, ધરિયે હિયડે ધ્યાન,
ઋષભ જિણંદ દિણંદ સમ, દિન દિન વધતે વાન. ૧
આબૂ ગિરિ પૂજન રચ્યૂં, મહિયલ મોટો ઠામ,
દેસ દેસકા સંઘવી, આવી કરે પ્રણામ. ૨

× × × ×

ક્ષમાકલ્યાણકે પાજા, વિવિધ ગુણજ્ઞાનકે ભાજા,
**ધર્મવિશાલ** તસુ નંદા, કહે સું **સુમતિ** સુખકંદા. ૨
સંવત **ઉગણીસ ચાલીસે**, પ્રેમધર અધિક સુજગીસે,
ભજો તુમ દેવ જગદીસે, ફલે સબ આસ નિસદીસે. ૩
દેવાંકે દેવ મનભાયા, પૂજતા સંપદા પાયા,
**વીકાનેર** સહરમેં રાજે, જગત જસ તાહરો ગાજે. ૪
આદિજિન પૂજ સુખ કાજે, નમત પ્રભુ પાપ સહુ ભાજે,
કુશલ મુનિ ભાવસે ધ્યાવે, સકલ જન પ્રેમસે ગાવે. ૫

—(૧) પ્ર૦ પૂજાસંગ્રહ પૃ. ૯૯ થી ૧૨૨ (૨) પત્ર ૮ પો૦ ૭૫ દાન.

**૬૦૭ સુમતિમંડન** [ખ૦ ક્ષમાકલ્યાણ (નં. ૫૧૬)–ધર્મ-વિશાલ શિ૦ ]

**(૧૨૧૪)+ સિદ્ધાચલ પૂજા** (હિંદી) સં. ૧૯૩૦ જ્યે. શુ. ૧૩ વીકાનેર.

**આદિ—**

ઋષભાદિક જિનવર નમી, પ્રણમી સદગુરૂ પાય,
પુંડરીકગિરિ રાયની, પૂજા કરૂં સુખદાય.

**અંતે—** ધનાશ્રી.

પ્રભુજીકી પૂજા રચી સુખ કાજે, હાં એ સુખ કાજે,
શ્રી **સિદ્ધાચલ** ગિરિવર ઉપર, મંડણ **આદિ** બિરાજે,
**નાભ** નૃપતિ **મરૂદેવિકે** નંદન, દરસણસું દુખ ભાજે. ૧
**વીકાનેર** નગર અતિ સુંદર, **મરૂધર** દેસ વિરાજે,
શ્રી **જિનસૌભાગ્યસૂરિ** પટોધર, સકલ ગુણે કરી ગાજે. ૨
શ્રી **જિનહંસસૂરિ ખરતર** પતિ, ગુણ ગિરવા ગુરૂ રાજે,
**પ્રીતિસાગર** ગણિ શિષ્ય સુવાચક, **અમૃતધર્મ** સુછાજે. ૩
શિષ્ય **ક્ષમાકલ્યાણ** સુપાઠક.....................
તસુ ચરણાંબુજ સેવક અહનિસ, **ધર્મવિસાલ** વિરાજે. ૪
**સુમતિમંડણ** એ ગિરિની પૂજા, રચીયે સંઘ સુખ કાજે,
**કુશલનિધાન** મુનિ પરવરકી, પ્રેરણયા સુસમાજે. ૫
ચૂપ ધરી ચોખે ચિત ચાહે, લિખી સકલ શુભ કાજે,
સંવત **સય ઉગણીસ તીસમે**, પૂજ રચી હિત કાજે. ૬
જેઠ શુદી તેરસ રવિવારે, સુણતાં સહુ દુખ ભાજે,
ભાવ ધરી ગિરિના ગુણ ગાયા, દિન દિન અધિક દિવાજે. ૭

+પૂજાસંગ્રહ પૃ. ૬૭ થી ૯૮.

**(૧૨૧૫)+ અષ્ટ પ્રવચનમાતા પૂજા** (હિં.) સં. ૧૯૪૦ શ્રા. શુ. ૧૨ વીકાનેર.

—(૧) પત્ર ૪ પો. ૭૫ દાન. (૨) પત્ર ૧૭ પો. ૧૮ અબીર.

સય ઉગણીસે ઈકસઠ વર્ષે, માહ વદી ૭ઠ સારી,
પૂજ રચી સબકું સુખદાઇ, નિત નિત મંગલકારી. ભ. ૫
મહિમાઉદય મુનિ પ્રવરકી, પ્રેરણયા હિતકારી,
ભાવ ધરિ એ પૂજન કરતા, રિદ્ધિ સિદ્ધિ હોત અપારી. ભ. ૬
—પ્ર૦ પૂજાસંગ્રહ પૃ. ૨૮૩ થી ૩૦૨.

**(૧૨૨૩) ગિરનાર પૂજા**

**(૧૨૨૪) ગૌતમ ગણધર પૂજા**

---

**૬૦૧ જિનદાસ ૨.** (આં. રત્નસાગર સૂરિ–વિવેકસાગર સૂરિ શિ૦)

**(૧૨૨૫) ચોવીસી** સં. ૧૯૩૦ આષાઢ શુ. ૧૫

આદિ— પ્રથમ ઋષભ સ્ત.

નહીં માનુરે **ઋષભ** વિણુ આણુ, મેરે જિનવચન પ્રમાંણુ,
નારે પ્રભુ, નહી માંનુ.
કેઈક હરીહર બ્રહ્મા સેવે, કેઇ સેવે મહાદેવ,
રાંમ રૈમાંન કેઇ કાંનકું સેવે, પ્રભુ મેરે તો **ઋષભ** જિનદેવ. ના.૧

અંતે—

**ઓગણીસ સેત્રીસ આષાઢનીરે** લોલ, રૂડી પૂન્યમને બુધવારજો,
સુરિ વિવેકસાગરના પસાયથીરે લોલ, કવિ દાસ ગાય ગુણસારને.

અથ ૨૪ મો વીર સ્ત૦ લિખ્યતે

મનડો કીમ ન લોભાય હો મુનિ ગુણે ભવી
મનડો કેમ ન લોભાય.
× × × ×
મુનિ ગુણ ગાતા હોયે સુખ સાતા, પાપ પડલ પલાયે,
કહે કવિ **(જિન)** દાસ વિવેક પસાયે, ગાયો જિન સુખદાયે. હો.૭

કલસ આદ્ય અક્ષરી છે હરિગીત.

સેવકકે સિરદાર વિર તુ અભીત ફલદાતાર હે,

**(૧૨૧૮)+ સહસ્રકૂટ પૂજા** સં. ૧૯૪૦ માગ. શુ. ૫ વીકાનેર.
**૨૪ જિનચૈત્ય સ્ત૦** સં. ૧૯૪૭ મકસુદાબાદ.
—પત્ર ૧૪ પો. ૪૨ નં. ૧૧૫૧ દાન૦

**(૧૨૧૯)+ ૧૪ રાજલોક પૂજા** સં. ૧૯૫૨ અક્ષયત્રીજ વીકાનેર.
—પત્ર ૭ સં. ૧૯૫૩ રિધકરણ લિ૦ વીકાનેર મધ્યે પો. ૭૫ દાન૦

**+પંચપરમેષ્ટિ પૂજા** સં. ૧૯૫૩ મા૦ શુ. ૧૪ વીકાનેર.
—પત્ર ૫ સં. ૧૯૫૩ ચૈ. વ. ૮ ભૃગુવારે પો. ૭૫ દાન૦

**(૧૨૨૦)+ ૧૧ ગણધર પૂજા** સં. ૧૯૫૫ વીકાનેર.
—પત્ર ૧૧ સં. ૧૯૫૬ વૈ. શુ. ૭ મહાત્મા હીરાલાલ લિ૦ પો. ૭૫ દાન૦

**(૧૨૨૧)+ જંબૂદ્વીપ પૂજા** સં. ૧૯૫૮ આ. વ. ૧૦ વીકાનેર.
**(૧૨૨૨)+ સંઘપૂજા** સં. ૧૯૬૧ માહ વ. ૬ વીકાનેર.

સંઘ ચતુર્વિધ વંદિયે, ભાવ ધરી ભરપૂર,
કીર્તિ જેહની ગાવતાં, દુખ સબ જાવે દૂર. ૧

× × × ×

કલશ.

ભવિ તુમ પૂજ કરે હિતકારી,
સકલ પ્રભુ મહિમાધારક, મંગલ રૂપ ઉદારી. ભ૦
ગુણ ઇકવીસ વિરાજત સુંદર, નિરખ્યા આનંદકારી. ભ૦ ૧
**વીકાનેર** નગર અતિ સુંદર, સંઘ સકલ જયકારી,
**ખરતર** ગચ્છપતિ **કીર્ત્તિ** સૂરિ, તેજ અધિક સુખકારી, ભ૦ ૨
**પ્રીતસાગર** ગણિ શિષ્ય સુવાચક, **અમૃતધર્મ** ઉદારી,
તાસ શિષ્ય ગુણગણકે ધારક, **ક્ષમા** અધિક જસધારી. ભ૦ ૩
તાસ શિષ્ય મુનિ **ધર્મવિશાલા,** ધર્મતણા દાતારી,
તાસ ચરણ સેવક ઇમ જંપે, **સુમતિ** સદા જયકારી. ભ. ૪

ઉગણીસે સંવત્સર **તેપન**, મિગસર માસ મઝારી,
શુકલ દૂજ **જિનચંદ** સૂરીશ્વર, **ખરતર** ગચ્છ આચારી, ૬
**કુશલ** સૂરિ કે નિજ સંતાની, **ક્ષેમકીર્ત્તિ** મનહારી,
પ્રતિબોધ્યા જિન ક્ષત્રી પાંચસે, જાન સહિત અણુગારી. ૭
**ક્ષેમ** ધાડ શાખા જબ પ્રગટી, જગમે આનંદકારી,
**ધર્મશીલ** સાધુ ગુણ પૂરે, **કુશલનિધાન** ઉદારી. ૮
યા પૂજન કરતા સુખ આનંદ, અન ધન લખમી સારી,
કહત **રામ ઋદ્ધિસાર** ગુરૂકી, જય જય શબ્દ ઉચારી. ૯

—પ્ર૦ પૂજાસંગ્રહ પૃ. ૪૧૩ થી ૪૪૦.

**(૧૨૩૦) અષ્ટાપદ પૂજા.**

ગદ્ય કૃતિઓ

(૧) અઠાઈ વ્યાખ્યાન ભાષા સં. ૧૯૪૯ (પત્ર ૩૧) (૨) સંઘપટ્ટક બાલા૦ સં. ૧૯૬૭ (પત્ર ૩૩) (૩) વૈદ્યદીપક, (૪) મહાજન વંશ મુક્તાવલી (ઐ.) આદિ હિંદીમાં ગ્રંથો રચ્યા છે. (પ્રસિદ્ધ નામ રામલાલજી છે.)

---

**૬૦૩ દાનદયા** (મણિઉદ્યોત શિ.)

**(૧૨૩૧) ભોઇણી મલ્લિનાથનાં ઢાળીયાં** સં. ૧૯૩૨

દૂહા

શ્રી **શંખેસર પાસજી**, નમિ **પદ્માવતી** માય
**મલ્લિ** જિને ભેટણ જાણી, મુઝ મન હરખ ન માય.

ઢાલ ૧ કાંમ છે ૩ રે નહી આવુંજી મારે કાંમ છે,
દેખણુ કેવલ કલબીને ખેત્ર, ભેલા મલ્યા દુખ વારણેરે,
કુકુવાય વાલે કરા કર કીધી, લેઇ જાસું અમ બારણે. ૩
**ભોઈણી** રાણો તવ ત્યાં આવે, ગાડે બેસાડી સુખ કારણે રે,
વીણુ બલધે **ભોયણી** સનુમુખે, હરખ થયો દરબારને રે. ૪

× × × ×

દેકુરાઇ સિવ નયરકી જાહાં સુખ અપરંપાર હે.
ભીક્ષા ગ્યાન કી માગે સેવક દિજીયે પ્રભુતા લહી,
મગનતા જિમ પામે કંકર નાથ ચરણ સેવા ગ્રહી.
શીઘ્ર આપ સમોહ કીજે નહિ ઘટે રિધિ તુમ તણી,
એકથી અનેક પ્રગટે જો તન જાયે દીપ કતણી,
શ્રી પતિ સાહેબ જગતનાયક જાસ **ગોયમ** ગણધર.
વીપત દુરગત દૂર જાયે **વીર** નામ જે સુખ કર,
**રત્નસાગર** સૂરિસ્વરા કલિકાલે મુનિનાયક થયા,
સ્થાપી પાટે **વિવેકસાગર સુથરીમાં** સ્વરગે ગયા.

—(૧) ૧૦–૧૬ જૈ. એ. નં. ૧૧૫૬ (૨) બીજી અપૂર્ણ પ્રત વિમલ જિન સ્ત૦ સુધીની પાનાં ૭ની જૈ. એ. નં. ૧૧૬૪.

**(૧૨૨૬)+ ૩ ચોવીસી પૂજા** સં. ૧૮૩૧ પર્યુષણમાં નરસિંહપુરા.

---

## ૯૦૨ ઋદ્ધિસાર–રામલાલ (ખ. ક્ષેમશાખા ધર્મશીલ–કુશલ નિધાન શિ.)

**(૧૨૨૭)+ ૪૫ આગમ પૂજા** (હિંદી) સં. ૧૯૩૦ આસાડ વદ ૧૧ વિકાનેર.

**(૧૨૨૮)+ ૨૦ વિરહમાન પૂજા** (હિંદી) સં. ૧૯૪૪ માધવ માસ ભાગનગર.

—પત્ર ૧૧ પો. ૭૫ દાન.

**(૧૨૨૯)+ દાદાજીની પૂજા** (હિંદી) સં. ૧૯૫૩ માગશર. શુ. ૨ વીકાનેર.

**આદિ—**

ઇશ્વર જગ ચિંતામણી, કર પરમેષ્ટિ ધ્યાન,
ગણધર ગદ ગુણ વર્ણના, પૂજન કરો સુજાણ.

**અંતે—**

પૂજા જગે સુખકારી, સુગુરૂ તેરી પૂજા૦

**દાંન** દેઇ **દયા** ધરી રાજ, સીધા વંછિત કાજ,
ચઉદસે **સૂરજ** ગામમાં રાજ, શીતલ **શીતલ** મહારાજ. ૧૩

ઢાલ ૪ બ્યાવલારી દેશી.

વાજાં સાથે ઉજમણું થયું, સંઘવી પીતાંબરે વીસ સ્થાનકનો,
મહિમા કર્યો. સ્વામી વચ્છલ કર્યા. રાતી જગો ઉજવી વગેરે.
જીરે પ્રમોદમણી ગુરુ નામથી જીરે ઉદ્યોત ઉગ્યો ભાંણરે
**ઉગણીસે બત્રીસ** પોસ વદી જીરે **દાંનદયા મલ્લિ** જાંણરે.

કલશ

ગાયો ગાયોરે, શ્રી મલ્લિ જિનેસર ગાયો,
**ઓગણીસે ઉગણત્રીસ વૈશાખી પૂનમ ભોયણી** ભાગોલ આયો.
**કેવલ** કલબીના ખેત્રમાં પ્રગટયા સંઘને હરખ ન માયોરે. શ્રી. ૧
નમણુ જલે ભોયણી રાણાંનો, નેત્રનો રોગ ગમાયો,
ધમ અનેકની પીડા નિવારી, જગ જસ પડહ વજાયોરે. શ્રી. ૨
**ઉગણીસ બત્રીસ** પાસ કલ્યાણુક, સંઘવી **પીતાંબર** ભેટાયો,
**મલ્લિજિન** ભેટી રાજનગરે, ઉજમણા ઠાઠ બનાયોરે. શ્રી. ૩
**મણિ ઉદ્યોત** માહારાજ પસાયે, **પીતાંબર** પ્રેમ પૂરાયો,
ઉજમણો વીસ થાનક કેરો, **દાંનદયા મલ્લિ** ગાયો. શ્રી. ૪

—પ-૯ મુનિ જશ.

---

**૬૦૪ કપૂરચંદ–કુશલસાર** [ ખ૦ જિનરત્નસૂરિ પરંપરા રૂપચંદ શિ.)

**(૧૨૩૨)+ બાર વ્રત પૂજા** સં. ૧૯૩૬ આ. શુ. ૧ વીકાનેર

વ્રત બારે આદર કરી, પૂજા તેર વિધાન
આનંદાદિક સંગ્રહી, સપ્તમ અંગ પ્રધાન.
× × × ×

કલશ

હો હો યશધારા, પ્રભુજીને, જગતારણ યશધારા.
સુરનર મુનિ તિરિયગ વન સિંચન, વચન સજલ ઘન ઝારા.

એમ કરતો **કેસરીસંઘ** કુલે સંઘતિલક ભવ વારણેરે,
પંચ્યાસી જણનો પાલ કહાયો, સંઘવી **પીતાંબર** એક તારનેરે. ૭
**દાનદયા** ઉપદેશ સલહીને સંઘ સકલ ભવ તારણેરે,
**દેવસાને** પાડે દેવ જુહારી સહૂ ચાલો **મલ્લિ** બારણેરે ૮

ઢાલ ૨ સાંભલ સુજનીરે એ દેશી.

**રાજનગરનોરે** રેવાસી અલબેલો **પેંપલી** પોલ વાસી,
**રાજપુર** ટોળીનો રસીયો, અહનિસી ચિંતામણ મન વસીયો,
**મલ્લિ** જિન ભેટણરે ચાલો, સું ભવમાહે રહ્યા તમે માલો ?
**કોટવાલ** ટોલી તેડી ત્યાં લાવે, સહૂકો તયારી કરો મન ભાવે, ૧
**માગસીર વદ છઠે શનિવારે, ભોયણી** સંઘની કરે તયારી.
સંઘવિ **પીતાંબર** મનોહારી, **નવલબાઈ** જાયો હૂસીયારી, ૨
**કેસરીસંઘ** કુલમા એ દીવો, સંઘવણ **જમનાબાઈ** ચિરંજીવો. ૩
**હઠીભાઈ**ની વાડીનો મુકામ, **ધર્મનાથ** દીઠા ગુણધાંમ,
એન ભાંણેજરે ઝાઝા, પંચ્યાસી જણ ધરે બહુ માઝા ૪
**ધર્મ** જિન વાંદીને ચાલુ, ગાતે વાતે સાંત સમ માલુ,
ચોવીવટા દરીસણ નીત ચાહૂ, **આદ્રજમાં પારસ** સુખ પાઉં. ૫
માલીક **મગન પીતાંબર** સાથે આવ્યા **ભોયણી મલ્લિ** ગુણમાને,
**કુંભરાય** નંદન રે દીઠો, **પ્રભાવતી** જાયો લાગે મીઠો. ૬
**પોસ** દસમી કલ્યાંણક કીધૂં, સાંમી વછલ સંઘવી જસ લીધૂં,
રાતી જગા હોવે ઝકઝોલ, **દાંનદયા ભોઈણીમાં** કલ્લોલ. ૭

ઢાલ ૩ નથ લાજો ૩ રાજગીરીરો મુખરો મંડણ રૂડો લાજો રાજ–એ દેશી.

( આમાં મલ્લિનાથની સ્તુતિ છે. )

× × × ×

**મલ્લિ** નમી **પંચાસર** જાયવા રાજ, હૂં જાત્રા ઉજમાલ,
**પીતાંબર** સંઘવી કહે રાજ, રાજગ્રહી પધાર. ૧૧
તુમ વીના ઉજમણા તણો રાજ, વીસ સ્થાંનક તણો આજ,
વિધિ વિધાંન મુઝ કુણ કહે રાજ, એ વીનતી સુણો આજ. ૧૨

## ૬૦૮ આત્મારામ-આનંદવિજય-વિજયાનંદ સૂરિ

[ ત. સત્યવિજયની પરંપરામાં રૂપવિજય (નં. ૫૨૮)-કીર્તિવિજય-કસ્તૂરવિજય-મણિવિજય-બુદ્ધિવિજય શિ૦]

**(૧૨૩૬)+ ચોવીશી** સં. ૧૯૩૯ અંબાલા

૧ ઋષભદેવ સ્ત૦ (આસણુરા જોગી-દેશી)

પ્રથમ જિનેસર મરૂદેવી નંદ, નાભિ ગગન કુલચંદારે
મનમોહન સ્વામી
સમવસરણ ત્રિકોટ સોહંદા, રજત કનક રતનંદા રે
× × મનમોહન સ્વામી. ૧
ભગતિ તિહારી મુજમન જાગી, કુમતિપંથ દિયો ત્યાગીરે મન.
**આતમ** ગ્યાનભાન મતિ જાગી, મુજ તુજ અંતર ભાગી રે મન. ૭
× × × કલશ
ચઉવીશ જિનવર સયલ સુખકર ગાવતાં મન ગહગહે
સંઘ રંગ ઉમંગ નિજ મન ધ્યાવતાં શિવપદ લહે
નામે **અંબાલા** નગર જિનવર વૈન રસ ભવિજન પીયે
સંવત **શેષ અગની નિધિ વિધુ** રૂપ આતમ જસ કીયે.
દોહા-જિનવર જસ મનમોદથી, હુકમ મુનિ કે હેત
જો ભવિ ગાવત રંગશું, અજર અમર પદ દેત,
-પ્ર. ચોવીશી વીશી સંગ્રહ પૃ. ૫૫૬-૫૭૬

**(૧૨૩૭)+ સત્તરભેદી** પૂજા સં. ૧૯૩૯ અંબાલામાં

**આદિ**—સકલ જિણંદ મુનીંદની, પૂજા સત્તર પ્રકાર
શ્રાવક શુધ ભાવે કરે, પામે ભવનો પાર ૧
જ્ઞાતા અંગે દ્રૌપદી, પૂજે શ્રી જિનરાજ
રાયપસેણિ ઉપાંગમેં, હિત સુખ શિવફલ તાજ. ૨
ન્હવણ, વિલેપન, વસ્ત્રયુગમ, વાસ, ફૂલ, વરમાલ,
વરણ, ચુન્ન, ધ્વજ શોભતી, રત્નાભરણ રસાલ. ૩

વિક્રમપુર શ્રી ત્રિશલાનંદન, જિનવર ત્રિભુવન પ્યારા
દ્વાદશ વ્રત પૂજન વિધિ પભણી, ભવિયણ ગણ હિતકારા. ૧
ગુરૂ ખરતર જિનચંદ્ર સૂરિવર, રાજે વિગત વિકારા
શ્રીમતિ ભાગ્યૃતિરાદિ કલિતકે (?), ધરિ મન વચન આગારા. ૨
સંવત રસ ત્રિક નિધિ રાત્રીકર, માસાશ્વિન મનુહારા,
ધવલ પક્ષ પ્રતિપદ તિથિ શોભન, રજનીપતિ સુત વારા. ૩
શ્રી જિનરત્ન સૂરિ શાખાધર, પાઠક પદ વિસતારા,
રૂપચંદ ગણિ ચરણકમલમેં, કુશલસાર મધુકારા. ૪
અપર નામ કરિ ચંદકપૂરા, રચિ જિનપતિ નુતિ સારા,
કુશલનિધાન પ્રવર મુનિવરકી, પ્રેરણયા સુવિચારા. ૫

—પ્ર૦ પૂજાસંગ્રહ પૃ. ૨૪૨-૨૮૨.

---

૬૦૫ હર્ષસાગર [રતિસાગરસૂરિ શિ.]

(૧૨૩૩) ધનદ (ધન્ના) કુમાર રાસ [ચંદ્રનિધાન અગ્નિવસુ. સં. ૧૯૩૮?]

—(૧) રત્ન. (૨) ૧૯ પત્ર હા. ૪૩ નં. ૬૩ ડે૦

---

૬૦૬ મણિચંદ્ર [અધ્યાત્મી યતિ]

(૧૨૩૪)+ આધ્યાત્મિક સઝાયો

(આત્મશિક્ષા સઝાય પૃ. ૧૨૫; ભાવીભાવ સઝાય પૃ. ૧૯૧, વૈરાગ્યકારક સઝાયો પૃ. ૨૧૩ થી ૨૨૩ સઝાયમાળા ભી૦ મા.)

---

૬૦૭ તિલોક (ઋષિ.)

(૧૨૩૫) શ્રેણિક ચોપાઈ સં. ૧૯૭૯ આ. શુ. ૩ પૂના.

—બહાદુરમલ બાંઠિયા સંગ્રહ ભીનાસર.

---

(૧૨૩૯)+ **અષ્ટ પ્રકારી પૂજા** સં. ૧૯૪૩ પાલીતાણામાં
આદિ જિનવર વાણી ભારતી, દારતી તિમિર અજ્ઞાન
સારતી કવિજન કામના, વારતી વિઘ્ન નિદાન ૧
ચિદાનંદ ઘન સુરતરૂ, શ્રી **શંખેશ્વર પાસ**
પદકજ પ્રણમી તેહનાં, આણી ભાવ ઉલાસ. ૨
પૂજા અષ્ટ પ્રકારની, અંગ તીન ચિત ધાર
અગ્ર પંચ મન મોદસે, કરિ તરિયે સંસાર. ૩
અંતે— કલશ રાગ ધન્યાશ્રી
શિખિ જુગ અંક ઇંદુ શુભ વર્ષે, પાલિતાણા સુરંગી. ૯
વિમલાચળ મંડન પદ ભેટી, તન મન અધિક ઉમંગી. ૧૦
આતમરામ આનંદ રસ પીનો, જિન પૂજત શિવસંગી. ૧૧
—પ્ર૦ વિવિધ પૂજા સંગ્રહ પૃ. ૩૬૪-૩૭૬

(૧૨૪૦) + **નવપદની પૂજા** સં. ૧૯૪૮ પટ્ટીમાં
આદિ—
શ્રી શંખેશ્વર પાસજી, પૂરો વંછિત આસ
સિદ્ધચક્ર પૂજા રચૂં, જિમ તૂટે ભવપાશ. ૧.
અંતે— કલશ.
ભવિ વંદો જિનંદમત કરણીને,
× × × ×
જીરા ગામ તિહા સંઘ જમંકર, સુખ સંપત ઉદય કરણીને. ૭
તિનકે કથનસેં રચના કીની, સુગમ રીત અઘહરણીને. ૮
પશુ યુગ અંક ઇંદુ શુભ વર્ષે, પટ્ટીનગર સુખ ધરણીને. ૯
રહી ચૌમાસા ચેહ ગુણ ગાયા, આતમ શિવવધૂ પરણીને. ૧૦
—પ્ર. વિવિધપૂજા સંગ્રહ પૃ. ૩૭૭-૩૯૫

(૧૨૪૧) + **સ્નાત્રપૂજા** સં. ૧૯૫૦ ઝંડીઆલામાં
આદિ—
વામાસુત પણમીએ, શ્રી શંખેશ્વર પાસ
સ્નાત્ર રચૂં જિનવરતણા, જિમ તૂટે ભવપાસ. ૧

સુમનસ-ગૃહ, અતિ શોભતું, પુષ્પ ધાર, મંગલીક
ધૂપ, ગીત, નૃત્ય, નાદશું, કરત મિટે સબ બીક. ૪

અંતે— કલશ રેખતા

જિનંદ જસ આજ મેં ગાયો, ગયો અઘ દૂર મો મનકો
શત અઠ કાવ્ય હૂ કરકે, થુણે સબ દેવ દેવનકો. ૧
**તપગચ્છ** ગગન રવિ રૂપા, હુવા **વિજયસિંહ** ગુરૂ ભૂપા
**સત્ય કર્પૂરવિજય** રાજા, **ક્ષમા જિન ઉત્તમ** તાજા. ૨
**પદ્મગુરૂ રૂપ** ગુણભાજા, **કીર્તિ કસ્તુર** જગ છાજા
**મણિ બુધ** જગતમેં ગાજા, **મુક્તિ** ગણિ સંપ્રતિ રાજા. ૩
**વિજયઆનંદ** લઘુનંદા, **નિધિ શશિ** (?) **અંક** હે **ચંદા**
**અંબાલે** નગ્રમેં ગાયો, **નિજાતમ** રૂપ હું પાયો. ૪

—પ્ર. વિવિધપૂજા સંગ્રહ પૃ. ૩૯૬-૪૧૫

(૧૨૩૮)+**૨૦ સ્થાનકની પૂજા** સં. ૧૯૪૦ વીકાનેરમાં

**આદિ** સમરસ રસભર અઘહર, કરમ ભરમ સબ નાસ
કર મન મગન ધરમધર, શ્રી **શંખેશ્વર પાસ**. ૧

અંતે— રાગ ધન્યાશ્રી

શુદ્ધ મન કરોરે આનંદી, વિંશતિ પદ, શુદ્ધ૦
વિંશતિ પદ પૂજન કરિ વિધિશું, ઉજમણું કરી ચિત્તરંગી વિં૦ ૧
એ સમ અવર ન કરણી જગમેં જિનવર પદ સુખ ચંગી. ૨
**તપગચ્છ** ગગનમેં દિનમણિ સરિસો, **વિજયસિંહ** વિરંગી. ૩
**સત્ય કપૂર ક્ષમા જિન ઉત્તમ, પદ્મ રૂપ** ગુરૂ જંગી. ૪
**કીર્ત્તિવિજય** ગુરૂ સમરસ ભીનો, **કસ્તુર મણિ** હે નિરંગી. ૫
શ્રી ગુરૂ **બુદ્ધિવિજય** મહારાજા, **મુક્તિવિજય** ગણિ ચંગી. ૬
તસ લઘુ ભ્રાતા **આનંદવિજયો**, ગાય વિશંતિ પદ ભંગી. ૭
**ખં યુગ અંક ઇંદુ** વત્સર મેં, **વીકાનેર** સુરંગી ૮
**આત્મારામ** આનંદ પદ પૂજો, મન તન હોય એકરંગી વિં. ૯

—પ્ર. વિવિધ પૂજા સંગ્રહ પૃ. ૪૧૫-૪૩૮

૬૧૦ હર્ષચંદ્ર (પાર્શ્વચંદ્ર ગચ્છીય.)
(૧૨૪૬) ૨૪ જિનપૂજા સં. ૧૯૪૭ વીકાનેર.

---

૬૧૧ રગનાથ વલ્લભ શેઠ (નાગનેશનો લહીઓ, શ્રાવક)
(૧૨૪૭)+ સુરજમલ પારાધીનો રાસ ૩૨ ઢાળ. સં. ૧૯૪૭
-અધિક ભાદરવો શુ. ૪ ભગુવાર.

આદિ— દુહા.

પ્રથમ સિદ્ધ ભગવંતને કેવળી કોડાકોડ
આચારજ સુગુણ વળી, વંદું બે કરજોડ. ૧
ઉપાધ્યાયજી નિત નમું, સાધુ જગતમેં સાર;
પંચે પદને વંદના, કરૂંછું વારંવાર. ૨
સરસ્વતી મુજ માતજી, કરજો મુજ સહાય;
જીભ્યા અગ્રે બેસજો, ગ્રંથ સંપુરણ થાય. ૩
પીંગળ પાઠ ભણ્યો નથી, તુચ્છ બુદ્ધિ મુજ માત;
તે માટે સેવક તણી, પૂરણ કરજો ખાંત. ૪
પારાધિ ગુણવંત થઓ, સુરજમલ ગુણસાર;
રાસ ભણું છું તે તણો, શ્રોતા સુણિ સ્વિકાર. ૫

અંતે—

ઢાળ ૩૨ મી રામચંદ્રજીના ધોળની દેશી.

ધન ધન સુરજમલ શુ ભલો, ધન ધન નારી નિજ ચ્યાર;
પામ્યા સુખસાર, સુરજમલ કોઈ રટો. ૧
× × × ×
રાસ સુરજ નામ પુરો થયો, ઢાળ શોભતી બત્રીશ;
સાર અતિહી રસાળ. સુરજ૦ ૭
વીરા ! પિંગળ પાઠ ભણ્યો નથી, યથાશક્તિ જાણ્યું જુજ થાર;
જિનવર આધાર. સુરજ૦ ૮

અલંકાર વિકાર વિના, વિધૂવત્ કમનીય અંગ
સહજ ઉપાધિક મુક્ત વિભુ, સોભે જીત અનંગ. ૨

અંતે—

કલશ.

જિન જન્મ મહોચ્છવ જયકારી. × × ×
શ્રી કસ્તુર મણિ બુદ્ધિવિજયા, આતમરૂપ આનંદચારી. ૬
અં સર અંક ઇંદુ શુભવર્ષે, ઝંડિઆલે માસ રહે ચારી. ૭
સંઘકે આગ્રહસેં કરી રચના, જિનકલ્યાણક અઘટારી.. ૮

(પછી લૂણપાણી ઉતારણુ ઢાળ, આરતિ અને મંગલદીપક આવે છે.)

—પ્ર૦ વિવિધ પૂજાસંગ્રહ પૃ. ૩૫૧-૩૬૩.

[ તેમના ગદ્ય ગ્રંથો હિંદીમાં અજ્ઞાનતિમિર ભાસ્કર, જૈન મત-વૃક્ષ, ચતુર્થ સ્તુતિ નિર્ણય, સમ્યકત્વ શલ્યોદ્ધાર, જૈનતત્ત્વાદર્શ, તત્ત્વનિર્ણય પ્રાસાદ છે. તેમના જીવન આદિ માટે જુઓ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૬૮૪ થી ૬૯૧, તથા શ્રી આત્મારામ જન્મ શતાબ્દી સ્મારક ગ્રંથ. )

---

## ૬૦૯ પાર્વતી (આર્યા)

**(૧૨૪૨) વૃત્તમંડલી** સં. ૧૯૪૦

—પત્ર ૫ સં. ૧૯૫૭ પો. ૮૩ નં. ૨૧૮૭ જિ. ચા.

**(૧૨૪૩) અજીતસેન કુમાર ઢાલ** સં. ૧૯૪૦

—પત્ર ૧૧ ચો. ૮૩ નં. ૨૧૯૨ જિ. ચા.

**(૧૨૪૪) સુમતિચરિત્ર** સં. ૧૯૬૧

—પત્ર ૮ (૭ મું નથી) સં. ૧૯૬૧ માના લિ. પો. ૮૩ નં. ૨૧૮૬ જિ. ચા.

**(૧૨૪૫) અરિદમન ચો.** સં. ૧૯૬૧ (?) વૈ. શુ. ૩

—પત્ર ૮ સં. ૧૯૬૭ વૈ. શુ. ૩ પો. ૮૦ નં. ૧૯૭૪ જિ. ચા.

---

સંપૂરણ એ મેં કહ્યોજી, મુનિ ચઉ ખગ ભૂ વર્ષરે;
માઘ શુકલ એકાદશીજી, સુર ગુરૂવારે હર્ષરે. ૭
**નાગોરી લુંકે** ગણેજી, **લક્ષ્મીચન્દ** સૂરીંદ,
તસ પદપંકજ મધુકરાજી, **જોહારમલ્લ** મુનિન્દરે. ૮
તાસ સીસ શુદ્ધાતમાજી, શ્રી **શિવદાસ** સવાય;
તાસ સીસ **શિવચંદ**નાજી, ગુણ કર જગ જસવાયરે. ૯
તસ પદકિંકર એહમેંજી, હુલાસચન્દ હિત લાય;
ઉગણીસેં ઢાલેં કરીજી, પૂરણ ગુણિ ગુણ ગાયરે. ૧૦
ઉછા અધિકા એહમેંજી, જો કહિવાણું કોપાય,
તેહનો સહુ સાખે મુંનેજી, મિચ્છામી દુકકડં થાયરે. ૧૧
ભણજ્યો ગુણજ્યો વાંચજ્યોજી, ભવિજન થઇ ઉજમાલ;
શ્રી જિનધર્મ આરાધજ્યોજી, યાએ મંગલમાલરે. ૧૨

—સંવત ૧૯૪૭ વર્ષે ફાલ્ગુણ કૃષ્ણ દ્વિતીયાયાં લિખિતમિદં ઋષિ હુલાસચંન્દ્રેણ વીદાસર સ્થિતં ૧૭-૧૪ ગુ૦ નં. ૧૨-૧૭.

---

**૬૧૩ રાયચંદ** [ વવાણીઆના શ્રાવક, પિતાનું નામ રવજી જન્મ સં. ૧૯૨૪ સ્વ. ૧૯૫૭ ]

(૧૨૪૯)+ આત્મસિદ્ધિ શાસ્ત્ર સં.૧૯૫૨ આશ્વિન વદ ૧ ગુરૂ. નડિયાદ.

જે સ્વરૂપ સમજ્યા વિના, પામ્યો દુઃખ અનંત
સમજાવ્યું તે પદ નમું, શ્રી સદ્ગુરૂ ભગવંત. ૧

× × × ×

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત
તે જ્ઞાનીનાં ચરણમાં, હો ! વંદન અગણીત. ૧૪૨

× × × ×

સાધન સિદ્ધ દશા અહીં, કહી સર્વ સંક્ષેપ;
ષડ્દર્શન સંક્ષેપમાં, ભાખ્યા નિર્વિક્ષેપ.

મુજ વાશ કહું **નાગનેશ**માં, વઢવાણ તણું મુખ્ય ગામ,
માહરૂં છે મુકામ. સુરજ૦ ૯
વડા તાત શા ધરમી શોભતા, જાકા ગુણ તણો નહીં પાર;
**રવજી** શેઠ સાર. સુરજ૦ ૧૦
તસ પુત્ર વડો **વલમ** ભલો, પુત્ર તેહનો હું **રગનાથ;**
કહું જોડી હાથ. સુરજ૦ ૧૧
વીરા ! ચુક સુધારીને વાંચજો, તસ્દી દેઉં છું સાહીબ આપ;
કરજો મુજ માફ. સુરજ ૧૨
વરસ ચાલતો **ઓગણીસે** ઉપરે, **ચાળીસસાત** ભાદરવો માસ;
અધીક ઉલાસ. સુરજ૦ ૧૩
શુકલપક્ષ ચતુર તીથી સુભલી, ભ્રગુવાર ચોઘડીઉં રસાળ;
ચળકીત ચળ સાર. સુરજ૦ ૧૪

—પ્ર૦ કર્ત્તાએ સં. ૧૯૪૭માં વઢવાણ કેંપમાં આર્યવિદ્યા પ્રકાશ છાપખાનામાં છપાવ્યો છે.

---

## ૬૧૨ હુલાસચંદ્ર [નાગોરી લુંકાગચ્છ લક્ષ્મીચંદ્રસૂરિ–જોહારમલ્લ–શિવદાસ–શિવચંદ શિ૦]

**(૧૨૪૮) રાજસિંહ રત્નવતી ચોપઈ** સં. ૧૯૪૭ માધ શુ. ૧૧ ગુરૂ.

**આદિ—**

દૂહા.

શ્રી અરિહંત સિદ્ધ આચાર્ય, વલિ ઉપાધ્યાય અણગાર;
પાંચે પદ સુભ ભાવથી, નમતાં જય જય કાર. ૧
ચઉદહ પૂરવનો કહ્યો, સાર એક નવકાર;
એહને જપતાં કે થયા, શિવવધુના ભરતાર. ૨

**અંતે—**

નવકારોપરિ મેં રચ્યોજી, એ **રાયસિંહચરિત્ર;**
ભવિકા ગુણિગણ ગાઇનેંજી, કીજે જન્મ પવિત્રરે. ૬

## જૈન ગૂર્જર કવિઓ પ્રથમ ભાગની

# પૂર્ત્તિ

[ વિક્રમ ૧૩મી સદીથી ૧૭મી સદીના કવિઓની તેમની કૃતિઓ સહિત વર્ણનાત્મક સૂચી. ]

તૈયાર કરનાર

**મોહનલાલ દલીચંદ દેશાઈ**

**નોંધઃ**—જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ લામાં જે કવિઓ ને કૃતિઓ પ્રકટ થયેલ છે, તેમના સંબંધી તથા વિક્રમ ૧૩'થી ૧૭મા શતકના અન્ય ઉપલબ્ધ કવિઓ ને કૃતિઓ સંબંધી ઉક્ત પ્રસિદ્ધ થયેલા ગ્રંથ પછી જે જે સામગ્રી પ્રાપ્ત થઈ તે આ પૂર્ત્તિમાં નોંધી છે. તેમાં તે પહેલા ભાગને સૂચવવા ૧ અંક મૂકી તેના પૃષ્ઠને સૂચવવા–અને તે પૃષ્ઠ સંખ્યાનો અંક મૂકેલ છે. દા. ત. (૧–૨૩) એટલે પ્રથમ ભાગનું ૨૩મું પૃષ્ઠ. તેમાં છપાયેલાંના આંક તેજ રાખ્યા છે અને નવાંને નવા આંક આપ્યા છે.



અન્ય છુટક કાવ્યો-પદો,-'અપૂર્વ અવસર એવો ક્યારે આવશે ?' તથા બીજાં. [જુઓ શ્રીમદ્દરાજચંદ્ર વિભાગ ૨, ખંડ ૭મો.]

[ભાવનાબોધ, મોક્ષમાળા, એ ગદ્ય કૃતિઓ, સં. ૧૯૪૦-૪૧ માં તેમનાં પત્રો, તથા કાવ્યો 'શ્રીમદ્ રાજચંદ્ર' એ નામના પુસ્તકમાં પ્રકટ થયેલ છે. તેઓ 'કવિ' એ નામથી ઓળખાતા.]

---

૬૧૪ ડાહ્યાભાઇ [અમદાવાદના, પિતાનું નામ ધોળશાજી, શ્રાવક જન્મ સં. ૧૯૨૩ સ્વ. ૧૯૬૮.]

(૧૨૫૦ થી ૧૨૬૪)+ પંદર નાટકો:—

૧ મ્યુનિસિપાલ ઇલેકશન, ૨ કેસરકિશોર, સં. ૧૯૫૧, ૩ સતી સંયુકતા, ૪ મદનમંજરી, સં. ૧૯૫૩, ૫ સતી પાર્વતી, ૬ અશ્રુમતી, ૭ રામવિયોગ, ૮ સરદારબા, ૯ ભોજકુમાર, ૧૦ ઉમાદેવડી, ૧૧ વિજયાવિજય, ૧૨ વીણાવેલી, ૧૩ ઉદયભાણ, ૧૪ મોહિનીચંદ, ૧૫ સતિ પદ્મિની. (જૂઓ મારો જૈનસાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પૃ. ૭૦૩ થી ૭૦૭).

---

૬૧૫ લક્ષ્મીચંદ (ખ. બાલચંદ્રસૂરિ શિ.)

(૧૨૬૫) શીત વસન્ત કથા કવિતા (હિંદી) સં. ૧૯૬૦ કાશી.
—પત્ર ૧૧ પ્ર૦. નેમિચંદ્રાચાર્ય ભં. કાશી.



ઉરિ **સરસતિ આસિગુ** ભણઇ, નવઉ **રાસુ** જીવાદય સાર,
કંનુ ધરિવિ નિસુણઉ જણુ, દુત્તર જેમ તરહુ સંસાર. ૧

× × × ×

**વાછા** મંત્રિ તણઇ પાછોપઇ, વેહલ મહિનંદન મહિ રોપઈ,
તસુ સુખહે કુલચંદ ફલુ તસુ કુલિ **આસાઈતુ** અછંતુ;
તસુ વલહિય પલ્લી પવર કવિ **આસિગુ** બહુ ગુણ સંજુ. ૫૧
આત ઉપરિયા કવિ **જાલઉરઉ**, માઉસાલિસું **મઇસીમલરઉ**,
આસી દવદોહી વયણુ કવિ **આસિગુ જાલઉરહ** આયઉ;
**સહજિગપુરિ પાસહ** ભવણિ, નવઉ રાસુ ઇહ તિહિ નિરપાઇઉ. ૫૨
સંવતુ **બારહસય સત્તાવન્નઇ, વિક્રમ** કાલિ ગયઇ પડિપુંનઇ,
આસોયહં સિય સત્તમિહિં હત્થોહત્થિ જિણુ નિપાયઉ;
**સંતિસૂરિ** પયભત્તયરિય રયઉ **રાસુ**, ભવિયહં મણુમોહણુ. ૫૩

—એક પ્રાચીન પ્રત પત્ર ૧૯૦ થી ૧૯૩ નાહટા૦

## ૬૧૭ નેમિચંદ્ર ભંડારી [ખ૦ જિનેશ્વરસૂરિ (૨)ના પિતા] (૧૨૬૭)+ જિનવલ્લભસૂરિ ગુરૂ ગુણવર્ણન. સં. ૧૨૪૫ આશરે

પણમવિ સામિ **વીર** જિણુ, ગણહર **ગોયમ** સામિ,
**સુધરમ** સામિય તુલનિ, સરણુ જુગપ્રધાન સિવગામિ. ૧
તિત્થુરણહૂસ મુણિરયણુ, જુગપ્રધાન કમિ પત્તુ,
**જિણવલ્લહ** સૂરિ જુગપવર, જસુ નિમ્મલઉ ચરિત્તુ. ૨
સલ્લુદ્ધાર કરેસુ હઉ, પાલિ સુદ્ધ સમ્મત્તા,
**નેમિચંદ** ઇમ વિનવઇએ, સુહ ગુરૂ ગુણ ગણરત્તો. ૩૪
નંદઉ **વિહિ જિણમંદિરહિં**, નંદઉ **વિહિ** સમુદાઓ,
નંદઉ **જિણપત્તિસૂરિ** ગુરૂ, **વિહિ** જિણ ધમ્મ પસાઓ. ૩૫

—(૧) પ્ર૦ એં૦ જૈન કાવ્યસંગ્રહ પૃ. ૩૬૯ થી ૩૭૨ (૨) વડોદરા સેં. લા. ના સંગ્રહની એક ત્રુટિત પ્રતિમાં છેલ્લાં થોડાં પદ્યો છે. ( આ વિદ્વાન્ શ્રાવક કવિએ પ્રાકૃતમાં ષઢી શતક રચ્યું છે.)

# વિક્રમ તેરમી સદી.

---

**૧ શાલિભદ્રસૂરિ** ( પૃ. ૧-૧ એટલે જૈન ગૂર્જર કવિઓ ભાગ ૧ નું ૧ લું પૃષ્ઠ.)

**(૧) ભરતેશ્વર બાહુબલિ રાસ** (૧-૧).

—પત્ર ૬ ગાથા ૩૪૦ પ્ર. કા. વડો. નં. ૬૭૮.

**(૨) બુદ્ધિરાસ** (૧-૨).

(૧) ૩-૧૨ બી. ડી ૨૦૯ રા. એ. સો. મુંબઈ નં. ૧૯૪૧. (૨) લ. સં. ૧૫૧૪ એક પ્રતમાં બીજી કૃતિઓ સાથે સં. લા. (૩) લ. સં. ૧૫૯૭ એક ચોપડામાં વિ. ને નં. ૩૨૬૧ (૪) નાના નેમિ-રાસ સાથેની એક પ્રતમાં વિ. ને નં. ૩૧૭૧ (૫) પત્ર ૩ ગ્રંથમાન ૬૪ દા. ૩૦ નં. ૨ લીં. (૬) પત્ર ૫ દા. ૩૦ નં. ૫ લીં. (૭) ૩-૧૧ દે૦ લા. પુ. લાયબ્રેરી નં. ૯૩૩ (૮) ૩-૧૧ દા. ૭૦ નં. ૧૧૫ (હા૦) (૯) ૨-૧૫ નં. ૪૩૦ મ. જૈ. વિ. (૧૦) ૩-૧૨ પ્રત નં. ૨૩૩૯ મુક્તિ૦ વડોદરા (આમાં 'હરિભદ્ર સૂરિહિં સંકલીય' એમ છેલ્લી કડીમાં આપેલ છે). (૧૧) ૩-૧૨ પાદરા નં. ૨૪. આ રાસની પ્રતિઓ પુષ્કળ મળે છે.

[ બુદ્ધિરાસના કર્ત્તા શાલિભદ્રસૂરિ ભરત-બાહુબલિરાસના રચનારથી ભિન્ન નથી એમ પ્રમાણો વિના નિશ્ચિત કહી શકાય તેમ નથી. લા. ભ. પંડિત. ]

**(૩) હિતશિક્ષા પ્રબુદ્ધરાસ**(૧-૩)—આ રાસ ને ઉપરનો બુદ્ધિરાસ બંને એકજ છે.

---

**૬૧૬ આસગુ.** ( શાંતિ સૂરિ શિ. શ્રાવક )

**(૧૨૬૬) જીવદયા રાસુ** ગા. ૫૩ સં. ૧૨૫૭ આસો શુ. ૭

પઢહિ ગુણહિ જે જિણહરિ દેહિ, તે નિશ્ચઇ સંસાર તરેહિ,
**સુભદ્રા** સતી ચરિતુ સંભલહિ, સિદ્ધિ સુકખુ લીલઇ તે લહહિ. ૪૨
—એક પ્રાચીન પ્રત પત્ર ૧૮૮ થી ૧૯૧ નાહટા૦

## ૩ વિજયસેનસૂરિ (૧-૩).

( તેમણે વળી સં. ૧૨૮૮માં ગિરનાર પર્વતપર વસ્તુપાલે-કરાવેલી અનેક જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરી હતી. તેમના શિષ્ય ઉદયપ્રભસૂરિએ ધર્માભ્યુદય (સંઘપતિચરિત) મહાકાવ્ય વગેરેની રચના કરી છે).

## ૬૧૮ રામ (?)

**(૧૨૭૦) નેમિરાસ-આબૂરાસ** (ઐ.) ગા. ૫૦ સં. ૧૨૮૯ વસંત.
પણમેવિણુ સામિણિ **વાએસરિ**, અભિનવુ કવિતુ રયં પરમેસરિ,
નંદીવરધનુ જાસુ નિવાસો, પભણઉ **નેમિ** જિણંદહ રાસો. ૧
× × × ×
નમિ વિચિ રાણઉ થુણિ **નમિ**, બીજા મંદિર નિવેસુ,
ત પુહવિહિ માંહિ જો સલહિજ એ, ઊત્તિમ **ગૂજરૂ** દેસ;
ત **સોલંકિય** કુલ સંભમિઉ, સૂરઉ જગિ જસવાઉ,
ત **ગૂજરાત** ધુર સમુધરણુ, રાણઉ **લુણપસાઉ**. ૧૦
× × × ×
**બાર** સંવચ્છરિ **છિયાસિયએ**, પરમેસરૂ સંઠિઉ,
ચેત્રહ તીજહ કિસિણુ પખિ, **નિમિ-ભુવણિહિ** સંઠિઉ. ૩૯
× × × ×
કેવિ **ચડાવલિ નેમિ** નમીજઇ, **રાસુ** વયણુ **પાલ્હણુ** પુજ કીજઈ,
**બાર સંવચ્છરિ નવમાસીએ**, વસંત માસ રંમાઉલુ દીહે. ૪૯
એહુ રાહુ વિસ્તારિહિં જાએ, રાખઇ સયલ સંઘ **અંબાઈ**,
રાખઇ જા ખુણુઆ ભ્યઉ એડઇ, રાખઇ પ્રભ **સંતિ મૂહરઈ**. ૫૦
—આબૂરાસ સમાપ્ત: પત્ર ૧૮૭ થી ૧૮૯ એક વિધવિધ સ્તવનાદિ સંગ્રહની પ્રત નાહટા.

## ૨ ધર્મ (૧-૨)

**(૪) જંબૂસ્વામિ ચરિત (૧-૨)**

—એક ૨૩૦ પત્રની ત્રુટિત પ્રાચીન પ્રત પત્ર ૧૯૩ થી ૧૯૯ નાહટા સંગ્રહ.

(સુધારો—પૃ. ૩માં પંક્તિ ૧૮માં સં. ૧૨૧૪ને બદલે સં. ૧૨૪૧ જોઈએ. બીજા મહેંદ્રસૂરિ સં. ૧૨૪૧ માં રચાયેલ સોમપ્રભાચાર્યના કુમારપાળ પ્રતિબોધને શ્રવણ કરનાર હતા. ઉમેરો:-(૩)જા મહેંદ્રસૂરિ વાદિદેવસૂરિના શિષ્ય હતા કે જેમના શિષ્ય પ્રદ્યુમ્નસૂરિએ વાદસ્થલ ગ્રંથ રચ્યો છે. જુઓ જેસલમેર ભાં. સૂચી પૃ. ૬૦. (પંડિત લાલચંદ).

---

## ૨ ધર્મ (?) (૧-૨).

**(૧૨૬૮) સ્થૂલિભદ્ર રાસ** ગા. ૪૭.

પણમવિ **સાસણદેવી** અંનઇ **વાએસરી,**
**થૂલિભદ્ર** ગુણગહણુ, સુણિ વરહજ્જુ કેસરિ. ૧

× × × ×

બહુત કાલુ સંજમુ પાલેહિં, ચઉદહ પૂરબ હિયઇ ધરેહિ,
**થૂલિભદ્ર** જિણુ **ધમ્મુ** કહેઈ, દેવલોકિ પહુતઉ જાએવિ. ૪૭

—પત્ર ૨૨૫ થી ૨૨૮ એક પ્રાચીન પ્રત નાહટા.

**(૧૨૬૯) સુભદ્રાસતી ચતુષ્પદિકા** ગા. ૪૨

જં ફલુ હોઈ ગયા **ગિરિનારે,** જં ફલુ દીન્હઇ સોનાભારે,
જં ફલુ લકિખ નવકારિહિ ગુણિહિં, તં ફલુ **સુભદ્રા**-ચરિતિહિ સુણિહિં. ૧

× × × ×

**સુભદ્રા** મંદિર પહુતી જાવ, સાસૂ સસુરઉ હરખિઉ તાવ,
જિણવર **ધંમુ** કરહુ એ કવિત્તે, જિણુ સાસણુ હુઈ પર જયવંતો.

## ૬૨૦ જિનેશ્વર સરિ (ખ. આચાર્યપદ સં. ૧૨૭૮ સ્વ. સં. ૧૩૩૧.)

**(૧૨૭૨) ચાચરી** ગા. ૩૦

ભગતિ કરવિ વહુ **રિસહ** જિણુ, **વીરહ** ચલણુ નમેવિ,
હઉં ચાલિઉ મણિું ભાઉ ધરિ, દુઇણિ જિણુ મણિ સુમરેવિ. ૧

× × × ×

ગાવિ નયરિ પુરિ જિણ ભુયણિ, જે **ચાચરિ** પભણંતિ,
વમણિ **જિણેસરસૂરિ** ગુરૂ, તે સિવ સુહુ પાવંતિ. ૩૦

—પત્ર ૨૩૧ થી ૨૩૨ એક પ્રાચીન પ્રત. નાહટા.

(કર્તા માટે જુઓ પં. લાલચંદને લેખ જૈન યુગ પુ. ૨ પૃ. ૧૫૮ અને જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ પૃ. ૬૭૭)

---

## ૪ વિનયચંદ (૧-૫)

**(૧૨૭૩)+ બારવ્રત રાસ.** સં. ૧૩૩૮ ગા. ૫૩

અંતે—**તેરસઈ આઠ ત્રીસી,** સાવયધમ્મુવએસ સવિ
**રયણસિંહસૂરિ** સીસિ, **વિનયચંદસૂરિ** ઉદ્ધરીય.
**પાસ** જિણંદ પસાઈ, સાનિધિ **સાસણદેવિ** તણઈ
જે ઉપદેસ કરાઇ, તે મણુચંછિય સુહ લહઈ. ૫૩

—સંવત્ ૧૪૮૦ વર્ષે આશ્વિન શુદિ નવમ્યામ્ પત્રાંક ૨. લીંબડી સ્થાનકવાસી નાગજી સ્વામી પાસેથી મુનિ પુણ્યવિજય અને મુનિ જયવિજયે ઉતારેલી નકલ પરથી જૈનયુગ પુ. ૫ પૃ. ૪૩૦થી ૪૩૪ માં મેં પ્રકટ કરેલ છે. તેમાં આદિની સાડીનવ ગાથા નથી.

**(૬) નેમિનાથ ચતુષ્પદિકા (૧-૫)**

—(૧) સં. ૧૩૫૩ ભાદ્રવા શુદિ ૧૫ રવૌ ઉપકેશ ગચ્છીય મહિચંદ્રેણ લિખિતા. પુ. (૨) પ્ર. જૈન શ્વે. કૉન્ફરન્સ હેરૅલ્ડ પુ. ૯ અંક ૮-૯ આગસ્ટ-સપ્ટેં. ૧૯૧૩. (૩) લિ. સં. ૧૩૫૮ સં. લા. વડોદરા.

# વિક્રમ ચૌદમી સદી.

---

## ૬૧૯. અભયતિલક (ખ.)

(૧૨૯૧)+ **મહાવીર રાસ** ગા. ૨૧ સં. ૧૩૦૭ વૈ. શુ. ૧૦

**પાસનાહ જિણદત્ત** ગુરો અનુ, પાયપઉમ પણમેવિ,
પભણિસુ **વીરહ રાસુલઉ** અનુ, સંભલહુ ભવિય મિલેવિ. ૧

× × × ×

**ભીમપલ્લી** પુરી વિહિ-ભવણિ, અનુસંઠિઉ **વીરૂ** જિણિંદુ,

× × × ×

તસુ ઉવરિ ભવણુ ઉત્તંગ વર તોરણું, **મંડલિય** રાય આએસિ
અઇસોહણું
**સાહુણા ભુવણપાલેણ** કારાવિયં, **જગધરહ** સાહુકુલિ કલસ
ચડાવિયં. ૬

હેમ-ધયદંડ-કલસો તહિ કારિઉ,
પહુ **જિણેસર** સુગુરૂ પાસિ પઇઠ્ઠાવિઉ.
વિક્કમે વરિસ **તેરહઇ સત્તરૂત્તરે,**
સેય **વઇસાહ** દસમીઇ સુહવાસરે. ૭

**અભયતિલક** ગણિ પાસિ, ખેલહિં મિલવિ કરાવિઉ,
ઇય નિય મણિ ઉલ્લાસિ, **રાસુલડઉ** ભવિયણ દિયહું. ૨૧

—(૧) પત્ર ૨૨૮-૨૨૯ એક પ્રાચીન પ્રત નાહટા. (૨) પ્ર. જૈન યુગ પુ. ૨ પૃ. ૫૭ તેની ગૂજરાતી છાયા પં. લાલચંદે કરેલી તેજ માસિકના પૃ. ૧૫૭ માં છપાઇ છે તેમાં તે વિદ્વાન્ મહાશયે કર્તાની તેમજ આમાંના ઐતિહાસિક પુરૂષોની ઘણી માહિતી શોધ-ખોળથી ભરેલી આપી છે.

આ કવિએ સં. ૧૩૧૨ માં હેમચંદ્ર સૂરિકૃત સંસ્કૃત દ્વયાશ્રય પર વૃત્તિ રચી પાલણપુરમાં પૂર્ણ કરી છે. વળી જુઓ જૈન સાહિ-ત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ પારા ૫૮૯.

---

શિષ્ય પં. જિનપ્રમોદ ગણિભિ લિખિતઃ ॥ ૫-૧૫ ઇડર ગોરજી ભંડાર (ઇડરની બાઇઓનો ભંડાર) નં. ૧૬૨ (૨) શ્રી બુદ્ધિસાગર સૂરિ કૃત ભજન પદ સંગ્રહ ભાગ ૪ માં પણ ટિપ્પની સહિત છપાયેલ છે.

---

૬ જગડુ (૧-૮)

(૯)+ **સમ્યકત્વ ચો.** (સુધારોઃ-સં. ૧૨૭૮ પછી ને સં. ૧૩૩૦ પહેલા જિનેશ્વર સૂરિની વિદ્યમાનતામાં આ રચના જણાય છે.

---

૬૨૧ અજ્ઞાત

(૧૨૭૪૬) **સ્તંભતીર્થ અજિત સ્તવન** ગા. ૨૫ સં. ૧૩૪૧

લાવન્નમય કલિયં સોહગ્ગ વિલાસ બંધુરં ધણિયં
પણમેવિણુ જિણ **અજિયં** ત્તરસે ભણામિ કિં ચરિયં. ૧

× × × ×

જો નયરિ **પલ્હણિ** સૂરિ **જિણેસર** હથિ કમલિ પયટ્ઠિઉ,
વિક્રમા **તેરહ** ઇગુણવીસઇ બહુય, દેવ અહિટ્ઠિઉ.
તિત્તીસ ભૂરિ ગુરવએસહિં **ખંભ** નયરિ સમાણિઉ,
ઇકતાલ વચ્છરિ દેવમંદિરિ, દેવ સુવિહિ સંધિ નિવેસિઉ. ૨૪
સો **અજિય** સામિઉ સુગઇ ગામિઉ, **ખંભ નયરહ** મંડણો,
જઇ ધંમકારણુ કુગઇ વારણુ, રોગસોગ વિહંડણો,
ભો ભવિય લોયહ થુણઉ ભાવિહિ, સયણ મગ્ગ પયાસણો,
જિમ તુમ્હિ પાવઉ સુખ નિરૂપમ, સયલ દુકખહ નાસણો. ૨૫

—પત્ર ૨૭૯થી ૨૮૧ એક સં. ૧૫૧૯ લગભગની પ્રતિ નાહટા.

---

૭ પ્રજ્ઞાતિલક (સુધારોઃ-પ્રજ્ઞાતિલકસૂરિ શિષ્ય?) (૧-૮)

(૧૦)+ કચ્છૂલી રાસ સં. ૧૩૬૩ (૧-૮)

(છેવટે ઉમેરોઃ—આજ પ્રશસ્તિ પી. ૫, ૧૧૬માં ઉદયસિંહ

(૧૨૭૩) આનંદ પ્રથમોપાસક સંધિ

આદિ—

અરહં દેવો સુગુરૂ સુદ્ધં ધમ્મં ચ પંચ નવકારો,
ધન્નાણ કયત્થાણું નિરંતરં વસઇ હિયયંમિ. ૧
જય ન કણસિ તવ ચરણં ન પઢિસિ ન ગુણેસુ દેસિનો દાણં,
ત કિઇત્તિયં ન સક્કિસિ જં દેવો ઇકકુ અરિહંતો ૨

અંતે—

સિરિ રયણસિંહ સૂરિ ગુરૂવએસિ, સિરિ વિણયચંદિ તસુ સીસ-લેસિ.
અજઝયણ પઢમુ એહ સત્તમંગિ, ઉદ્ધરિઉ સંધિ-બંધેણ રંગિ.૧૭૪
જં ઇહ હીણા હિઉ કિંચિવિ સાહિઉ, તં સુયદેવી મજઝ ખમઉ.
ઇહ જુ પઢઇ ગુણઇ વાચઇ નિસુણઇ, મુત્તિ નિયંબણિ સો રમઇ.૧૭૫

—(૧) ૩-૧૯ ગો. ના. (૨) પત્ર ૧૬ શ્લોક ૮૧ દા. ૨૩ લીં. (૩) પત્ર ૫ શ્લોક ૭૪ દા. ૩૯ નં. ૪૭ લીં.

---

૪ક **ઉદયધર્મ** સુધારો વિનયચંદ્ર'ને બદલે (રત્નસિંહસૂરિ શિ.) ૧-૬

**(૭) ઉપદેશમાલાકથાનક છપ્પય** (૧-૬)

આ કૃતિના કર્ત્તા (વિનયચંદ્ર) નહિ, પણ ઉદયધર્મ લાગે છે, કે જેણે સં. ૧૫૦૭માં 'વાકય પ્રકાશ' ઔકિતક રચેલ છે. તેથી તેને ૧૬મી સદીમાં મૂકવાના છે. જુઓ **ઉદયધર્મ** સં. ૧૫૦૭ માં.

---

૪ખ **અજ્ઞાત** (૧-૬)

**(૭ક)+ સપ્તક્ષેત્રિ રાસુ** સં. ૧૩૨૭ (૧-૬)

—(૧) સં. ૧૫૩૮ વર્ષે આશ્વિ શુ. ૨ દિને ॥ શ્રીમતિ કંસારી નગરે ॥ સં. **માંકા** ભાર્યા સં. **આણિકદે** સુતા શ્રા૦ **ચંગી** ભણનાર્થં ॥ શ્રી **તપાગચ્છ** નાયક ભટ્ટારક પ્રભુ શ્રી **લક્ષ્મીસાગર** સૂરિ

કર્મ નટાવઈ નચાવીઉ એ નરે૦ ચઉદહ રજ્જહ મઝારિ ૮
તે ભવ બીહતઉ વીનવઉં એ નરે૦ સામિઅ કરઉ પસાયઉ,
એતલઉ માગઉં લાજતઉ નરે૦ દિઉ અમરાપુરિ ઠાઉ. ૯
વીસ જિણેસર ગાયસિઉં એ નરે૦, લેસિઉં નામ ઉચ્ચાર,
ચિહૂં ગતિ મીડઉં વાલિઉં એ નરે૦, છૂટિસુ ભવ સંસાર. ૧૧
તારામંડલ જાં અછઈ એ નરે૦, અનઇ સૂરિજ ચંદ,
તિમ એઉ નંદઉ સૂરિ ગુરો, નરેસુયા, ચઉવિહ સંઘ આણંદ.

—(૧) જૂની પ્રત ૨-૧૫ મુનિ જશવિજય સંગ્રહ. (૨) ૨-૧૫ દા. ૭ મો. મોદી સાગર ઉપાશ્રય પાટણ. (૩) પ્ર. જૈનયુગ પુ-૫ પૃ. ૪૩૮ થી ૪૪૦.

---

## ૬૨૨ ગુણાકરસૂરિ (પદ્માનંદસૂરિ શિ૦)

**(૧૨૭૬) શ્રાવક વિધિરાસ સં. ૧૩૭૧.**

શ્રી જિનાય નમઃ ॥ અથ શ્રાવકવિધિ રાસ ।
પાય-પઉમ પણમેવિ, ચઉવીસ વિ તિત્થંકરહ,
શ્રાવકવિધિ સંખેવિ, ભણઇ ગુણાકર સૂરિ ગુરો. ૧
જિહિ જિણમંદિર સાર, અનઇ તપોધન પામિય એ,
શ્રાવક જન સુવિચાર, ઘણું તણુ ઇંધણુ જલ પ્રચલો. ૨
ન્યાયવંતુ જહિં રાઉ, જણધણુ ધન્ન રમાઉલઉ એ,
સુધી પરિ વવસાઉ, સુધઇ થાનકિ તિહિં વસઉ એ. ૩
ધમ્મિહિં હુઇ પરલોઇ, ધર કમ્મિહિં ઇહ લોય પુણુ,
તિહિં નર આહ ન ઓહ, જિહિં સૂતા રવિ ઊગમઈ. ૪

× × × ×

એમ જો પાલ એ એ વર સાવહ-વિહી
અઇ ભવમાહિ સિવસુખ સો પાવિહિ
રાસ પદમાણંદ સૂરિ સીસહિ કીયઉ
**તેરઉ ગહત્તરઈ એહ લલિયં ગઉ.** ૪૮

કૃત ધર્મવિધિ વૃત્તિની નીચે પ્રકટ થઇ છે તેમાં સંવત્ વર્ષ ૧૪૧૮ છે.)

---

૮ અભયદેવ સૂરિ (સુધારો: નિવૃત્તિ ગચ્છ) (૧-૧૦)

(૧૧)+ **સમરા રાસો** સં. ૧૩૭૧ આશરે (૧-૧૦)

'અંતે'માં નાગિંદઅ ગચ્છ'ને બદલે 'નેઊઊખ ગચ્છ' એક પ્રતિમાં છે. ટિપ્પણના છેવટની પંક્તિમાં 'તેજ વર્ષમાં'ને બદલે 'અરસામાં' મૂકો; અને ઉમેરો–પાસડ (પાર્શ્વદત્ત) સૂરિનું સં. ૧૩૩૦માં પ્રતિષ્ઠિત આદિનાથ બિંબ વીજાપુરમાં પદ્માવતીના દેહરામાં વિદ્યમાન છે (વીજાપુર વૃત્તાંત તથા ધાતુ પ્રતિમા લેખ સંગ્રહ ભા. ૧ પૃ. ૪૧૬) આની પ્રત પ્ર. કા. વડોદરા નં. ૮૭૧ છે.

---

૨૧ વસ્તિગ (વસ્તુપાલ)

(૧૨૭૫)+**વીસ વિહરમાન રાસ** (સ્તવ) સં. ૧૩૬૮ માહ શુદ ૫ શુક્ર

**આદિ—**

વિહરમાન તિત્થયર પાય-કમલ નમેવિય,
કેવલધર દુન્નિ કોડિ સવિ સાધુ નમેવિઅ.
જિણ ચઉવીસઇ પાય નમેસુ, ગુરૂયાં સહિ ગુરૂ ભત્તિ કરેસુ,
સમરિય સામિણિ સારદ દેવિ, પઢિસિઉં જિણ વીસઇ સંખેવિ. ૧
સંવત તેર અઠસઠ્ઠઇ માહ મસવાડઇ,
પાંચમિ હુઇ શુક્રવારિઇ પહિલઇ પખવાડઇ.
ઇય (તઉ) આરંભિઅ અભિનવ રાસો, જિમ હુઇ ભમણ મરણ વિણાસો.
મુઝ મૂરખ નવિ બોલવા ઠાઉ, પુણ ગુરૂયાં શ્રી સંઘ પસાઉ. ૨

**અંતે—**

કાલ તં ગહિલઉં વીનવઉં એ, નરેસૂયા, તમ્હ ચઉ સેવક હોઇ,
મૂરખી પઢિયાં શાતના એ, નરેસૂયા, તે સહૂ ક્ષમા કરઉ એ.
**લોટા ગણે વસ્તિગ** ભણઇ એ નરે૦ સામિ એ વીનતી અવધારી.

## ૬૨૪ સારમૂર્ત્તિ (ખ૦)

(૧૨૭૮)+ જિનપદ્મસૂરિ પટ્ટાભિષેક રાસ સં. ૧૩૯૦ જે.શુ. ૬ સોમ પછી.

સુરતરૂ રિસહ જિણિંદ પાય, અનુસર સુયદેવી,
સુગુરૂ રાય જિણચંદસૂરિ, ગુરૂચરણ નમેવી;
અમિય સરિસુ જિણપદમસૂરિ, પય-ઠવણહ રાસુ,
સવણું જલ તુમ્હિ પિયઉ ભવિય, લહુ સિદ્ધિહિ તાસુ. ૧

× × × ×

વિક્રમ નિવ સંવચ્છરિણુ, તેરહ સઈ નઉઓહિં,
જિટ્ઠિ માસિ સિય છટ્ઠિ તહિં, સુહ દિણિ સસિવારેહિં. ૧૫

× × × ×

ઇહુ પય-ઠવણહ રાસુ, ભાવ ભગતિ જે નર દિયહિ,
તાઈ હોઇ સિવ વાસ, સારમુત્તિ મુણિ ઇમ ભણઇ. ૨૯

—પ્ર૦ ઐ. જૈન કાવ્યસંગ્રહ પૃ. ૨૦-૨૩.

---

## ૯ જિનપદ્મસૂરિ (૧-૧૧).

આ આચાર્યના ઉપદેશથી સં. ૧૪૦૦ વર્ષમાં ભગવતી વૃત્તિ સિદ્ધાંત પુસ્તક જેસલમેર જૈન ભંડારમાં મૂકાયેલ છે. પં. લાલચંદ જુઓ જેસલમેર ભાં. સૂચી પૃ. ૩૨).

---

## ૯ક પદ્મ (૧-૧૧).

(૧૩)+ સાલિભદ્રકક્ક અને (૧૪) દુહામાતૃકા.

બંનેની લ૦ સં. ૧૩૫૮ ની પ્રત સેં. લા. વડોદરામાં છે.

(૧૨૭૯) નેમિનાથ ફાગુ

રાગ મારૂવણિ.

મિલિયગિરિ રલિયામણઉ, દક્ષિણ વાઇઉ વાઉ,
કામિનિ મન સોહામણઉ, પહુલઉ ઋતુ તણઉ રાઉ. ૧

× × × ×

જો પઢઇ સો સુણઇ, જો રમઇ જિણહરે
સાસણદેવિ તાસુ સાનિધિ કરઇ
જામ સસિ સૂર અરુ મેરુ ગિરિ નંદણું
તાં જયઉ તિહુયણે એહ જિણ સાસણું. ૪૯

—લિ૦ પુરોહિત લક્ષ્મી નારાયણ. તાજી પ્રત ૩–૧૬ પ્રત નં. ૩૨૯ મુક્તિ૦ વડોદરા. પ્ર. આત્માનંદ શતાબ્દી સ્મારક ગ્રંથ.

---

## ૬૨૩ ધર્મકલશ (ખ૦)

**(૧૨૭૭)+ જિનકુશલસૂરિ પટ્ટાભિષેક રાસ** સં. ૧૩૭૭ જેઠ વ. ૧૧ પછી.

સયલ–કુશલ–કલ્લાણ–વલ્લી, ઘણ **સંતિ** જિણેસર,
પણમેવિણુ **જિણચંદસૂરિ**, **ગોયમ** સમુ ગણહર;
નાણ–મહોયહિ ગુણનિહાણ, ગુરગુણ ગાએસુ,
પાટઠવણુ **જિનકુશલસૂરિ**, વર **રાસુ** ભણેસુ. ૧
**તેરહસય સતહત્તરઇ**, કિનંગ ઇગારસિ જિટ્ઠ
સુર–વિમાણુ કિરિ મંડિયઉ, નંદિ ભુવણિ જિણિ દિટ્ઠિ. ૧૯
સયલ સંઘહ સયલ સંઘહ કેલિ આવાસુ,
**અણહિલપુર** વર નયર **ગુજરાત**–ધર–મુખહ–મંડણુ;
દેસ દિસંતરિ તહિ મિલિય, સયલ સંઘ વરિસંત જિમ ઘણ.
પાટ ધુરંધર સંઠવિઉ, મિલિય મિલાવઇ ભૂરિ,
સંઘ મહોછવુ કારાવઇ, વજ્જંતઇ ઘણ તૂરિ. ૨૨

× × × ×

ગુણિ **ગોયમ** ગુર એસુ, પઢહિ સુણહિ જે સંથુણહિ,
અમરાઉર તહિ વાસુ, ધમ્મિય **ધમ્મકલસુ** ભણઇ. ૩૮

—પ્ર. ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ પૃ. ૧૫–૧૯.

---

## ૬૨૭ અજ્ઞાત.

### (૧૨૮૨) ધના સંધિ ગા. ૬૧.

સમરિય સમરસ તણુઉ નિહાણુ, વીર જિણેસર તિહુયણ ભાંણુ,
વીર કહઇ જે નવમઇ અંગઈ, ધન્ના સંધિ કહિસુ મન રંગઇ. ૧
અત્થિ કાકંદી નામઇં નયરી, જિતશત્રુ રાજ કરઇ જિતવયરી,
તિહાં વસઇ સારથવાહી ભદ્દા, ઇદ્ધા દિત્તા સીલ સુસદ્દા. ૨
સહસ્સ છત્રીસ સાહુણી (સા)ર, ચઊદ સહસ્સ મુનિવર પરિવાર,
તેહમાહિ ધન્નુ તપસી દીપઇ, શ્રેણિક આગલિ શ્રી વીર ભાષઇ. ૬૦
તપથી કાયા નિરમલ થાઇ, કુમન કુચિત્ત એ દૂરિ પૂલાઇ,
એ તપ સોહગ-તરૂયર-કંદ, તપિ લહિયઇ જગિ પરમાણંદ. ૬૧

—૪-૧૩ દા. ૮૩ નં ૫૯ હા.

---

## ૬૨૮ અજ્ઞાત.

### (૧૨૮૩) અનાથીમુનિ ચોપઈ ગા. ૬૩

સિદ્ધિ સવિહુનઇ કઈ પ્રણામ, તે પણિ પામ્યા ઉત્તમ ઠામ,
સિદ્ધિ સવિહૂં નમૂ કરજોડિ, ભવ ભવના જિમ ભાજૂં ખોડિ. ૧
અલીય વયણ બોલાઇ જેહ, મિછા દુકડ હોજ્યે તેહ,
અર્થ ધર્મનઇ તત્ત્વ વિચાર, ભણતા ગણતા અતિહિ રસાલ. ૨
પ્રભૂ તર રતન તણાં નિરંદ, ગ્રહ ગણ તારા માહિ જમ ચંદ,
શ્રેણિક નામઇ મગધ નરેસર, તેણિ વન ખંડમાહિ કીઉ પ્રવેસ. ૩

× × × ×

પક્ષીની પરિ હલૂઆ થાય, મોહ વગતિ વ ચરણ એ મનસાંહિ,
અનાથી કુમર તણી ચઉપઇ, ઉત્તરાધ્યન વીસમઈ કહી. ૬૩

—ચેલા લાલા લખતં. ૩-૨૧ મુનિ જશવિજયસંગ્રહ.

હંસસરોવરિ જિમ ગિરુઆ, મહુયર જિમ વણરાય,
પઉમ ભણઈ તિમ સામિય, ચલણે મુઝ મનુ જાઇ. ૧૩
રૈવયગિરિ કલિયાગણુઉ, ગોદઇ સુરવર સાર,
વિદ્યા-ભાવિહિ પણુમઉ, જિમ પામઇ ભવ પાર. ૧૪

—પત્ર ૩૦૭-૮ સં. ૧૫૧૯ ની લખેલી પ્રત કે જેના ૩૧૪ પત્રે છેવટે લખ્યું છે કે 'સંવત્ ૧૫૧૯ વર્ષે ફાગુણ સુદિ ૧૧ દિને શ્રી આસાપલ્યા મતિકલા સાધ્વા યોગ્ય.'

---

## ૬૨૫ રાજકીર્ત્તિ (?)

### (૧૨૮૦) ચઉવીસ જિનસ્તવન. ગા. ૨૫.

ઉજ્જલ કેવલ નાણુધર, રિસહેસર તુહ પાય,
પય દિણુ પણુમઉં જેમ મણ્ઝુ, હય નિમ્મલ હુઇ કાય. ૧

× × × ×

ઇય પ્રાસાદિહિ શુણિય મઇં, જે સવે મણ્ઝાર,
ચઉવીસવિ જિણુ કુણુઉ સિવ, રાઇકિત્તિ વિત્થાર. ૨૫

—પત્ર ૨૮૧ થી ૨૮૩ એક પ્રાચીન પ્રત નાહટા.

---

## ૬૨૬ અજ્ઞાત.

### (૧૨૮૧) અનાથીકુલક ૩૬ કડી.

પણુમિવિ સામીય વીર જિણિંદ, લોયાલોયપયાસ દિણિંદા,
અન્નાથિય અજાણુ ભેઅ, ભણિસિ કિંપિહં તુમ્હિ નીસુણેઉ. ૧
કેવલસરિ સઇવર આવેઇ, ક્રમિક્રમિ સિદ્ધિ સુખ પામેઈ,
પઢઇ ગુણઈ જો એહ ચરિત્તો, વિધિહું શુણિઉ તસ જનમ પવિત્ત.
તે સંસાર દુખ પરિહરી, જઇ વસેસિ તે શિવપુરી.

—જૂની પ્રત ૨-૧૧ દા. ૮ નં. ૧૬ મો. મોદી સાગર ઉ૦ પાટણુ.

## ૬૨૯ અજ્ઞાત.

### (૧૨૮૬) રત્નશેખર રાસ = ચતુઃપર્વી રાસ.

આદિ— દૂહા

સયલ સિદ્ધિ મંન શુદ્ધિ નમી, તીર્થંકર જિનરાય,
ચોસઠિ સુરવર ભત્તિભર, નમિ નિરંતર પાય. ૧
કરિ કમલા કેવલસિરિ, કુસુમલ કંદ કેદાલ,
કરજોડી ગોયમ નમી, કરિસું રાસ રસાલ. ૨

વસ્તુ

પરવ મહિમા પરવ મહિમા કહિ જિનરાય,
આણંદિ ભવિય જણુ સુણીય વયણુ બહુ ભત્તિનિભર.
વાંણી જોજનગાંમિણી મેહ જિમ ગાજંતિ સુરભર.
સંસય સર્વ નિવારણી, નિસુણો ચરિત રસાલ,
ચઉપર્વી અધિકાર વર, રતનસેખર ભૂપાલ. ૩

આમાં દૂહા, ચોપઇ, ક્યાંક વસ્તુ આવે છે તે ઉપરાંત ઢાલ ફાગની, ઢાલ યોગવાંણિની, ઢાલ વિવાહલાની, ઠવણી, એવી ઢાલો પણ છે.

અંતે—

સોગ રહિત જિનવરની આણ, પાલી ટાલી કરમ કેરીય ખાંણિ,
અનુક્રમિં પાંમીય કેવલનાંણ, મુગતિપુરી લહિસ્યે તેહ જાંણિ. ૨૬૬
જાંણી રત્નસિખરનો એહ રાસ, સુંણી કરયો ધર્મતણો અભ્યાસ,
ધરમિ સંકટ જાએ સવિ નાસિ, ધરમિં પુરિ સઘલી પરિં આસ. ૨૬૭
અસું કવિયણ કહે મદમોડિ, ધરમિ સરવ ટલે વલી ખોડિ,
ધરમઇં લહઇ સંપદા કોડિ, વરીઇ સિવ રમણીની જોડિ. ૨૬૮

—ઇતિશ્રી રત્નશેખરનો રાસ સમાપ્તઃ લક્ષિતં ઋ. ૫ શ્રી... (હડતાલ) ઋષિ શ્રી ૫...સિવ ઋષિ શ્રી ૫...ઇતિ ચોપર્વી મહિમા ચોપઈ સમાપ્તઃ ૧૦-૧૫ દા. ૬ નં. ૪૨ ખેડા ભં. (આમાં લોંકા-

(૧૨૮૪) અંતરંગરાસ કડી ૬૭.

આદિ—

શ્રી જિનવર પાએ નમી, પ્રણમી મુનિરાય,
શરણાગત હું આવીઉ, સ્વામી તહ્ન પાયિ. ૧
વીર જિણેસર વીનવું કરઉ સેવક સહ(કાર).
વાર વિલંબ ખમઇ નહી, તહ્મે જગિ આધાર; વીર૦

અંતે—

સફલ હુજ્યો મન વીનતી, હોજ્યો સ્વામી સેવ,
સદ્દગુરૂ પાએ સેવા હુજ્યો, ભવિ ભવિ હુવ દેવ. ૬૭

—૪-૯ જશવિજય સં.

(૧૨૮૫) કર્મગતિ ચોપઇ—

વીર જિણેસર પાય નમેવિ, સમરઉં અંબિક સાસણ-દેવિ,
સરસતિ મુઝ મતિ દઇ સારદા, કવીયણ નામ જપઇ તુઝ સદા. ૧
સ્વામિણિ વર્ણિસુ કર્મપ્રબંધ, જેહના મોટા ઘણા સંબંધ,
જીવ યોનિ ચઉરાસી લાખ, સહૂ વિગૂચઇ કર્મ-વિપાક. ૨

× × × ×

વર્ધમાન શ્રી વીર જિણંદા જસ પઇ સેવઈ સુરનર ઇંદ,
ગુણ અનંત ગુરૂઅડિ તુઝ તણી, વીતરાગ તું ત્રિભુવન ધણી.
કરૂં વીનતી બે કર જોડિ, આઠ કર્મ બંધણ મુઝ છોડિ,
તુંહ જિ દયાપર દેવ જિણંદ, સેવક નઇ મનિ કરિ આણંદ. ૩૮

—પરમ ગુરૂ શ્રી તપાગછાધિપ ભટ્ટારક પ્રભુ શિરોમણિ શ્રી આણંદવિમલ સૂરિ ગુરૂભ્યો નમોસ્તુ સર્વપંડિતોત્તમ પં. શ્રી ૬ વિનયભાવ ગણિ ગુરૂભ્યો નમોસ્તુ. પં. વીરવિમલ ગણિના લિખિતમસ્તિ. ૩-૧૧ જશવિજય સં.

# વિક્રમ પંદરમી સદી.

## ૧૧ રાજશેખર સૂરિ ( મલધારી ગચ્છ) (૧-૧૨)

૬૬ નેમિનાથ ફાગુ ગા. ૪૫ (૧-૧૨)

પહેલી પંક્તિ સુધારોઃ—

સિદ્ધિ જેહિ સયવર વરિય, તિ તિત્થિયર નમેવી.

—પત્ર ૨૮૬ થી ૨૮૭ એક પ્રાચીન પ્રત નાહટા.

( આ કવિએ સં. ૧૩૮૫માં શ્રીધર કન્દલી પંજિકા, ૧૩૮૭માં આકૃત દ્વયાશ્રય પર વૃત્તિ, સં. ૧૪૦૫માં ચતુર્વિંશતિ પ્રબંધ આદિ રચેલ છે-જુઓ મારો 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પૃ.૪૩૭)

## ૧૨ જયાનંદ સૂરિ ( ૧૪૧૦ આસપાસ ).

(૧૭) ક્ષેત્રપ્રકાશ રાસ (૧-૧૩).

સુધારોઃ—આ કવિ અને કૃતિ ભૂલથી અત્ર મૂકાયેલ છે, ખરી રીતે તપાગચ્છના વિજયાનંદ સૂરિના રાજ્યમાં નં. ૨૧૦ના ઋષભદાસ કવિએ ક્ષેત્રપ્રકાશ રાસ (નં. ૪૧૨) રચેલ છે તે કોઇ સૂચીપત્રકારે ભૂલથી જયાનંદ સૂરિને કર્તા તરીકે ગણી તેની તે કૃતિ મૂકી હતી.

## ૬૩૦ હલરાજ.

(૧૨૮૮) સ્થૂલિભદ્ર ફાગ સં. ૧૪૦૯ વૈ. શુ. ૧૩ મેવાડના આઘાટ નગરમાં.

સરસતિ સામિણિ વીનવઉ, બે કર જોડેવી,
થૂલભદ્ર મુનિવર ચરિત્ર, કહિસ્યઉં ગુણ કેવી.
નંદરાય પાડલીય નયરિ, તહિ રાજ કરેઇ,
તાસુ તણુઇ અધિકાર, વિપ્ર સગડાલ તણેઇ. ૧

× × × ×

ગચ્છના લેખકે કવિનું નામ તથા રચ્યા સંવત્‌ની કડીઓ મૂકી દીધી લાગે છે.)

**(૧૨૮૭) કેસી ગોયમ સંધી.** ૭૦ કડી પ્રાચીન ગૂ૦માં.

આદિ—

અત્થિ પસિદ્ધ સુદ્ધ સિદ્ધાંત, કહીઉ જુ **ઉત્તરજ્જઝયણિ** મહાંત,
**કેસી ગોયમ** ધમ્મવિચારો, સંધિબંધ સુ કહીજ્જઇ સારો.

× × × ×

ઇય કરવિં વિચારૂ સંજમ-ભારૂ, પાલેવિણુ જે સુકખ ગયા,
તે **ગોયમ કેસી** ચિત્તિ નિવેસી ઝાયહુ (ઝાઇ) ભવીય
આણંદ મયા. ૭૦

—(૧) ૩-૧૧ દા ૭૨ નં. ૭૬ જૂની પ્રત સંઘભંડાર પાટણ. (૨) ૬૮ કડી ૪-૯ વિશેષ જૂની ને સારી પ્રત જશ૦

વિક્રમ ચૌદમા સૈકામાં લખાયેલા ગૂજરાતી ગદ્ય ગ્રંથોના નમૂના પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહ (ગા. ઓ. સીરીઝ તરફથી પ્રકાશિત)માં પ્રસિદ્ધ થયેલા છે. વળી જુઓ શ્રી જિનવિજયજી સંપાદિત પ્રાચીન ગદ્ય સંદર્ભ પૃ. ૨૦૫ થી ૨૨૨.

---

પંડવ તણઉં ચરીતુ જો પઢએ જો ગુણઇ સંભલએ.
પાક તણઉ વિણાસુ તસુ રહઈ એ હેલાં હોઇસિ એ ।
નીપનઉ નયરિ નાદઉદ્રિ વચ્છરી એ ચઉદ હહોતર એ ।
તંદુલ ખયાલીય સૂત્ર માઝિલા એ ભવ અમ્હિ ઊધર્યાએ ।
પૂનિમ પખ મુણિંદ સાલિભદ એ સૂરિહિં નીમીઉ એ ।
દેવચંદ્ર ઉપરોધિ પંડવ એ રાસુ રસાઉલુ એ ॥

—ઇતિ પંચપંડવ ચરિત્ર રાસઃ સમાપ્તઃ ॥ ૭॥ ૧ ॥ મુનિ જશવિજય પાસેની એક પ્રત.

---

## સાલિ સૂરિ [ ઉકત નં. ૬૩૧ના શાલિભદ્ર સૂરિ હોય)

### (૧૨૯૦) વિરાટ પર્વ

આદિ—

૯૦ ॥ શ્રી સારદાઇ નમઃ ॥

કાસમીર-મુખ-મંડણુ માડી । તૂં સમી જગિ ન કોઈ ભિરાડી ।
ગીત નાદિ જિમ કોઇલ કૂજઈ । તૂં પસાંઇ સવિ કુતિગ પૂજઈ ॥ ૧
ભારતી ભગવતી એક માગૂં । ચિત્ત પાંડવ તણે ગુણિ લાગઉં ।
આપિ મૂં વચન તૂં રસવાંણી । હૂં કરઉં જિસિં પ્રાકૃત વાણી ॥ ૨
પંચ પંડવિ વનંતરિ વિમાસિઉં । તેરિમૂં વરસ કેમિ ગમેસિઉં ।
બુદ્ધિ નારદિ મહારિષિ આપી । મધ્યદેશ રહિયો તુલિ વ્યાપી ॥ ૩

અંતે—

એક નારિ રણનઇ તડિ ઊભી । બંધુ વલ્લભ તણુઉ છઇ લોભી ।
તીણિ ધાય પડતઉ નવિ જાણિઉ । ન્યાય વીર કુલવીરિ વખાણિઉ ॥ ૧૦૦
પ્રીય પાસિ પહુચઉ મદ મેલ્હી । જાઈસિઇ સરગિ મઇ પગિ ઠેલી ।
પ્રીય આગલિ કિમઇ જઈ જાઉં । માહરા પ્રીય તઉ હઉં સુહાઉં ॥

– ઇતિ દક્ષણ ગોયહ સમાપ્તઃ ॥

વયરાદ ઉત્તર પખઇ કુરરાઉ ધાયઉ ।
અરોહણી દસ તણી રજ સૂર છાયઉ ।

**ચઉદહસઇ** વિક્રમ સમઇ **નઉકઇ** સંવછરિ,
વૈશાષ સુદિ તેરસિ એહુ ફાગુ નવલિ કરિ.
**મેદપાટ આઘાટ** નયરિ શ્રી **પાસ** પ્રસાદો
કીયઉં કવિત **હલરાજ** ભણઇ, અમ્હિ મનિ આણંદો.
વરૂ તરૂણી મિલિ દિયઇં રાસ એ ફાગુ ખેલાવઇં,
તસુ અંગણિ નવનિધિ રમઇં સંપતિ ઘરિ આવઇં.

વસ્ત.

થૂલિભદ્દહ થૂલિભદ્દહ વરિસ દહ અટ્ઠ
બાલાપણિ ક્રીડી રમઇં વરિષ બાર કોસ્યાહ મંદિરિ ।
તિહિં સંજમ આદરીય વરિસ તામ ચઉવીસ મુનિવર
યુગપ્રધાન પટ્ટધરણ પંચગ્ગલિ ચાલીસ.
આયુ નવાણું વરિસ તહિ એય પ્રણમઉં સવિ દિસ.

—ઇતિશ્રી થૂલભદ્દ ફાગુ સમાપ્તમિતિઃ ॥ મુનિ દેવાણંદ લિષિતં ॥ શુભં ભૂયાતુ ॥ કલ્યાણંમસ્તુ ॥ છઃ ॥ શ્રીઃ ॥ છઃ ॥ ૨-૧૩ મહાવીર જૈન વિદ્યાલય.

---

## ૬૩૧ શાલિભદ્રસૂરિ (પૂર્ણિમાગચ્છ)

**(૧૨૮૯) પાચ પાંડવ રાસ** સં. ૧૪૧૦ નાદઉદ્રિ (નાંદોદ ?)માં.

**આદિ—**

**નેમિ** જિણંદહ પય પણમેવી, **સરસતિ** સામિણિ મણિ સમરેવી,
**અંબિકિ** માડી અણુસરઉ. ૧
આગઇ દ્વાપરમાહિ જુ વીતો, પંચહ **પંડવ**તણઉ ચરીતો,
હરષિ હીયાનઇ હું ભણઉં. ૨
રાસિ રસાઉલુ ચરિઉ થુણીજઇ, કિમ રયણાયરૂ હીયઇ તરીજઇ,
સાનિધિ **સાસણદેવિ** તણઇ. ૩

**અંતે—**

**સેત્રુજિ** તિત્થિ ચડેવિ પાંચહ **પંડવ** સિદ્ધિ ગયા એ,

**લાવણ્યરત્ન** હું સુગુરૂ ગાઉં સદા જાઉં ભામણઇ
**કલાવતી** મઈં કવિત કીધઉં એગ પ્રસાદિઈં ગુરૂ તણઇ.
જે ભવિઅ ભણસિઇ અનઇ સુણસિઈં કર્મ હણસિઇ ઓ નરી,
**વિજયભદ્ર** ભણઇ ભલઇ ભાવિઇં વેગિ વરસિઈં સયંવરી. ૭૭

—(૧) ૫-૧૩ દા. ૧૩ નં. ૧૯ જૈન શાળા અમ. (૨) ૧૨-૪ દા. ૨૦ નં. ૫ સીમંધર સ્વામી ભં. સુરત. (૩) સં. ૧૭૩૮ ફાગણ ૧ રવિ ૯-૧૧ દા. ૪૬ નં. ૧૩ પાલણપુર સંઘ ભંડાર. (૪) પંડિત શ્રી હર્ષવિમલ ગણિ તત શિષ્ય પં. ગુણવિમલગણિ લિ. સં. ૧૬૮૮ વર્ષે શુભં ભવતુ ૫-૧૫ નં. ૩૩૩૦. વિ. ને. (૫-૬) લ. ભગત લાલચંદ પ્રતિ નં. ૨૩૫, અને સં. ૧૬૨૬ ચૈ. વ. ૪ દિને આગમ ગચ્છીય ધર્મરત્ન સૂરિભિઃ લિ. પાનાં ૫૮ થી ૬૫ નં. ૧૨૨૫ નો ચોપડો દે૦ લા. પુ. લા.

---

## ૧૪ વિનયપ્રભ (૧-૧૫)

### (૨૧)+ ગૌતમ સ્વામિનો રાસ સં. ૧૪૧૨ (૧-૧૫)

આદિ—

વીર જિણેસર ચરણકમલ કમલાકર વાસો,
પણમવિ પભણિસિ સામિ સાલ ગોયમ ગુરુ રાસો.
મણ તણુ વયણે કંત કરવિ નિસુણઉ ભો ભવિયા,
જિમ નિવસઇ તુમ્હ દેહ ગેહ ગુણ ગહગહીઆ. ૧

(સુધારોઃ—'પ્રણવાક્ષર'ની ઉપર આદિને બદલે અંતે મૂકો. પછી ચાર ચરણ છે તે કાઢી નાખો ને અંતે મૂકેલ છે તે કાઢી નાંખો.)

—(૧) લ. સં. ૧૫૭૪ ની પ્રત સેં. લા. વડોદરા. (૨) શ્રી નાગેંદ્ર ગચ્છે મુનિ લાલા ચેલા નાકર સુતેન લ. સં. ૧૫૯૭ વર્ષે મંગલપુરે ચોપડો વિ. ને. નં. ૩૨૬૧ (૩) સં. ૧૬૭૨ જેઠ શુ. ૨ લખતં બાઇ કીકૂ ૪-૧૩ દા. ૧૬ નં. ૨૧ ધોધા ભં. (૪) અહમ્મદાવાદ શાખાપુરે શ્રી અહમ્મદપુરે સંવત્ ૧૭૨૪ પોસ શુદિ

નીસાણને સદ્દસિ અંબર ઘોર ગાજઇ ।
એ પાંચ પાંડવ તણઉ કિરિ મેચુ ભાંજઇ ॥ ૧

× × × ×

ગિઉ કૌરવાધિપતિ સૈન્ય સમસ્ત હારી ।
ગિઉ પાર્થ ઉત્તર સહિઉ મનુ હર્ષ ભારી ।
આણિઉ વિરાટ ચિહુ પાંડવ હર્ષ પૂરિ ।
કીધઉ કવિત્ત ઇહ ઉ કુતિગિ સાલિ સૂરિ ॥ ૮૨

—ઇતિ શ્રી વિરાટ પર્વ સંપૂર્ણ । સંવત ૧૬૦૪ વર્ષે વૈશાષ વદિ ૧૦ ગુરૂ શ્રી પૂર્ણિમા પક્ષે શ્રી ગુણમેરૂ સૂરિ શષ્યેન સ્વ વાંચનાર્થં લષિતં ॥ યાદૃશં પુસ્તકે દષ્ટં । તાદૃશં લષિતં મયા । યદિ શુદ્ધમશુદ્ધં વા । મમ દોષો ન દીયતે ॥ ૧ ॥ શિવમસ્તુ શુભં ભવતુ ॥ સાણંદ ગ્રામે ॥ ૬–૧૭ મારી પાસે છે. (લ. સુ.)

---

## ૧૩ વિજયભદ્ર [ આગમ ગચ્છ હેમવિમલસૂરિ–લાવણ્યરત્ન શિ.) (૧–૧૪)

### (૧૮) કમલાવતી રાસ–ચરિત્ર (૧–૧૪)

ગચ્છ નાયકરે હેમવિમલ સુરિ ગહગહિયા
ગુણ મંદિરરે પંડિત શ્રેણિ શિરોમણિ,
નિત વાંદઈરે લાવણ્યરત્ન વિદ્યાધણી. ૭૬
...વિજયભદ્ર ભણે ભલે ભાવે. ૭૭

—પત્ર ૪ નં. ૨૦૨ જેસલ. ભ. ભં.

### (૧૯) કલાવતી રાસ (૧–૧૪)

કેટલીક જૂની સુંદર પ્રતમાં છપાયેલ ૪૯ મી કડી પછી અંતે નીચે પ્રમાણે છે જેમાં કવિનો કંઇક પરિચય આવે છેઃ—

ગુણ ગિરૂઆ રે મેરૂઆ પરિ જસુ મહમહિઆ,
ગછ નાયકરે હેમવિમલ સૂરિ ગહગહિઆ.
ગુણ મંડિરે પંડિત શ્રેણિ સિરોમણી,
નિત વાંદઉરે લાવણ્યરત્ન વિદ્યા ધણી. ૭૬

[આ રાસની પુષ્કળ પ્રતો મળી આવે છે તે પરથી સ્પષ્ટ થાય છે કે તે અતીવ લોકપ્રિય અને લોકપ્રતિષ્ઠ રાસ હતો. બધી પ્રતોની નોંધ લીધી નથી.]

---

**૧૫ હરસેવક** (૧-૧૭)

**(૨૨) +મયણરેહા ચો.** (સં. ૧૪૧૩ ?) મારવાડી ભાષામાં. (૧-૧૭)

અંતે—

ગામ કેકડી કીનો ચોમાસો, વરસ ચવદોતરા માંહિ,
કિયા કાલની ઢાલ બાંધી હીવડે સોભત ચીત લાઇ. ૧૭૫

—(૧) સં. ૧૯૩૪ પોસ વ. ૬ મંગલ. ૯-૧૩ જૈનાનંદ પુ. સુરત નં. ૩૩૨૪ (૨) સં. ૧૮૭૮ જેઠ શુદ ૧૩ અદીતવારે પાલડી મધ્યે લિ. ૭-૧૨ નં. ૪૫૬૨ વિ. ને. (૩) લિષતં જતી અબીરચંદ શ્રીમકસુદાબાદ અજીમગંજ મેં શ્રીભાગીરથી તટે ૧૨-૧૨ નં. ૨૨. ગુ.

---

**૬૩૨ વિદ્ધણુ** (ઠક્કુર માહ્લેના પુત્ર-જિનઉદયના શિષ્ય)

**(૧૨૯૧) જ્ઞાનપંચમી ચોપઈ** સં. ૧૪૨૩.

આદિ— ॐ નમો વીતરાગાય.

જિણવર સાસણિ આછઈ સારૂ, જાસુ ન લાભઇ અંત અપારૂ,
પઢહુ ગુણહુ પૂજહુ નિસુનેહુ, સિયપંચમિ ફલુ કહિયઉ એહુ. ૧
સિય પંચમિ ફલુ જાણઇ લોઇ, નરૂ કરઇ સોહુ હિયઉ ન હોઇ,
સંજમ મન ધરિ જો નરૂ કરઈ, સો નરૂ નિશ્ચઇ દુત્તર તરઈ. ૨
ॐકાર જિણહં ચઉવીસ, શારદ સામિનિ કરઉ જગીસ,
વાહણુ હંસ દહિન કર વીણુ, સો જિણુ સાસણિ અછઈ લીણુ. ૩
અઠદલ-કમલ ઉપની નારિ, જેણિ પયાસિય વેજઈ ચારિ,
સસિ હરવિંદુ અમિઅ રસ ફ્રઇ, નમસ્કાર તસુ વિદ્ધનુ કરઇ. ૪

પૂર્ણિમાયાં તિથૌ ગુરૂવાસરે સકલ પંડિત પુરંદર પંડિત શ્રી ૫ શ્રી **માન**વિજય તચ્ચરણ ભજન મધુકર **વિ**નીત (?) વિજયેન શ્રાવિકા બાઇ **સુ**લસા રેવતી સમાન બાઇ શ્રી **પ્રેમ**બાઈ વાચનાર્થં ૪-૧૩ વિ. ને. (૬) સં. ૧૭૪૧ ચૈત્ર શુદ ૧૦ વાચનાચાર્ય્ય શ્રી શ્રી કર્મ્મ-સીજી ગણિ તત્ શિષ્ય પં. **લાલ**ચંદ મુનિ લિષિતં પત્ર ૩ નં. ૨૫ પાદરા (૭) સં. ૧૭૪૨ વૈ. શુ. ૬ **વીકા**નેર મધ્યે **મુ**ક્તિસુંદર લિ. પત્ર ૩ નં. ૨૦૯૨ જિ. ચા. (૮) પત્ર ૪ સત્તરમી સદીની પ્રત નં. ૨૦૯૩ જિ. ચા. (૯) પત્ર ૪ પ્રત ૧૯ મી સદીની પો૦ ૮૩ નં. ૨૦૯૧ જિ. ચા. (૧૦) સં. ૧૭૮૩ ફા. કૃ. **ત**પાગચ્છે ભટ્ટા. **રાજ**વિજય **સૂ**રી ગચ્છે પં. શ્રી **તે**જરત્ન મુ. શ્રી **જો**તીરત્ન લષીતં **પાટ**ણ નગરે પારિખ શ્રી **આ**ણંદજી ભણવા સારૂ લખ્યું છે. ૮-૧૦ દા. ૮૧ દા. નં. ૧૧ હા. (૧૧) સં. ૧૮૫૦ પોસ વદ ૭ ગુરૂ ધ્રાંગપુર (ધ્રાંગધ્રા) નગરે **અ**જીત પ્રસાદાત્ લષીતં પં. **મ**યારત્નેન ૪-૧૩ પો. ૪૦ નં. ૨૦૬ ઝીં. (૧૨) સં. ૧૮૭૧ કા. વ. ૯ વીકાનેર મધ્યે **સુ**મતિવિશાલ લિ. સૂચી સહિત પત્ર ૭ પો. ૫૧ નં. ૯૭૨ કૃપા. (૧૩) સં. ૧૮૭૬ કા. શુ. ૧૧ લ. પં. **ભાગ્ય**-વિજેજી ગ. પં. ડમૃતસત્કેન ચેલા **આ**ણંદજી પઠનાર્થં **મે**હુસાંણા મધ્યે ૩-૧૬ વીરમગામ લાયબ્રેરી (૧૪) ૪-૧૫ બી. ડી. ૨૯૮ રો. એ. સો. મુંબઇ નં. ૧૮૯૨ (૧૫) ૪-૧૩ નં. ૪૨૦ મ. જૈ. વિ. (૧૬-૧૭) ઇતિ શ્રી ગૌતમ સ્વામિ રાસ: **કૃત:** શ્રી **વિનયપ્રભ** મહોપાધ્યાયૈ: શ્રા૦ હંસાઇ પઠનાર્થં ધર્મસોમ મુનિના લિ૦ પત્ર ૭ નં. ૮૬૯ તથા સં. ૧૬૭૦ **ક્ષે**મસરે **સા**ગરચંદ્રાન્વયે વા. **જ્ઞા**નપ્રમોદ શિ. **વિ**શાલકીર્ત્તિ લિ. પત્ર ૩ નં. ૧૦૦૯, અભય. (૧૮) લિખાપિત: દાનશિવ ગણિના સં. ૧૫૭૭ **ત્ર**સાયાં મુ. વિ. છાણી. [પંડિત લાલ-ચંદ લખે છે કે સં. ૧૪૧૨માં વિનયપ્રભે રચેલી નરવર્મ કથા પા. ૧-૪ માં છે એમ જૈન ગ્રંથાવલીમાં છપાયેલ છે; અને 'મ્હને વિનયપ્રભ ઉ.ના શિષ્ય રાસકાર હોવાનું લાગે છે.')

ध्यायानां पं. हरिप्रभगणि...सहितानां पूर्वदेश विहार श्री महातीर्थ यात्रा-संसूत्रणादि महाप्रभावनया सकल श्री विधिसंघ समान नंद नाव्यां । ठ. वच्छराज ठ. देवराज सुश्रावकाभ्यां कारि(त प्रतिष्ठित)स श्री पार्श्वनाथ प्रसादस्य प्रशस्तिः ॥ जुओ नाहर १, २५६ पृ. ६२.

---

**१८ मेरुनंदन** (सुधारो–जिनोदयसूरिना शिष्य) (१-१८).

**(१२९२) जीराउलि पार्श्वनाथ फाग** गा. ३० सं. १४३२.

समरवि त्रिभुवन-सामणि, कामणि सिर सणगार,
कवियण-वयणि ज वरसई, सरस अमिउ अपार;
विघन-विणासण सासण, सामिउ **पासकुमार,**
गायवि सिरि **जीराउलि**–राउलिउ फल सार. १

× × × ×

चउद **बत्रीसई** संवति, संमति ले गुरु पासि,
**जीराउलि**–पति गाइउ, छाइउ जग जसवासि;
**पासह** फागु सुनंदउ, चंदउ जा अभिरामु,
सोहइ **मेरु** सुनंदउ, नंदउ मुनि जन वामु. ३०

—पत्र २८८ थी २९० ओ प्राचीन प्रत नाहटा.

**(१२९३) सीमंधर स्तवन** गा. ३१.

अति रस हरिस रसेण विहसिय, लोयणमणवयण,
थुणिसु भावि निय सामि सिरि, **सीमंधरु** जिणरयण. १

× × × ×

इयतत्ति सत्ति भरेण निम्मिउ, सत्य संघ वगोयरो,
अकखीण धारिम **मेरुनंदण** मुत्ति सिरि **सीमंधरो;**
सग्गाय कीमिय चित्त कामिय कप्पपायवु जंगमो,
मज्जु आणु गाणु गुणाण राइण, देउ निय पय संगमो. ३१

—पत्र २७६ थी २७९ ओक प्राचीन प्रत नाहटा.

---

ચિંતા સાયર જંવિ નરૂ પરઇ, ઘર ધંધલિ સયલઈ વીસરઇ,
કોહુ માનુ માયા માય મોહુ, જર ઝંપે પરિયઉ સંદેહુ. ૫
દાનુ ન દિન્નઉ મુનિવર જોગુ, નાતપુત પિઉ ન ભોગેઉ ભોગુ.
સાવય ઘરહિં લિયઉ અવતાર, અનદિનુ મનિ ચિંતહુ નવકારૂ. ૬

અંતે—

હંમિ તીજઈ ભવિ નરવઇ હૂંતા, પુન્નહ ઉપરિ વાસુ,
દાનુ દેઇ ચૌગઇ ગમુ ગંજિઉ, પંચમિ કિયઉ ઉપાસુ. ૫૪૪
પઈસદિ માસ સોઇ ઉપવાસી, પુણિ ઉજ્જઇ સજ્ઝાઈ,
દાણુ સીલુ તપુ ભાવિહિં ગલિઉ, ફલુ પાવિઉ શિવપાઇ. ૫૪૫
ઠકર આહ્લે પુતુ વિદ્ધણુ પભણઇ સુદ્ધ મએ,
હરખિહિં લાગઉ ચીતુ ચઉદહસઈ તેવીસમઈ એ.
સિય ભાદવઇ ઇગ્યાસિ ગુરૂ વાસરૂ ઇહુ ઉપનઉ,
નયર વિહાર મઝા (? ઝારિ) પંચમિ ફુલુ ઇમ્વ ગાઇયઉ. ૫૪૬
નંદઉ (ચહુ) વિહ સંઘુ નંદઉ સિરિ જિણઉદય ગુરો,
જિમ્વ તારાયણ ચંદુ જિમ્વ જલનિહિં ગુરૂ ગિરિપવરો,
ઇહ સિયપંચમિ તેમિ ચિરૂ ણંદઉ સંસાર મહિ;
તે નર સિવપુરિ જાહિં, પઢહિં ગુણહિં જે સંભહિ. ૫૪૮

—ઇતિશ્રી ણાનપંચમી સંપૂર્ણ. શુભમસ્તુ લેખક પાઠકયોઃ— છ. શુભં ભવતુ—છ. છ. છ. ગ્રંથાગ્ર ૨૯૧ પત્ર ૩૩—૧૦ દા. ૭૨ નં. ૫૧ સંઘભંડાર પાટણ.

[ રાજગૃહના પાર્શ્વનાથ મંદિરમાં સં. ૧૪૧૨ ની ૩૮ શ્લોકની સંસ્કૃત પ્રશસ્તિનો લાંબો શિલાલેખ છે તે કોતરનાર આ કવિ હતા. તેનો છેલ્લો શ્લોક એ છેઃ—'ઉત્કીર્ણા ચ સુવર્ણા ઠક્કુર આલ્હાંગજેન પુણ્યાર્થે । વૈજ્ઞાનિક સુશ્રાવક વીધાભિધાનેન ॥ ૩૮ ॥ ઇતિ વિક્રમ સંવત ૧૪૧૨ આષાઢ વદિ ૬ દિને । શ્રી ખરતરગચ્છ શૃંગાર સુગુરૂ શ્રી જિનલબ્ધિસૂરિ પટ્ટાલંકાર શ્રી જિનેંદ્ર (જિનચંદ્ર) સૂરીણામુપદેશેન । શ્રી મંત્રીવંશમંડન ઠ૦ મંડન નંદનાભ્યાં શ્રી ભુવનહિતોપા-

અરે સંવચ્છર દાનુ દિયઇ, સામિઉ સોહગ્ગ-સારો,
રૈવંતગિરિ વર ચડિય, લીધઉ સંયમ-ભાર;
સમધર ભણઇ સોહાવણઉ, ફાગુ ખેલઉ સુવિચાર,
અરે નિસિદિન ન મેલ્હઉ, નેમિ મુક્તિ-દાતારો. ૧૫
—પત્ર ૨૯૫ થી ૨૯૭ એક પ્રાચીન પ્રત નાહટા.

## ૬૩૬ વીરનંદન.

(૧૨૯૭) પુરૂષોત્તમ પંચ પાંડવ રાસ ગા. ૨૪

પંડુ નરેસર નિય કુમર, પરિણુવિ સાણંદુ,
હત્થિણાઉરિ પુરિ આવિયઉ, સાથિ કરિઉ ગોવિંદુ. ૧

× × × ×

જાદવ પાંડવ કુમર સવે તે ગુણહિ સમિદ્ધા,
ઉત્તિમ ધમ્મ પવિત્ર ચુત્ત ત્રિહુ ભુવણિ પ્રસિદ્ધા;
રાજ કરંતઉ ધરહ જગત્ર રિષિ તીરય વંદઉ,
જસુ વિત્થારહુ રિદ્ધિ વૃદ્ધિ પાવહુ વિરૂનંદઉ. ૨૪
—પત્ર ૨૯૭ થી ૨૯૯ એક પ્રાચીન પ્રત નાહટા.

## ૬૩૭ દેવસુંદર (ચંદ્ર ગચ્છના સોમતિલક શિષ્ય)

(૧૨૯૮) ઉત્તમરિષિ સંઘ સ્મરણા ચતુષ્પદી—

પ્રાચીન ગૂજરાતી ચોપઇ છે. કુલ ૯૯ ચોપાઇ ત્રણ પાનાંની પ્રતિ સારી છે. આમા તીર્થંકર, ગણધર અને અન્ય સાધુ સતીઓનું સ્મરણ છે. નં. ૨૭૦/૧૮૭૧-૭૨ ભાં. ઇ. પૂના.

## ૬૩૮ મુનિસુંદર સૂરિ (તપા)

(૧૨૯૯) શાંત રાસ સં. ૧૪૪૫ (?)

જિહ ઠઇ સુખ અનંત ન્યાન દંસણ અવલોવહિ,
કાલ વિણાસઇ સયત સિદ્ધ પુણિ કાલહિ ખોવઇહિ.
જિસુ વન્ન ન ગંધ ન રસ ફરસુ, સબ્દ ભેદ ન કિહી લહિઉ,
**બુધરાજ** કહઇ શ્રી **રિસહ** જિણ, સુથિર હોઇ તઇ ઠઇ રહિઉ.

૨૬.

રાય વિક્રમત તણઉ સંવત, **નિવ્યાસીયઇ** પનરસઇ,
સિરદ રૂત્તિ **આસૂય** વખાણઉં ।
તિથિ **પડિવા સુકલ** પખુ, **સનિશ્ચર** વારિ,
કરણુ નખિત્ત જાણઉં ।
તિહુ દિન બલિહ પ સંપડિઉ, મદનુ ઝંઝ સુવિસેસ,
કરત પઢંતાં સુણત નર, જયઉ સામિ રિસહેસ. ૧૫૯

—(૧-૨) ઇતિ મદન ઝુંઝ સં. ૧૬૪૩ કા. શુ. ૧૫ ૬૦ (બીજા હસ્તાક્ષરમાં આર્યા મંગાઇ આર્યા વાલ્હી) (વળી પાછળ સા. પ્રેમજી ઉધવાંણીઇ પુસ્તક ભંડાર કર્યો) ૧૬–૧૨ બી. ડી. ૨૦૯. રો. એ. સો. મુંબઇ વે. નં. ૧૯૪૨. (૨) સં. ૧૬૯૪ મા. શુ. ૧૫ લિ. ગુણકીર્ત્તિ પત્ર ૬ નં. ૧૧૫૮ જય૦ (૩) સં. ૧૬૭૯ વા૦ સુખનિધાન શિ. સકલકીર્ત્તિ લિ૦ ગુણસેન પઠનાર્થં પત્ર ૬ પો. ૮૩ નં. ૨૨૦૮ જિ. ચા. (આ છેલ્લી બે પ્રતની નોંધ કરનાર કવિનું નામ 'કચરાય' આપે છે. આ કૃતિ હિંદીમાં છે.)

---

**૬૭૧ સેવક** (અંચલ–વિધિગચ્છ ગુણનિધાનસૂરિ શિ૦)

**(૧૩૮૬) આદિનાથ દેવ રાસ–ધવલ** સં. ૧૫૯૦ કા. શુ. ૯ ગુરૂ.

**આદિ—**

પ્રણમિસુ પહિલૂં **ચક્રેશ્વરી** માત, શ્રી જિનશાસન સ્વામિનીએ,
ચાપતી વિધિપખિ અતિહિ ઉદાર, સાર કરઇ **સેવક** તણીએ.
ધ્યાયસૂં જિન ચુવીસ જે સાર, આદિ **આદીશ્વર** ગાઇસૂંએ,
માય **મરૂદેવીઅ** તણુ મલ્હાર, **નાભિરાયા** કુલ મંડણુએ. ૧

અંતે—

ધિન ધિન મઝજી વીધિના નરભવ મઝ એહ,
ધિન લાધુ એહ ધર્મ ધિન તુઝ સેવઇ તેહ.
વિધ પક્ષિ ગછનાયક શ્રી **ભાવસાગર** સૂરિ,
તસ પાટિ ઉદયકર સોહઇ બહુ ગુણ પૂરિ. ૧૨૦
સૂરિંદ શિરોમણિ શ્રી **ગુણનિધાન** સૂરીંદ,
તસ પય પરસાદિઇ ગાયુ ધવલ જિણંદ.
સંવત **પનર નિઊઇ** એ કાતી માસિ,
અજૂઆલી ગાયુ શ્રી જિન જગદાધાર,
જે પઢઇ ગણઇ તે પાંમઇ શિવ સુખસાર. ૧૨૧
ઇય પઢમ જિણવર સકલ સુખકર જગત્ર દીપક જયકરો,
શ્રી નાભિનંદન વિશ્વવંદન પાપ તિમર સુદિનકરો.
ગુરૂદેવ સાંનિધિ હો નવનિધિ પુણ્યથી આનંદકરો,
**સેવક** કહઇ તે વંછિત પાઇ જે ગાઇએ જગગરો. ૧૨૨

—૬-૧૩ દા. ૪૬ નં. ૧૭ પાલણપુર સંઘ ભં.

**(૧૩૮૭) ઋષભદેવ વિવાહલુ ધવલ બંધ.** ૪૪ ઢાલ લ. સં. ૧૫૯૦ માહ વ. ૧૧ પહેલાં

આદિ— ઢાલ વીવાહલુ.

**શાસનદેવીય** પાય પણમેવીય, મઝ મનિ એહ ઊમાહલુએ,
માત **સરસતિ** તણઇ સુપસાઉલઇ, ગાઇસ્યું **રિષભ વિવાહલુએ.**
તેર ભંવતરિ મૂલ અરિત્ર, પ્રવર ભાવઇ ભવીય સાંભલુએ
ધણ કણ કંચણ રાજ રાણિમ, સદ્ધિ પરભવિ જિમ મસો એ. ૧
(પાઠા) ધણ કણ કંચણ રાજ રાધિમ સિઉ, અપર ભવિ ઇણ ભવિં જિમ મશોએ.

અંતે— ઢાલ ઘોડીની (રાગ ગોડી)

ઇમ થી **રીસહેસર** ગાયઉ પુણ્ય પવિત્ર,
એહ તેર ભવંતર કેરૂં મૂલ ચરિત્ર,

જિહ ઠઇ સુખ અનંત ન્યાન દંસણુ અવલોવહિ,
કાલ વિણાસઇ સયત સિદ્ધ પુણિ કાલહિ ખોવઇહિ.
જિસુ વન્ન ન ગંધ ન રસ ફરસુ, સબ્દ ભેદ ન કિહી લહિઉ,
**બુધરાજ** કહઇ શ્રી **રિસહુ** જિણ, સુથિર હોઇ તઇ ઠઇ રહિઉ.

૨૬.

રાય **વિક્રમત** તણઉ સંવત, **નિવ્યાસીયઇ પનરસઇ**,
સિરદ રૂત્તિ **આસૂય** વખાણઉં ।
તિથિ **પડિવા સુકલ** પખુ, **સનિશ્ચર** વારિ,
કરણ નખિત્ત જાણઉં ।
તિહુ દિન બલ્હિ પ સંપડિઉ, મદનુ ઝનઝ સુવિસેસ,
કરત પઢંતાં સુણત નર, જયઉ સામિ રિસહેસ. ૧૫૯

—(૧-૨) ઇતિ મદન ઝુનઝ સં. ૧૬૪૩ કા. શુ. ૧૫ ૬૦ (બીજા હસ્તાક્ષરમાં આર્યા મંગાઇ આર્યા વાલ્હી) (વળી પાછળ સા. પ્રેમજી ઉધવાંણીઇ પુસ્તક ભંડાર કર્યો) ૧૬–૧૨ બી. ડી. ૨૦૯. રો. એ. સો. મુંબઇ વે. નં. ૧૯૪૨. (૨) સં. ૧૬૯૪ મા. શુ. ૧૫ લિ. ગુણકીર્ત્તિ પત્ર ૬ નં. ૧૧૫૮ જય૦ (૩) સં. ૧૬૭૯ વા૦ સુખનિધાન શિ. સકલકીર્ત્તિ લિ૦ ગુણસેન પઠનાર્થં પત્ર ૬ પો. ૮૩ નં. ૨૨૦૮ જિ. ચા. (આ છેલ્લી બે પ્રતની નોંધ કરનાર કવિનું નામ 'કચરાય' આપે છે. આ કૃતિ હિંદીમાં છે.)

---

**૬૭૧ સેવક** (અંચલ-વિધિગચ્છ ગુણનિધાનસૂરિ શિ૦)

**(૧૩૮૬) આદિનાથ દેવ રાસ-ધવલ** સં. ૧૫૯૦ કા. શુ. ૯ ગુરૂ.

**આદિ—**

પ્રણમિસુ પહિલૂં **ચક્કેશ્વરી** માત, શ્રી જિનશાસન સ્વામિનીએ,
ચાપતી વિધિપખિ અતિહિ ઉદાર, સાર કરઇ **સેવક** તણીએ.
ધ્યાયસૂં જિન ચુવીસ જે સાર, આદિ **આદીશ્વર** ગાઇસૂંએ,
માય **મરૂદેવીઅ** તણુ મલ્હાર, **નાભિરાયા** કુલ મંડણુએ. ૧

દેવકી પઠનાર્થં. પત્ર ૧૭ પ્ર. કા. વડો. નં. ૧૭૭. (૮) પત્ર ૮૧ થી ૯૪ પંક્તિ ૧૭ લખ્યા સં. ૧૬૦૫ આસપાસ પ્ર. કા. (૯) સં. ૧૬૩૩ ભા. શુ. ૧૫ શુક્ર રયવીંડી નગરે અંચલ૦ ધર્મમૂર્તિ સૂરિ રાજ્યે ઉ. પુણ્યલબ્ધિ શિ૦ ઉ. ભાનુલબ્ધિ શિ. સાધ્વી કરમાઇ પઠનાર્થં ખેમરાજ લિ. પો. ૨૭ પત્ર ૧૧ ભુવન૦ (૧૦) પત્ર ૧૧ પ્રત ૧૭મી સદીની પો. ૭ રામ. (૧૦) ઇતિ ઋષભદેવ તેર ભવ સ્તવન ગા. ૧૪૫ સં. ૧૭૬૧ મા. સુ. ૧૫ સુરતમાં વિનયસુંદર લિ. શ્રાવિકા વીરબાઇ પઠનાર્થં પત્ર ૧૪ પો. ૧૩ અભય. (૧૧) પત્ર ૧૩ પો. ૧૭ અભય. (૧૨) સં. ૧૭૧૫ દ્વિ. આશ્વિન વદ ૫ લ. પત્તન નગરે વાસ્તવ્ય ૧૩–૧૧ તેમાં આદિનાં ૧૧ પત્ર નથી. જશ. (૧૩) ૧૪–૧૧ દા. ૬૩ નં. ૩૪ સંઘ ભં. પાટણ. (૧૪–૧૫) સં. ૧૭૮૪ આષાઢ વ. ૯ ભ૦ જિનસુખ સૂરિ શિ. પં. વેલજી લિ. શ્રાવિકા અનૂપાં વાચનાય પત્ર ૧૨ નં. ૩૦૪૩, શ્રાવકા પહપી પઠનાર્થં પત્ર ૧૪ નં. ૩૨૯૨ અભય. (૧૬) ૧૦–૧૫ નં. ૧૩–૨૮ ગુ.

## (૧૩૮૮) સીમંધર સ્વામિ શોભા તરંગ.

આદિ—રાગ ગુડી તાલ અડતાલુ ઋષભ અજિત સંભવ જિનો એ ઢાલ.

શ્રીજૈનેંદ્ર દિવાકરા અરિહા ત્રિભોવન ચંદારે,
અઠ મહા પાડિહિર જે તેણિ જુત્તા સુખકંદારે .

ત્રૂટક

સુખકંદા કનક કેતકી કાંતિ કદલી કોમલા,
મનુષો અવતાર માનું પવિત્ર કારણિ ભૂતલા.
અષ્ટકર્મ નિર્મુક્ત સિદ્ધા આયરિયા જગિ સોહીઇ.
અઠ ગણિ સંપદા જુત્તા આચાર શ્રુત તનુ મોહીઇ. ૧

અંતે—

તોરી વદન શોભા મંડપિ મોરૂ મન્ન ભાવન વેલિ,
ઘન શામસ્યું જિમ વીજલી ઝલકંતિ કરતી ગેલિ. ૪

હવઇ દોઇ કરજોડી કરૂં વીનંતી આજ,
તૂં નિસુણુ **ઋષભ** કૃપા-પર સ્વામી શ્રી જિનરાજ.
તુઝ તવન કરીનઇ નવિ માગૂં રાજ ઋદ્ધિ,
નવિ માગૂં સુરસુખ વલી ન માગૂં સિદ્ધિ.
હૂં એતલૂં માગું કૃપા કરી દીઉ મુજ,
ભવિ ભવિ વલી ગાઉં ગુણ ગુરૂઆ હૂં તુઝ.
એહ **ધવલ** કરતાં આણુ વિરાધી જેહ,
મુઝ મિચ્છામિ દુક્કડ તિહાંકણિ નહી સંદેહ.
ભલઇ નરભવ લાધઉ ભલઇ લાધઉ જિન ધમ્મર્,
તુઝ પાય સેવંતાં ત્રૂટઇ સઘલાં કમ્મર્.
(કલશ) ઇમ શ્રી **નાભિનંદન** દુરિતખંડણ જગત્રમંડણ જિનવરો.
ઇમ ગુરૂ તણઇ સુપસાઉ પામી ગાઇયા જગ-હિતકરો,
એહ ધવલ ગાઇ જિન આરાહઇ જેહ નરનારી સદા.
તે મુગતિં જાઇ સુખીય થાઇ બોલઇ **સેવક** ઇમ સદા. ૧૩૧

—(૧) સં. ૧૫૯૦ મહા વ. ૧૧ માન વાસરે શ્રી શ્રી જ્ઞાતાય ૧૯-૧૪ દા. ૭૧ નં. ૧૧૪ ડે. (૨) તેજ દાબડામાં નં. ૧૪૭ (૩) ૪૪ ઢાલ **નાગેંદ્ર** ગછે પૂજ્ય **ગુણવર્દ્ધન** સૂરિ શિ૦ વા૦ **લક્ષ્મીચંદ્ર** ચેલા **નાકર** સુતેન લ૦ **મંગલપુરે** સાહ સિણીયા પુત્ર કમ્મર્સી કૂરપાલ પઠનાર્થં સં૦ ૧૫૯૭ આસો વદિ ૨ શનૌ લ૦-ચોપડો નં. ૩૨૬૧ વિ૦ ને૦ (૪) શ્રાવિકા **જીવિણિ** પઠનાર્થં સં. ૧૫૯૮ ચૈ. શુ. ૧૪ સા૦ **જાઉઆ** પુત્ર સા. **જીવાકેન** લિખાપિત ૨૦-૯ પો. ૭ તિલક૦ મહુવા. (૫) સં. ૧૫૯૦ ફા. વ. ૮ શનૌ પં. **અમરહંસ** ગણિ શિ૦ ઉદયસહજ ગણિના લિ. જૈનાનંદ. (૬) સં. ૧૬૧૫ બૃહસપતિવારે પૂજ્યારાધ્ય **સંઘમંડન** ગણિ શિ૦ **સોભાગ્યમંડન** ગણિ લિ૦ જલુતરા વાસ્તવ્યઃ **વેહરા વીરમ** ભાર્યા ગોગી પુ. શ્રા૦ **વીરાં** ભણનાર્થં. પત્ર ૧૦ પ્ર. કા. વડો૦ નં. ૧૫૯ (અથવા હં. નં. ૫૪) (૭) **મહાનગરે** પં. **લાવણ્યકીર્ત્તિ** ગણિ શ્રાવિકા પુણ્યપ્રભાવિકા

## ૧૦૮ પાર્શ્વચંદ્રસૂરિ (૧-૧૪૦)

### (૧૯૨) સાધુવંદના અને બીજી કૃતિઓ

### (૧૯૨-૧) સાધુવંદના (૧-૧૪૦)

—(૧) સં. ૧૬૮૬ કા. શુ. ૬ રવિ ૬-૧૩ દા. ૬૩ નં. ૨૩ સંઘ ભં. પાટણ (૨) સં. ૧૭૨૬ શાકે ૧૫૯૧ આશ્વિન શરદ ઋતૌ અષ્ટમી કર્મવાટી પંચાચિર્યે વાસરે સ્તંભતીર્થે વુહુરા જયરાજ સુત વુહુરા નગરાજ સ્વપઠનાર્થે લિખાપિતો. ૭-૧૧ ખેડા ભં. ૩ (૩) ઇતિ સૂત્રોક્ત સાધુવંદના ૫-૧૩ સારી પ્રત છે. પ્રત નં. ૨૩૬૭ મુક્તિ૦ (૪) સા. રાજા સુતરત્ન સા. કચરા ભણનાર્થે ૯-૯ દા. ૮૩ નં. ૬૫ હા. (૫-૬) પત્ર ૫ ગ્રં. ૮૮ અને પત્ર ૬ દા. ૪૫ નં. ૩૧ લીં. (૭) સ્થવર ઋષિ શ્રી ૬ જસવંતજી તત્ શિષ્યેન લિ૦ મુનિ વીરકાખ્યેન પઠનાર્થે ઋ. શ્રી કુરસીજી ૫-૧૪ દા. ૮૨ નં. ૨૦૫ હા. (૮) પત્ર ૭ ગા. ૮૯ પ્રતિ ૧૮મી સદીની પો. ૮૪ નં. ૨૧૮૦ જિ. ચા. (૯) પત્ર ૩ પ્રતિ ૧૮મી સદીની નં. ૨૧૮૫ જિ. ચા. (૧૦) મિ. જિનદત્તસૂરિ શિ. મહો૦ દેવસાગર શિ. મુ. માનસાગર લિ. ૪-૧૫ મુનિ સુખસાગર પાસે.

### (૧૯૨-૨) પાક્ષિક છત્રીશી (૧-૧૪૦)

આદિ— પ્રણમિય પહિલઉ **વીર** જિણંદ

અંતે— શ્રી **પાસચંદ** પભણઈ સુખ લહઉ.

—આની તથા (૧૯૨-૧૧) બંનેની ૫-૧૧ દા. ૧૧ નં. ૩૭ સં. પાટણ.

### (૧૯૨-૩) અતિચાર ચોપઇ (૧-૧૪૦)

નાણે દંસણિ ચરણે જાણિ, સમકિતસું વ્રત બાર વખાંણિ,
સંલેહણ તવ વિરિયાચાર, તિહનાં આલોઇસું અતિચાર. ૧
એવં શ્રાવકનાં અતિચાર, એકસો ચોવીસે સુવિચાર,
એક છંદી કરી ચોપઇ, **પાસચંદિ** મુનિ હરષે કહી ૧૫૦
પાખી ચોમાસિઇ સંવછરી, સહુએ શ્રાવક આદર કરી,
શ્રાવિકા ભણિજ્યો ગુણિ સદા, લહિજ્યો શિવસુખ ને સંપદા ૧૫૧

કોટિ સૂરિય જોતિ અધિકી, તુઝ વદન દેતી હેલિ.
તેજ પુંજ વિરાજતી સેવક હૂં રંગ રેલિ.　　૫

—પાંચ ઉલ્લાસ ૨૬—૧૧ દા. ૧ વિમલ ગચ્છ ભં. વીજાપુર.

(૧૩૮૯) આર્દ્રકુમાર વિવાહલઉ ગા. ૪૬.

—પત્ર ૩ પ્રતિ ૧૯મી સદીની પો. ૮૦ નં. ૧૯૮૮ જિ. ચા.

નેમિનાથના ચંદ્રાઉલા ૨૬.

દોઇ કરજોડી વીનવું રે સ્વામી શ્રી જિનરાયો,
નેમિ કુમર ગુણ ગાઇવારે હીયડિ હર્ષ ન માયો.
હીયડિ હર્ષ ન માઇ રે સાંમી નેમિ જિણેસ શિવ ગઇ-ગાંમી,
ભાગ્ય જોગિ તુમ્હ સેવા પામી, તુ પ્રણમૂં હું નિજ સિર નાંમી.
જી યાદવ રાજીરે ઊલટ આણી અંગિ જિન ગુણ ગાઇઇરે,
યદુપતિ નમવા પાય અહિનિશિ ધ્યાઇઇરે—દ્રૂપદ　　૧

× × ×

સંયમ પાલી રાયમઇરે શિવપુર આગલિ ધાયો,
અહ્ જણ તારી જિણવરૂરે પૂંઠિઇ શિવપુરિ જાયો.
પૂઠિઈં જિનની સાર કરેયો સેવક જનનઇ સાથિઈં લેયો,
કહઇ સેવક સ્વામી અવધારૂ, દયા કરી સેવકનિઇ તારો. જી.　　૨૬

—૩-૧૧ જશ૦

---

## ૧૦૭ મુનિચંદ્ર સૂરિ (પૌ.) (૧-૧૦૭)

(૧૯૧) રસાઉલો

[આ કૃતિ પ્રાકૃતમાં છે, તેથી તેને ગૂ. કૃતિ ગણવાની નથી. જુઓ તેની આદિઃ—

પઢમં મયણવજ્જા મેયણાહિ, ઘુસિણુ ચંદણુ કુસુમાઈં ।
ચવ પરિમલિ લ્લાઇએ, સ સામગ્ગી વમ્મહરસ્સ ભણિયાણ સંદેહો.]

(વસ્ત)-સૂર સસિહર સૂર સસિહર, તણઇ આકારિ
એ બંધવ પરણાવીઆ બેઉ નારિ અતિ સુભગ સુંદર
બેઉ મંત્રીસર થાપીયા હુઇ લછિય ધણીય મંદિરિ
એ પુણ્ય ઝૂઝઈ આગલા, જીતઉ ખાંડઇ હરાઉ
મંત્રીસર મનિ ઊપનુ, ધરમહ ઊપરિ ભાઉ. ૫૦
પાંચઇ એ સહિસ પ્રાસાદ, **વસ્તગિ** જૈન કરાવીયા એ
બિંબહ એ લાખ સવાઉ, બિહું બંધવિ ભરાવીયા એ. ૫૧
ચોસઠ એ સાલ સઇ નવ, સુરાસી વલિ આગલીય
સાતસઇ એ સત્રૂકાર, લેખશાલા તે તેતલીય. ૫૨
દુનિ સઇ એ ગરૂય તલાવ, ગઢ બત્રીસ કરાવીયા એ
તોરણુ એ વર સઈ ચ્યારિ, ઇગવીસ સૂરિપદ થાપીયાં એ. ૫૩
પાંચસઇ એ વેદ ભણંતિ, એક સહિસ વર્ષાસનાએ
પાંચસઇ એ આગલી પાંચ, સમોસરણ જાદર તણાં એ. ૫૪
પાંચસઇ એ સિંહાસણ સહસ, પાટ આસણ તણાં એ
ચઉસદિ એ તરક મસીત, સાત સઇ મઢ તપસી તણાંએ ૫૫××
જીણઇ એઉ રાસુ સાંભલીઉ, જાણે તેહ ઘરિ સુરતરૂ ફલીઉ
**પાસચંદ સૂરિ** ઇમ બોલંતે, ભણઇ સુણઇ તે સુખ લહંતિ. ૮૬

—(૧) પ્ર. જૈન સાહિત્ય સંશોધક ખંડ ૩ પૃ. ૧૧૭ થી ૧૨૦ કે જેને (૨) ખંભાતના શાંતિનાથ ભંડારની પ્રત સાથે મેળવી મેં શુદ્ધસંશોધિત કરી ઉતારી રાખી છે (૩) નં. ૮૨૫ સને ૧૮૯૨-૯૫ ભાં. ઇ. (૪) ૩-૧૬ અનંત. નં. ૨

**(૧૯૨-૧૧) મુહપત્તિ છત્રીશી (૧-૧૪૧)**

આદિ— નમિય સુગુરૂ **અસિઆઉસાઇ** સમરી પ્રભણીજઇ

અંતે— ગુરૂ પ્રસાદે પભણઇ શ્રી **પાસચંદ.** ૩૬

—આ અને નં. (૧૯૨-૨) બંનેની ૫-૧૧ દા. ૧૧ નં. ૩૭ લે. પાટણ.

—(૧) લિ૦ કોડા ગામે જીવરાજેન પં૦ સાલાયાં સં. ૧૯૮૫ માહા સુદ ૧૨ સોમે પઠનાર્થં ભાઇ તલકસી સારૂ. ૯–૧૧ મો. સેં. લા. (૨) ગ્રં. ૧૫૬ દા. ૩૯ નં. ૫૩ લીં.

(૧૯૨-૪) +ચરિત્ર મનોરથમાલા ૩૬ કડી (૧–૧૪૦)

સુહ ગુરૂ પય પ્રણમઉં નિસદીસ, કરજોડીનઈ નામઉં સીસ,
જાસું પસાઇ નિર્મલ નાણ, લહિ સુભગતિ તણઉ અહિનાંણ. ૧
શ્રીપૂજ્ય પાસચંદ સૂરિ ઇમ વિનવઇ, સંભલિયો સહુકોઇ
આણ સહિત કિરિયા મિલી, શિવસુખદાયક હોઇ. ૩૬

—સ્તંભતીર્થ મધ્યે સં. ૧૭૪૩ ચૈત્ર સુદિ ૭-૧૨ જેમાં આ તથા સુરદીપિકા પ્રબંધ નં. ૧૯૨–૧૭ છે બી. ડી ૮૩ રો. એ૦ નં. ૧૮૯૯.

(૧૯૨–૫) +શ્રાવક મનોરથમાલા ૨૭ કડી.

વીર જિણેસર પય પ્રણમેસું, નામ મંત્ર ગુરૂનો સમરેસું
ત્રણ મનોરથ શ્રાવક તણા, કહિસ્યું હિયડે ધરી ધારણા. ૧
ઇણિપરે આગમેં જિણવર ભાખિયા, શ્રાવકનેં અધિકાર
ભવિયણ આગલેં સૂરિ પાર્શ્વચંદ્ર, કહે તેહીજ અનુસાર. ૨૬
ત્રણ મનોરથ ઇમ કરે, જે શ્રાવક સુવિચાર
જિમ શ્રાવક તિમ શ્રાવિકા, દુત્તર તરેં સંસાર. ૨૭

(૧૯૨–૬) +વસ્તુપાળ તેજપાળ રાસ. કડી ૮૫ કે ૭૬.

જિણ ચુવીસઇ ચલણ નમેવીય, અનઇ સૂયસામિણિં સરસતિ દેવીય
સહિગુરૂ પાય પસાઉલઈ એ
રાસબંધિ બિહું બંધવ કેરૂં, કાંઇ કીજઇ ચરિત (કવિત્ત) નવેરૂં
વસ્તપાલ તેજગિ તણઉં એ. ૧

(જૈન સાહિત્ય સંશોધક ૩ પૃ ૧૧૯માં જે ત્રૂટક રહેલ છે તે મૂકી તેની પૂર્તિ કરીએઃ-

વીરધવલ તવ માનીઉ એ, અતિ ઘણુ આધકેરૂં
હિવ મંતીસર ચીંતવઇએ, પુન્ય કરિસું નવેરૂં. ૪૯

સંગરંગ પરિસ્કારઃ । કવિભિઃ પરિગુંફિતઃ ।
અલંકરોતિ યત્કંઠં સત્સમાજે સ શોભતે ॥ ૧૨૯

—(૧) પત્ર ૨-૨૫ પોથી નં. ૬ યશોવૃદ્ધિ. (૨-૩) ૮-૧૨ શ્ર. ૩ નં. ૯; ૭-૧૪ દા. ૩ નં. ૨૪ સે. સાગર ઉ. પાટણ.

(૧૯૨-૧૬) સ્થાપના દ્વિપંચાશિકા પર કડી (૧-૧૪૨)

લહિય દુહેલઉ મણુંય ભવ, ભવભંજન જગનાહ
ભો ભવિયણ જિણુવર નમઉ, હિયપ્ર ધરી ઉચ્છાહ. ૧
નિશ્ચલ સૂત્ર પરંપરા, વરસ સહસ ઇકવીસ,
વીરથકાં તિણિ જે રહય, નમઉં તિ ગુરૂ નિસિદીસ પર

—આ પ્રત ૨૮ થી ૫૦ સંખ્યાના પત્ર વાળી છે તેમાં ૨૮ થી ૩૭ માં ૧૯૨ ની ૧૪, ૧૯, ૮, ને ૧૬ નંબરની કૃતિઓ છે દરેકમાં પંક્તિ ૧૩ છે. દા. ૬ નં ૪ લેહેરૂભાઇ વકીલનો ભં. સાગર ઉ. પાટણમાં હેમચંદ્રાચાર્ય સભા હસ્તકનો.

(૧૯૨-૧૭) અમર-સત્તરી-સુરદીપિકા પ્રબંધ ૭૪ કડી (૧-૧૪૨)

સુણુંતુ તે ભોઅ સુરાઇયા સુરા, જે વિંતરા જોઇસિયા દેવા
વેમાણિયા કપ્પગ કપ્પતીયા, જે સંતિ સમ્મત્ત વિસુદ્ધ ચિંતા. ૧
જિનશાસન નિંદા ટાલિજ્યો, જિણુવર આણુ ખરી પાલિજ્યો
શ્રી પૂજ્ય પાર્શ્વચંદ્રએ કરઇ વીનતી, સંભલિજ્યો સહુઅઇ જિનમતી. ૭૪

—(૧) લિખ્યતે કુંવરજી ૨-૧૦ દા. ૬ નં. ૨૯ મો. મો. સાગર ઉ. પાટણ (૨) ૫-૧૧ દા. ૯ નં. ૧૭ સે. પાટણ. (૩) આ અને (૧૯૨-૪) એક પ્રતમાં ૭-૧૨ બી. ડી. ૮૩ રા. એ. સો. મુંબઇ નં. ૧૯૯૯.

(૧૯૨-૧૯) બ્રહ્મચર્ય દશ સમાધિસ્થાન કુલક ૪૨ કડી (૧-૧૪૨)

શ્રી નેમીશ્વર પાય નમી, પામી સુગુરૂ પસાઉ
મન ઉલ્લાસિઇ સંથુણઉં, પરમબ્રહ્મ વ્રતરાઉં. ૧
અંતે-જયઉ બ્રહ્મચારી સુકૃતધારી પાસચંદિ નમંસિયા. ૪૨

(૧૯૨-૨૦)+ આરાધના મોટી કડી ૪૦૬ સં. ૧૫૯૨ (૧-૧૪૩)

**(૧૯૨-૧૪) એષણાશતક** કડી ૧૦૧ (૧-૧૪૨)

શ્રી જિનશાસન સમવડઈ અવર ન શાસન કોઇ
કહિ કિમ હીરાગર તુલઇ, જગિ લવણાગર હોઈ. ૧

વસ્તુ.

જય મુણિવર જય મુણિવર પંચ આચાર
પાલઇ પચિંદિય દમણ પંચબાણ ભડમાણગંજણ
શુદ્ધ જિનાગમ પન્નવઇ ભવિય લોય ભવભીડભંજણ
**સાહુરયણ** તારણતરણ તે સમરઉં નિસિદીસ
શ્રી **પાસચંદ** ઇમ વીનવઇ, તસુ પય નામઉં શીસ. ૧૦૧

(૧ થી ૩) ૭-૧૧ દા. ૩ નં. ૧૨; પ્રત પત્ર ૨૮ થી ૪૦ વાળી દા. ૬ નં. ૪; અને ૫-૧૩ દા. ૧૧ નં. ૬૯ લે. સાગર પાટણ.

**(૧૯૨-૧૫) સંગરંગ પ્રબંધ** ૧૨૮ કડી (૧-૧૪૨)

**આદિ—**

ધમ્મ સવણાણુરત્તા, સઉજ્જમા ધમ્મ કમ્મ કરણંમિ
કય ધમ્મિય સાહિજ્જા. જયંતુ ભવ્વાય સપ્પુરિસા. ૧

ચઉપઈ

પ્રણમિય **સાહુરયણ** ગુરૂ પાય, ધર્મલાભનઉ કહિસુ ઉપાય,
ભવિયણ ધર્મનેહ સંભરી, સંભલિજ્યો મનિ આદર કરી. ૨
દસ દષ્ટંતિઇ ધર્મ દુર્લભ, ધર્મ જાણિ સિવધરિ દઢ થંભ,
ધર્મ્મ સમાણ નહી ઉપગાર, ધર્મ્મ જીવનઈ તારણહાર. ૩

**અંતે—**

સાધુ સંગિ જગિ જસુ વિસ્તરઇ, સાધુસંગિ મનવંછિત ફલઇ
સાધુ સંગિ નય વિનય વિવેક, સાધુ સંગિ ગુણ થાઇ અનેક. ૧૨૬
આગઇ ઉત્તમ હુઆ અનંત, અવર હુસ્યઇ બહુલા ગુણવંત,
વિજયવંત વરતઈ ઇણિ કાલિ, તે સંગતિ ફલ લ્યઉ સંભાલિ. ૧૨૭
ઇણિપરિ દુષ્ટ સંગ પરિહરઉ, સાધુ સંગિ મનિ આદર કરઉ
જિમ મનવંછિત સુહફલ હવઇ, હરખઇ શ્રી **પાસચંદ** વીનવઇ. ૧૨૮

(૧૯૨-૪૨) સઝાય (નં. ૧૪૧૧ સને ૧૮૯૧-૫ભાં. ૪.)

**પાસચંદને પૂછેલા બોલની** પ્રત ૮-૧૧ દા. ૧૧ નં. ૪૯ લે. પાટણ.

## અન્ય કૃતિઓ.

૧ શત્રુંજય સ્તોત્ર ૪૨ કડીનું

ભલી ભાવના વિમલ ગિરિ ભેટવાની,
વસી ચિત્તિ કસવટ્ટિ જિમ હેમ-વાલી;
તિણિ ઊલટિઇ તીરથરાઇ ગાવઉં,
મહાઘોર સંસારનઉ તીર પાવઉં. ૧

પુંડરીક ગિરિ મંડનરાયા, કરઇ સેવ સુરનર વરરાયા,
શ્રી પાસચંદ તુમ્હ ચરણે લાગઇ, બોધિબીજ લાભ જિન
મારગિ લાગઇ. ૪૨

—સંવત ૧૬૫૪ જેષ્ટ સુદિ ૪ સોમવાસરે લિખત ઋષિ હરજી ઋષિ દિનકર પઠનાર્થં ૧૫ પત્રની પ્રત દા. ૭૫ નં. ૮૫ સંઘનો ભંડાર પાટણ.

૨ ભાષા છત્રીશી ૩૭ કડી.

રિસહ પમુહ જિણવર ચઉવીસ, વિહરમાન તિથંકર વીસ
વિહરઇ દુન્નિ મેડિ કેવલી. પ્રહ ઉઠી વંદઉં મનરલી. ૧

ભેદ વચન સાચઇ મદ્દરહઇ, ભવિયણ આગમિ સાચઉં કહઇ,
તે સદગુરુનઉ સમરીનામ, શ્રીપાસચંદ નિતુ કરઇ પ્રણામ. ૩૭

—ઉપરની પ્રતમાં.

૩ સત્તરભેદ પૂજા વિચાર સ્તવ ૨૯ કડી.

વિમલતર નાણિ જણિ જાણુ જિણવર તણી,
સેવ ભત્તિ કરઉ મન રંગિ ત્રિભુવન ધણી.
બોહિબીજ ભવિયણ અવદાન દિવ તેહના,
સરણ સુહ કારણ જિમ ભાર્ગ દુહ દેહના. ૧

આદિ—

શ્રી જિનચરણ જુયલે પ્રણમેસુ, સુગુરૂ નામ હિયડઇ સમરેસુ,
કહઇસુ સંખેપિઇં આરાધના, ભવિક જીવ સુખસાધના. ૧
ઉત્તમ નર જે કરઇ ત્રિકાલ, એ આરાહણ ગુણ સુવિસાલ,
વિનય સહત મેલી કરભાલ, છલીય ન સક્કઇ તેહનઇ કાલ. ૨
જીવતવ્યની મ કરિસિ આસ, સાસ તણુ કેહુ વિસાસ,
ખિણિ ખિણિ આવઇ ખિણિ ખિણિ જાઇ, જતન કરંતાં થિર નહુ થાઇ. ૩

—(૧) ગ્રં. ૪૦૬, ૨૫-૧૧ નં. ૧૧૫-૩૯૫ દે. લા. પુ. લા. (૨) સં. ૧૬૪૧ કા૦ શુ. દ્વિતીયા દિને આલવ મધ્યે સુજાઉલ પુરવરે રાજાધિપ અકબર રાજ્યે તપાગછે શ્રી પૂજ્ય પાર્શ્વચંદ્ર સૂરિ શિષ્યાનુશિષ્ય ઋષિ રૂડા શિ. ઋષિ ગુણરાજેન લિ૦ વા. હંસચંદ્ર પઠનાર્થમ્ ૧૮-૧૩ પો. ૭ તિલકવિજય સંગ્રહ મહુવા.

**(૧૯૨-૨૯) ખંધક ચરિત્ર સ.** સં. ૧૬૦૦ (૧-૧૪૪)

આદિ—

આદિ જિણ રિસહ શ્રી વીર ચઉવીસમઉ,
ભાવિ ભો ભવિય જગદીસ ચઉહુઅ નમઉ,
હઉં પુણ પ્રણમિય ભણિસુ ખંદગ ચરી,
ગુરૂ મુખિ સંભલ્યઉ સુણઉ આદર કરી. ૧
ભાખિયઉ ભગવઇ અંગિ સત બીજ એ,
પઢમ ઉદ્દેસિ ગુણ ગહણુ તસુ કીજ એ,
સાહુ ગુણ ગાવતાં દુરિય દૂરિં ટલઇ,
સાધુ ગુણ ગાવતાં ચિત્તવંછિત ફલઈ. ૨

**(૧૯૨-૩૬) જિનપ્રતિમા સ્થાપના રાસ ૪૨ કડી (૧-૧૪૬)**

—૯-૧૩ છેવટનાં ૩ પત્ર દા. ૧૧ નં. ૭૦ લે. પાટણ.

**(૧૯૨-૪૦) રૂપકમાલા** સં. ૧૫૮૬ (૧-૧૪૭)

—ખરતર ગચ્છે જિનચંદ્ર સૂરિ રાજ્યે શ્રાવકા સંપૂરાઇ અંભાઈત મધ્યે ૯-૧૧ પો. ૧૭ મો. સુરત.

અંતે— વીરસ્તવ દિસિઉ ચિત્ત નિવેસિઉ શ્રી પાસચંદિ.
મંગલકરણ.

—ઉપરની ત્રણે કૃતિઓ એક પ્રતમાં ૭-૧૧ દા. ૧૧ નં. ૪૫ લે. પાટણ.

**(૬) +૨૯ ભાવના** ૩૧ કડી લ. સં. ૧૬૦૧ પહેલાં.

અવિચલ પદ મન થિર કરી, જિહાં છઇ સુખ અપાર,
પ્રતિબોધિસુ મન આપણઉં, જિમ પામઇ ભવ પાર. ૧
એગુણત્રીસ ત્રીસી ભાવના, તેહનો સુદ્ધ વિચાર,
જે મન સુદ્ધઈં સમરિસ્યઇ, તે તરિસ્યઇ સંસાર. ૩૧

—(૧) ૨-૧૧ દા. ૮૩ નં. ૪૯ હા. (૨) લ. સં. ૧૬૦૧ આસો વદિ ૧૨ સોમ ૧ પત્ર પ્રત ૨-૧૫ દા ૬ નં. ૩૦ મો. મો. પાટણ. (૩) સં. ૧૬૬૩ માગશર શુદિ ૯ શનૌ વા. મહો. *વિમલહર્ષ ગણિ જસવિજયેનાલેખિ સાધ્વી સૂરશ્રી પઠનાર્થે* ૨-૧૦ દા. ૪૮ હા.

**(૭)+ સંક્ષેપ આરાધના** ૨૨ કડી (પરમ પુરૂષ પય પ્રણમીએ)

**(૮)+ આદિ જિન વિનતિ.** ૫૫ કડી.

સકલ આદિ જિણંદ જુહારીયેં, વિકટ સંકટ કોડિ વિડારિયેં,
તુમ્હ પ્રસાદ હુએ પરમાણંદ, કર જોડી પ્રણમેં **પાર્શ્વચંદ્ર** સૂરિંદ.

પછી એક વસ્તુ છે.

**(૯)+ સંવેગ બત્રીશી** ૨૪ કડી (જોઇ વિમાસી જીવડા)

**(૧૦) શ્રાવકવિધિ સમ્યક્‌ત્વ સ્વાધ્યાય** ૧૯ કડી લ. સં. ૧૬૦૧ પહેલા

**વીર** જિણેસર પ્રણમઉ પાય, વંદિય **ગોયમ** ગણહરરાય,
સમરૂઅ સામણિ **સારદ**દેવિ, શ્રાવક વિધિ પભણું સંખેવિ
શ્રાવકનઇ એ સમકિત સાર, મુગતિતણા ઊઘાડઇ બાર
એ મનમા જે સમકિત ધરઇ, મુગતિવધૂજ નિશ્ચઇં વરઈ. ૨૯

—સં૦ ૧૬૦૧ આસો વદિ ૧૨ સોમ ૨-૧૫ તેમાં ૧ પત્ર દા. ૬ નં. ૩૦ મો૦ મો૦ સાગર ઉ૦ પાટણ.

બહુલિય વિવરણ ગ્રંથ વાધઇ ઘણઉ,
જાણિજ્યો એહ વ્યવહાર ભૂ જડ તણઉ,
એણિ વવહારિ પ્રભુ મેલ સંભાવિયઇ.
શ્રી **પાસચંદ્રેણ** ઇમ ભાવના ભાવિયઇ. ૨૯

—ઉપરની ૧૫ પત્રની દા. ૭૫ નં. ૮૫ની પ્રત સંઘનો ભંડાર પાટણ.

**(૪) કેશિ પ્રદેશિબંધ** ગા. ૨૫

પ્રણમઉં સિરિ જિણ **પાસ** આસપૂરણ જગતારક,
**વાઆઉરિ** હંસ વર ઇકખાગહ નાયક
તાસુ તણઉ સંતાન હૂઅઉ ગરૂઅઉ ગુરૂ **કેસી,**
પ્રતિબોધ્યઉ જિણિ હેલિ સબલ રાજા **પરદેસી,**
તસુ સરૂપ સંખેપિ હિવ, કહિસ્યઉં ગુરૂ આધારિ,
**રાયપસેણી** ભાખિયઉ તે નિય ચિત્તિ વિચારિ. ૧

**કેસી** ગુરૂનઉ એહ અવદાત, મોટઉ મહીમંડલ વિખ્યાત,
ભણતાં ગુણતાં હુઇ આણંદ, કરજોડીય ભણઇ શ્રી **પાસચંદ.** ૨૫

—(૧) ૭-૧૧ બી. ડી. ૧૨૦ રો. એ. સો. મુંબઇ નં. ૧૮૭૯ (૨) ૨-૧૧ દા. ૮૩ નં. ૧૩૧ હા.

**(૫) ૩૪ અતિશય સહિત મહાવીર સ્તવ** ૨૫ કડી

**આદિ—** **વીર** જિણનાહ બહુભાવિ નમિયઇ સદા.
**અંતે—** ભવિયણ આરાધઉ શિવપદ સાધઉ
શ્રી **પાસચંદિ** હરખિઇ કહિય. ૨૫

**વીરસ્તવ** ૩૧ કડી

**આદિ—** નમી **સોહમ** સ્વામિ જે ધમ્મ અત્થી
**અંતે—** **વીરસ્તવ** દેસ્યું ચિત્ત નિવેસ્યું **પાસચંદ** મંગલકરણ. ૩૧

**વીરલઘુસ્તવ** ૨૧ કડી

**આદિ—** ભવિય લોય સિરિ **સોહમ** સામિ પાસે.

૬૭૩ જયમંદિર (વડતપા ગ૦ જયપ્રભ શિ૦)
(૧૩૯૨) તેજસાર ચોપઈ સં. ૧૫૯૨ ત્રંબાવતીમાં.
—(૧) પત્ર ૧૨ પો. ૬૭ જય૦ (૨) પત્ર ૧૩ સં. ૧૬૭૫ માં૦ શુ. ૪ શનિ લિ૦ પો. ૬૭ જય૦

---

૧૦૯ વિજયદેવસૂરિ (પાર્શ્વચંદ્રગચ્છીય) (૧-૧૪૮).
(૧૯૩) શીલરાસ-શીલપ્રકાશરાસ-નેમિજિનરાસ-ફાગ. જાલોરમાં (૧-૧૪૮).

(૧-૨) ૧૧-૧૧ દા. ૮૧ નં. ૨૪ હા; ૧૦-૧૧ દા. ૮૨ નં. ૫૪ હા૦ (૩) ૯-૧૨ દા. ૬૩ નં. ૧૮ સંઘનો ભં. પાટણ. (૪) લિખિતં સા વરછાકેન ૮-૧૩ દા. ૧૩ નં. ૧૫૦ હા૦ (૫) સંવત ૧૬૮૮ વર્ષે માહ માસે કૃષ્ણપક્ષે દ્વાદસ્યાં તિથૌ સોમવાસરે શ્રી મેડતા નગરે લિપીકૃતં ૯-૧૧ વિ૦ નેo (૬) શ્રી હાલાકંડી મુનિશ્રી સત્યમૂર્તિજી લપિકૃતં ૫-૧૫ નં. ૫૬૪ મ૦ જૈ. વિ. (૭-૮) ૮-૧૩ નં. ૧૩-૧૦ ગુ૦; ૧૦-૧૦ નં. ૧૩-૧૫ ગુ૦ (૮-૯) પત્ર ૯ સં. ૧૬૯૧ ફા શુ. ૧૦ સિદ્ધપુરે પ્રીતચંદ લિ; અને પત્ર ૮ પો. ૬૯ જય. (૧૦-૧૪) પત્ર ૭ ગા. ૭૭ સં. ૧૭૫૬ ફા. વ. ૭ સોઝત મધ્યે દેવધર્મ લિ. પો. ૮૩ નં. ૨૦૯૭; પત્ર ૯ ગા. ૧૯૫ પ્રત ૧૭મી સદીની નં. ૨૦૯૮; પત્ર ૧૫ સં. ૧૭૬૭ અ. વ. ૯ અવરંગાબાદે લિ. પો. ૮૭ નં. ૨૩૪૪; પત્ર ૫ પ્રત ૧૮મી સદીની પો. ૮૩ નં. ૨૧૨૮; પત્ર ૧૦ પ્રત ૧૭મી સદીની પો. ૮૩ નં. ૨૨૨૦; પત્ર ૧૧ પો. ૮૪ નં. ૨૧૮૬; જિ. ચા. (૧૫-૧૬) પત્ર ૧૨ સં. ૧૮૭૪ મા. વ. ૨ પો. ૬૩; અને પત્ર ૧૦ પો. ૩૭ મહિમા૦ (૧૭) પત્ર ૧૦ પો. ૧૨ નં. ૧૨૨ અભય૦ (૧૮) સં. ૧૭૯૫ લિ. ભાઇ કુશલસિંઘ બીબીજી શ્રી નધીજી પઠનાર્થે વીકાનેર સેતી લિ૦ ભેજ્યા હૈ રાખી પુનિમકે ટીકૈમે બીબીજી મેરી સિલામ વંચણાજી ૮-૧૨ વિજાપુર જૈન જ્ઞાન મંદિર પ્રત નં. ૬૦૬. (૧૯)

(૧૧)+ કલ્યાણક સ્ત. ૪૯ કડી.
પહિલું પ્રણમિય જિણ ચઉવીસ, સમરૂં કલ્યાણકના દીસ,
ચવણ જન્મ નઈ દીક્ષા નાણ, પંચમ કલ્યાણક નિર્વાણ. ૧
ઇય મંગલ કારણ દુખ નિવારણ તારણ શરણ ભવીય,
કલ્યાણક સાધઈ જિન આરાધઈ તેહ સુખ સંપતિ અભિનવીય. ૪૯
—૪-૯ દા. ૮૩ નં. ૧૧૦ હા.

(૧૨) સંવરકુલક ૨૭ કડી.
વંદિય **વીર** જિણેસર રાયા, **ગોયમ** ગણહર પણમિય પાયા,
ધર્મતત્ત્વ નિસુણઉ મનરંગિઇ, બોલિસુ આણી ઊલટ અંગિઇ. ૧
ઇમ શ્રી **ઠાણાંગઇ ભગવઇ** અંગઈ સંવર પંચય જિનિ કહિય,
આશ્રવ સવિ છંડી કુમત વિખંડી પાલઇ જે જિન મત લહિય.
તે દુર્ગતિ વામઇ શિવપુરિ પામઇ કર્મ ક્ષય આઠઈ કરિય,
ઇમ જાણઇ ભવિયા નિર્મલ રલિયા સંવરિ ધર્મ્મ કરઉ સહિય. ૨૭
—૨-૧૧ દા. ૪ નં. ૨૪ લે. સાગર ઉ૦ પાટણ.

(આ સર્વે કૃતિ પૈકી સાધુવંદના, ગૌતમસ્વામી લઘુરાસ કડી ૧૨, આરાધના નાની કડી ૪૧, શ્રાદ્ધ મનોરથમાળા કડી ૨૭, શ્રમણ મનોરથમાલા કડી ૪૧, ૨૯ ભાવના કડી ૩૧, સંક્ષેપ આરાધના કડી ૨૨, આદીશ્વર વિનતિ ૪૫, સંવેગ બત્રીશી કડી ૨૩, આરાધના મોટી કડી ૪૦૬—એ 'પ્રાતઃ સ્મરણીય પ્રકરણ સંગ્રહ' એ નામની ચોપડીમાં સં. ૧૯૭૦ સને ૧૯૧૪માં છપાઇ છે.)

---

**૬૭૨ મહિચંદ** [ખ૦ જિનરાજસૂરિ—કમલચંદ શિં૦]
**(૧૩૯૧) ઉત્તમચરિત્ર ચોપઈ** ગા. ૨૦૪ સં. ૧૫૯૧ ચૈ. શુ. ૩ મંગલ જવણાપુરે (બાબરપુત્ર હુમાયુ રાજ્યે).
—(૧) પત્ર ૧૮ પો. ૬૯ જય૦ (૨) પત્ર ૧૬ પ્રત ૧૭મી સદીની પો. ૧૩ નં. ૨૫૧ દાન૦

---

**સમરસિંઘ** ઇમ વીનવઇ, શ્રી **પાસચંદ** ગુરૂ સીસ,
પચ્ચખાણુ વિધિરયઉ કરઉ, ભવિયણુ ફલઇ જગીસ. ૭૪
—૫-૧૨ દા. ૮ નં. ૧૯ લે. સાગર ઉ. પાટણ.

**(૧૯૪-૮) ૨૪ જિન નમસ્કાર ત્રિભંગી સવૈયા.** પચીસ સં. ૧૫૮૮ (૧-૧૫૧).

ગુણહ ગંભીર અચલ જિમ ધીર કર્મરિપુ વીર ભવજલ તારી,
વસી ગૃહવાસ તજી ઉદાસ ભજી વનવાસ ભએ અનગારી.
મન્મથ માન મોરી કર ધ્યાન પાય સુભજ્ઞાન બહુત સુખકારી,
**સમર** અરિહંત ભજત ભગવંત મુક્તિવરકંત **વૃષભ** પદ ધારી. ૨
**વસુવસુ બાન પરમ જો જ્ઞાન** તપો અભિધાન વૃદ્ધિ દિનમાસે,
જિન ચઉવીસ જગત્રયઇશ થૂણ્યા સુજગીસ **સમર** ઉલ્હાસે.
સુરાસુરરાય, સમકિત પાય, કરત જસુ ભાય સેવ રહિ પાસે,
સૂરિ **પાસચંદ** સદા ગતિતંદ્ર નમત નરવૃંદ તાસુ પદાસે. ૨૫

—મુંબૈ સં૦ ૧૯૪૨ પો૦ વદિ ૧૦ શુક્રે અંચલગછેશ પુજ્ય ભ૦ વિવેકસાગર સૂરી સુધ શ્રાવિકા બાઈ મમાબાઇ અર્થે. ૩-૧૫ નં. ૧૮૧ જશ૦

**(૧૯૪-૯) બ્રહ્મચરી**—બ્રહ્મચર્ય દ્વિપંચાશિકા કડી ૫૪ (૧-૧૫૧).
—(૧) ૧૨-૭ દા. ૬૨ નં. ૧૪ હા૦ (૨) નાનો ગુટકો જશ૦

**(૧૯૪-૧૦) ઉપદેશસાર રત્નકોશ.** કડી ૬૧ (૧-૧૫૧).
—બી. ડી. ૩૦૪ રો. એ. સો. મુંબઇ.

**(૧૩૯૩) પ્રકીર્ણ કૃતિઓ:—**

**૧-નેમિસ્તવ.**

દૂણુડઈ પુરવરિ નમઉ, **યાદવ** કુલ સિણગાર,
બાવીસમઉ જિણેસર, જણમણ સંશયહાર. ૧ × ×
ઉવઝાય વર **પાસચંદ** સીસિઈ **સમરસંધિ** થુણિજ્જઇ.
—૨-૧૪ દા. ૯ નં. ૨૯ લે. પાટણ.

**૨-જિન અંતર ઢાલ ૬૭ કડી.**

૮-૧૩ પ્રત નં. ૩૫૬ તેજ ભં. (૨૦) સં. ૧૬૬૩ વૈ. શુ. ૧૦ શોભન નક્ષત્રે દેવરાજપુર ગઢ નગરે જિનચંદ્ર સૂરિ રાજ્યે **પાતશાહ** શ્રી **અકબ્બર જલાલુદીન** રાજ્યે પં. લક્ષ્મી પ્રભુ પં. મુનિશિ. **તેજપાલેન** પં. ગુણરાજ પં. **આલચંદેન** લિ. પત્ર ૬ નં. ૧૨૬૭ અભય. (૨૧) ૮-૧૬ દા. ૮૩ નં. ૭૦ હા૦ (૨૨) સં. ૧૬૬૪ ફા. સુ. ૨ બુધે. **આગરા** નગરે **પાતિસાહ** શ્રી **સલેમ** રાજ્યે બૃ૦ ખ૦ જિનસિંહ સૂરિ પટ્ટે ભ. જિનચંદ્રસૂરિભિઃ વાચનાય સાધ્વી કલ્યાણમાલા **સ્વરૂપમાલાભ્યાં** લિખાપ્ય પ્રદત્તા. નિ. વિ. ચાણસ્મા.

---

## ૧૧૦ સમરચંદ્ર—સમરસિંહ (પાર્શ્વચંદ્રસૂરિ શિ.) (૧-૧૫૦).

**(૧૯૪-૧) શ્રેણિક રાસ** (આ રાસ અન્ય સમરચંદ્રના શિષ્યકૃત પૃ. ૬૦૧)

**(૧૯૪-૩) મહાવીર સ્ત. સદ્દહણા ગર્ભિત.** ૭૦ કડી. સં. ૧૬૦૭ જે. શુ. ૮ ખંભાતમાં.

શ્રી **ત્રિસલાનંદન** ગુણભયેઉ શ્રી **વર્દ્ધમાન** જિનરાય. ૧
ઇમ **વીર** જિણવર તેજિ દિણયર ભવિય મણહર સંથુઉ,
**સમરચંદિઈ** મન આણંદિઇ ચઉદ છંદિઈ સંજુઉ.
વડ **તપાગચ્છિ** શ્રી સૂરિ સિરોમણિ શ્રી **પાસચંદ** પસાઉલઇ,
નરનારિ ઇક ચિત્તિ ભણઇ ભાવિઇ આણંદ પામઇ સંભલિઈ. ૬૯
સંવત **સોલ સત્તુત્તરઇ થંભતીરથિ** જેટ્ઠ માસિ,
સુકિલ પક્ષ અઠમિ દિણે, તવન રચ્યઉ ઉલ્હાસિ. ૭૦

**(૧૯૪-૪) પ્રત્યાખ્યાન ચતુઃસપ્તતિકા** ગા. ૭૪.
**વીર** જિણંદિઇ ભાખિઉજી, **આવશ્યક સુયખંધ,**
છઉ અધ્યયનિઇ સંજુઉજી, ચઉવ્વિહ સંઘ સંબંધિ. ૧
હો ભવિયણ કરિવઉ અહનિશિ કાલિ,
જિણિ ત્રૂટઇ કર્મ્મ વિશાલ હો૦

જિણિ જિણિ થાનકિ જેતલી કર્મ પ્રકૃતિ તેતી થુણેરયઉ
બંધન ઉદય ઉદીરણા સત્તા તણઉ વિચાર
મૂલ આઠ અડવનસય ઉત્તર પયડી ધારિ. ૧

કલશ.

ઇમ ચૌદઠાણઇ પયડિ વિવરણુ નામ માત્રિઇ સંથુણયઉ
સૂરીંદ શ્રી **પાસચંદ્ર** સીસિઇ શ્રી **સમરચંદ્રિ**ઇ જિમ મુણ્યઉ
જે ભણુઇ ભાવિઇ મુણિઇ ધ્યાવઇ કર્મ પયડી ખય કરઇ
તે લહઇ કેવલ વિમલ સુખકર હેલિઈ શિવરમણી વરઈ. ૫૩

—૯-૧૧ દા. ૭૧ નં. ૧૩૨ ડે.

**૭ વીરસ્તવન વિજ્ઞપ્તિકા** કડી ૩૭ (અવગાહના ગર્ભિત) મંડલી (માંડલ) માં.

જય સકલ નરાસુર સ્વામીરે, શ્રી **વીર** નમઉ સિરિ નામી,
ગય રાય હંસ ગય ગામી રે, પ્રભુ મુગતિરમણિ લહુ પામી. ૧
જિન શ્રી **સમરસિંહ** મુનિ ઇમ ભણઇજી, શ્રી **પાસચંદ** ગુરૂસીસ,
નરનારી થુતિ અહનિશ જ ભણઇજી, પૂજઇ મનહ જગીસ. ૩૭

**૮ ઋષભ સ્ત૦** (નાનું)

રિસહ જિન વીનવઉ દેવ અવધારિયઇ, આપણુઉ ઉલગૂ પારિ ઉતારિયઇ,
—દેવરાજસ્ય લિખિતં જો૦ સીત્રા સદિલ.

**૯ ધર્મનાથ સ્ત૦** કડી ૪૦ સં. ૧૬૧૦

પનરમઉ જિણવર વંદુ સદા, સેવકનઇ સ થઈ સવિ સંપદા,
ચઉસહિ સુરપત્તિ સેવઇ મુદા, સવહ જીવ ટાલઇ આપદા. ૧
શ્રી **પાસચંદ** સૂરિંદ સીસિંઈ, શ્રી **સમરચંદ** મુનીસરિં,
મંન રંગિ એ સ્તુતિ કરિઅલાદવિ, **સોલસઈ દાહોતરઈ.** ૪૦

—એક ગુટકો કવિના સમયનો તેના શિષ્યે લખેલો પત્ર ૩-૨૧ જશ૦

**૧૦ કિરિયાઠાણા સ૦** કડી ૪૧ ગ્રં. ૧૨૦ આદિઃ-**વીર** જિણવર **વીર**જિણવર. ૭ પત્રની પ્રતમાં પ્રથમનાં ૩ પત્ર પં. ૧૫

વસ્તુ

નમિય નિય ગુરૂ નમિય નિય ગુરૂ જોડિ કરભાલ,
તિત્થંકર રિસહેસરૂ, પ્રમુખ જેય ચઉવીસ ઇણિ જગઇ.
અવસપ્પણિ જે હૂઆ, તાસુ નામ ચઉવીસિ ત્રિહું લગઇ,
**વીર** આસ **નેમિ**સરહ, કલ્લાણિક પણ ઠાણ.
વિસ્તરિ કહિસ્યઉં અવર જિણ, અંતર માન પ્રમાણ. ૧
ઇમ **વીર** જિન શ્રી **પાસ નેમી**, કલ્લાણિક વિસ્તરિ કહ્યા,
**નેમિ**નાથ આદિહિ વીસ જિણવર અંતરા તસુ સંગ્રહ્યા.
શ્રી **આદિદેવ** વિસ્તર પણ દિણસૂત્ર સાખિઈં જિમ લહ્યા,
સૂરિંદ શ્રી **પાસચંદ** સીસિઇ, **સમરસંધિ**ઇં સદ્દવહ્યા. ૬૭

—સા. **હાંસા** પઠનાર્થં. ૬-૧૨ દા. ૯ નં. ૩૫ લે. પાટણ.

**૩-કલ્યાણક સ્તવ** ૨૦ કડી.

સમરૂં તિત્થંકર ગુણમણિ ખાણિ, મહા કલ્યાણિક દિન ત્રિણિ જાણી,
શ્રી **પાર્શ્વચંદ્ર** સહિસર સીસ, શ્રી **સમરચંદ્ર** પણભઈ નિશિ દીસ.

—૨-૧૧ દા. ૯ નં. ૩૫ લે. પાટણ.

**૪ શંખેશ્વર સ્ત૦** ૧૭ કડી સં. ૧૬૦૭ પોસ વ. ૧૦

**વામાનંદન** બહુ ગુણ ભરિયા
**સોલસઇ સતોત્તરવર**સિઇ પોસ વદિ દસમી દિન ઊલટ ઘણઈ
શ્રી **પાસચંદ** સૂરિવર સીસ **સમરચંદ** ત્રેવીસમો જિણવર થુણઇ. ૧૭

—ઉપરની (૧૯૪-૩) અને આ બંને કૃતિઓ એક પ્રતમાં ૬-૧૧ દા. ૧૧ લે. પાટણ.

**૫ મહાવીર પંચાશિકા**—

—પત્ર ૪ દા. ૩૬ નં. ૫૬ લીં.

**૬ ચૌદ ગુણસ્થાન ગર્ભિત મહાવીર સ્ત૦** ૫૩ કડી.

વસ્તુ.

સયલ ગુણનિધિ ૨ **વીર** જિણનાહ
તસુ પય પ્રણમી ભાવસ્યું ગુણથાનક ચઉદસ ભણેસ્યું

જિણિ જિણિ થાનકિ જેતલી કર્મ પ્રકૃતિ તેતી થુણેસ્યઉં
બંધન ઉદય ઉદીરણા સત્તા તણુઉ વિચાર
મૂલ આઠ અડવન્નસય ઉત્તર પયડી ધારિ. ૧

કલશ.

ઇમ ચૌદઠાણઇ પયડિ વિવરણુ નામ માત્રિઇ સુંથુણ્યઉ
સૂરીંદ શ્રી **પાસચંદ** સીસિઇ શ્રી **સમરચંદ્રિઇ** જિમ સુણ્યઉ
જે ભણઇ ભાવિઇ સુણિઇ ધ્યાવઇ કર્મ પયડી ખય કરઇ
તે લહઇ કેવલ વિમલ સુખકર હેતિઇં શિવરમણી વરઇં. ૫૩

—૯-૨૧ દા. ૭૧ નં. ૧૩૨ કે.

૭ **વીરસ્તવન વિજ્ઞપ્તિકા** કડી ૩૭ (અવગાહના ગર્ભિત) મંડલી (માંડલ) માં.

જય સકલ નરાસુર સ્વામીરે, શ્રી **વીર** નમઉં સિરિ નામી,
ગય રાય હંસ ગય ગામી રે, પ્રભુ સુગતિરમણિ લધુ પામી. ૧
જિન શ્રી **સમરસિંહ** મુનિ ઇમ ભણુઇજી, શ્રી **પાસચંદ** ગુરૂસીસ,
નરનારી શુતિ અહનિશ જ ભણુઇજી, પૂજઇ મનહ જગીસ. ૩૭

૮ **ઋષભ સ્ત૦** (નાનું)

રિસહ જિન વીનવઉં દેવ અવધારિયઇ, આપણુઉ ઉલગૂ પારિ ઉતારિયઇ,
—દેવરાજસ્ય લિખિતં જો૦ સીત્રા સદિવ.

૯ **ધર્મનાથ સ્ત૦** કડી ૪૦ સં. ૧૬૧૦

પનરમઉ જિણવર વંદુ સદા, સેવકનઇ સ ઘઈ સવિ સંપદા,
ચઉસદિ સુરપત્તિ સેવઇ મુદા, સવહ જીવ ટાલઇ આપદા. ૧
શ્રી **પાસચંદ** સૂરિંદ સીસિંઇ, શ્રી **સમરચંદ** મુનીસ્વરિં,
મંન રંગિ એ સ્તુતિ કરિઅલાદવિ, **સોલસઇં દાહોતરઇં.** ૪૦
—એક ગુટકો કવિના સમયનો તેના શિષ્યે લખેલો પત્ર ૩-૨૧ જશ૦

૧૦ **કિરિયાઠાણુા સ૦** કડી ૪૧ સં. ૧૨૦ આદિઃ-વીર જિણુવર **વીર**જિણુવર. ૭ પત્રની પ્રતમાં પ્રથમનાં ૩ પત્ર પં. ૧૫

દા. ૩ નં. ૫૮ લે૦ પાટણ; **૧૧ પંચવિંશતિ ભાવના સ૦** ૨૮ કડી. અને **૧૨ આરાધના** તેજ પ્રતમાં. **૧૩ ચોવીસ જિન-નામાદિ ગુણસ્ત૦** ૩૮ કડી આદિઃ-નમિય ગોયમ નમિય ગોયમ. ૩-૧૩ દા. ૩ નં. ૫ લે૦ પાટણ. **૧૫ કર્મવિચાર ગર્ભિત વીરસ્ત૦** પત્ર ૯ શ્લો. ૨૦૦ દા. ૩૬ નં. ૮૫ લીં.

---

## ૬૭૪ સમરચંદ્ર (૨)શિષ્ય (લું. રૂપ ઋષિ-જીવજી-કુંઅરજી-મલ્લ-રત્નાગર શિ. સમરચંદ)

(૧૯૪-૧) શ્રેણિકરાસ—

આદિ— બીજા ખંડની-દુહા.

શ્રી જિનનાયક ભાવસું, વંદુ જગઆધાર
**વર્ધમાન** સ્વામિ જયુ, સેવક જન હિતકાર. ૧
ગછનાયક ગુણે આગલા, **રત્નાગર** ગણિ રાજ
જમલ કમલ પદ તેહનાં, પ્રણમું પ્રેમઇ આજ. ૨
શ્રી **શ્રેણિક** મહીપતિની, કથાનઇ વિષે સાર
દ્વિતીયખંડ રચું હવિ, સદ્‌ગુરૂનઇ આધાર. ૩
**સમરચંદ** ઋષિ નિતિ નમું, સંયમ સુખદાતાર,
તાસ પ્રસાદિ વર્ણવૂં, સરસ કથા સુવિચાર. ૪

અંતે—

ઋષિ **રૂપસુંદર જીવજી** મુનિવર, **કુંયરજી** ગણિવરરાય
તસ પાટિ મુનિવર શ્રી **મલ્લ** ગણીવર દિણયર સમરે દીપે
મુનિરાયકિ ધન્ય. ૨૯
**રત્નાગર** ઋષિરાય સુંદર, ભુવન ભુષણ સ્વામિ,
યુગપ્રધાન જગિ દીપતા,સુખ લહિયેરે જપતાં જેહિનિ નામિ કિ.ધ. ૩૦
સાસનિમંડન દૂરિતખંડન **સમરચંદ** અણગાર
તે સદ્‌ગુરૂ સુપસાઉલિ મિઇ રચીઉરે ખંડ બીજુ સાર કિ. ધન્ય. ૩૧
અઢાવનમી ઢાલ સુંદર રાગ ધન્યાસી સાર

ભણું ગુંણુ સહુ સાંભલું, જિમ પ્રગટિરે ભલો ધર્મ અંકૂર કિ.
ધન્ય ધન્ય મુનિવર વાંણી. ૩૨
—સર્વ ગાથા ૧૨૩૨ લ૦ આર્યા શ્રી ૫ પુજ્યજી આર્યા રાજ-
બાઇની સખણી સેવક નાગબાઇ ૪૩-૧૪ દા. ૪૨ નં. ૩૪ વ રૂ.

## ૬૭૫ અજ્ઞાત.

**(૧૩૯૪) અનાથી રિષિ ચોપઈ** ૬૩ કડી લ. સં. ૧૫૮૯ પહેલાં.
સિદ્દ સવેનઈ કરૂં પ્રણામ, જેહે પુણ્ય પ્રામિઉં ઉત્તમ ઠામ,
સાધુ સવેનઈ નમું કરજોડિ, ભવ ભમિવા જિણિ ભાંગી ખોડિ. ૧
અલીઅ વયણ બોલાઇ જેહ, મિછા દુક્કડ હોજ્યો તેહ,
અર્થ ધર્મગતિ તત્ત્વ વિસાલ, ભણતાં સુણતાં અતિહિ રસાલ. ૨
રોમરાઇ સવે ઊસસઇ, કરઇ પ્રદક્ષિણ રાજા તિસિઇ,
વંદણ કીધઉ શુદ્ધ પ્રણામ, તવ રાજા પહુતઉ નિજ ઠામ. ૬૨
ઉત્તર ગુણે કરી સંજુત, ગુપતિઇ ગુપતઉ દંડ વિરત્ત,
પંખીની પરિ હલુઉ થઇ, મોહ વિગત તે વિચિ રય મહી. ૬૩
(૧-૨) ૫-૧૦ પ્રાચીન પ્રત. દા. ૭ નં. ર૩; સં૦
૧૫૯૫ વર્ષે. પત્ર ૧૭ થી ૨૧. પ્રત ૨૧-૧૦ દા. ૫ નં. ૬૫ મો.
મો. સાગર પાટણ. (૩) સંવત ૧૫૮૯ શાકે ૧૪૪૯ શુકલ પક્ષે
રાકા તિથૌ માર્તંડાંકિત વાસરે લિ૦ પં. હર્ષસોમ ગણિ ગણેશ
લાભહંસ શિ. મહીપાલેણ લિ૦ શ્રા૦ કસ્તૂરાં પઠનાર્થં. ૮-૭ દા.
૬૩ નં. ૩૨ સંઘ ભંડાર પાટણ.

## ૬૭૬ આણંદપ્રમોદ (ત. ચરણપ્રમોદ-હર્ષપ્રમોદ શિ.)

**(૧૩૯૫) શાંતિજિન વિવાહ પ્રબન્ધ** સં. ૧૫૯૧
આદિ—
સરસતિ સામિણી હંસલા ગામિણી, મઝ મનિ એક ઊમાહલુ એ,
ધવલપ્રબંધિહિં બાર ભવંતર સુંદર શાંતિવીવાહલુ એ. ૧

દા. ૩ નં. ૫૮ લે૦ પાટણ; **૧૧ પંચવિંશતિ ભાવના સ૦** ૨૮ કડી. અને **૧૨ આરાધના** તેજ પ્રતમાં. **૧૩ ચોવીસ જિન-નામાદિ ગુણસ્ત૦** ૩૮ કડી આદિઃ-નમિય ગોયમ નમિય ગોયમ. ૩-૧૩ દા. ૩ નં. ૫ લે૦ પાટણ. **૧૫ કર્મવિચાર ગર્ભિત વીરસ્ત૦** પત્ર ૯ શ્લો. ૨૦૦ દા. ૩૬ નં. ૮૫ લીં.

---

**૬૭૪ સમરચંદ્ર (૨)શિષ્ય** (લું. રૂપ ઋષિ-જીવજી-કુંઅ-રજી-મલ્લ-રત્નાગર શિ. સમરચંદ)

(૧૯૪-૧) શ્રેણિકરાસ—

આદિ— બીજા ખંડની-દુહા.

શ્રી જિનનાયક ભાવસું, વંદુ જગઆધાર
**વર્ધમાન** સ્વામિ જયુ, સેવક જન હિતકાર. ૧
ગછનાયક ગુણે આગલા, **રત્નાગર** ગણિ રાજ
જમલ કમલ પદ તેહનાં, પ્રણમું પ્રેમઇ આજ. ૨
શ્રી શ્રેણિક મહીપતિની, કથાનઇ વિષે સાર
દ્વિતીયખંડ રચું હવિ, સદ્ગુરૂનઇ આધાર. ૩
**સમરચંદ** ઋષિ નિતિ નમું, સંયમ સુખદાતાર,
તાસ પ્રસાદિ વર્ણવૂં, સરસ કથા સુવિચાર. ૪

અંતે—

ઋષિ રૂપસુંદર જીવજી મુનિવર, **કુંયરજી** ગણિવરરાય
તસ પાટિ મુનિવર શ્રી **મલ્લ** ગણીવર દિણયર સમરે દીપે
મુનિરાયકિ ધન્ય. ૨૯
**રત્નાગર** ઋષિરાય સુંદર, ભુવન ભુષણ સ્વામિ,
યુગપ્રધાન જગિ દીપતા,સુખ લહિયેરે જપતાં જેહિનિ નામિ કિ.ધ. ૩૦
સાસનિમંડન દુરિતખંડન **સમરચંદ** અણગાર
તે સદ્ગુરૂ સુપસાઉલિ મિઇ રચીઉરે ખંડ બીજુ સાર કિ. ધન્ય. ૩૧
અઠાવનમી ઢાલ સુંદર રાગ ધન્યાસી સાર

પ્રબંધ શાંતિનાથ વીવાહલુ સંપૂર્ણ શ્રાવિકા પુણ્યપ્રભાવિકા ગુરુદેવદાન-દયાપ્રતિપાલિકા શ્રાવિકા સોમાઈ પઠનાર્થ. ૨૧-૧૩ દા. ૧૭ વી. ઉ. (પ) તપાગચ્છનાયક સોમવિમલસૂરિ પટ્ટે સંપ્રતિ વિજયમાન હેમસોમ સૂરિરાજ્યે મંહો૦ વા૦ હંસસોમગણિ શિ૦ મુનિ શવહંસ લ૦ સં૦ ૧૬૨૬ પત્તન નગરે। ચાતુર્માસ ॥ ૧૩-૧૬ નં. ૨૪૫૮ મુક્તિ૦

**(૧૩૯૬) જિનપાલ જિનરક્ષિત રાસ.** ઢાલબંધ ૬૯ કડી (સં. ૧૬૨૬ પહેલાં.)

**સરસતિ** મઝ મતિ દિઉ ધણીએ, ગુણ ગુણુ હે સખી **ગોયમ** સ્વામિ.
નાંમિ **ચંપા** સોહામણીએ **માકંદી** હેમ ખાદરે,
ગાયો **જિનપાલ જિન રક્ષિતાંમ** સિઉએ,
છઠ્ઠા હે સખી અંગ મઝારિ, ધવલબંધિઈ તસ ગાઇશુંએ. ૧
**ચરણપ્રમોદ** સામ, પૂર સંઘ જગીસ,
**હરષપ્રમોદ** હીંસઈ, નવનિધિ સુખ વિલસઈ. સુ૦ ૬૮
**આણંદપ્રમોદ** બોલઇ, ચિંતામણિ તોલઈ,
જે ભણઇ ભાવિ ભોલઇ, મિલઇ સંપદ ટોલઇ. સુ૦ ૬૯

—લ. સં. ૧૬૨૬માં પત્ર ૬૪ થી ૬૮ ચોપડો નં. ૧૧૨૫ દે૦ લા. પુ. લા.

---

**સંયમમૂર્તિ (૧)** (કમલમેરુશિ.) જુઓ નં. ૨૧૩ (૧-૪૬૨)

**(૧૩૯૭) કલાવતી ચોપઇ** ગા. ૨૦૧ સં. ૧૫૯૪ જે. શુ. ૩ બુધ

તિર્થેસર ચુવીસમઉ, **વીર** જિણંદહ દેવ
**સિદ્ધારથરાય** કુલતિલઉ, સારઇ સુરનર સેવ. ૧
સંવત **પનર ચઉરાણુ** સાર, જેઠ સુદી ત્રીજઇ બુધવાર
રચીયઉ એહ ઉપશમ ભંડાર, શ્રી **વિધિપક્ષ** ગચ્છ ઉદાર. ૨૦૦
વાચક **કમલમેરુ** સુપસાઇ, કીયો કવિત મન ધરી ઉછાહ
વિધિઇ કરી **સંયમમૂર્તિ** કહઇ, ભણઇ ગુણઇ તે નવનિધિ લહઇ ૨૦૧

—(૧) એક ગુટકો જિ. ચા. (૨) પત્ર ૨થી ૧૦ નં. ૧૧૭ અભય.

તૂઠી બ્રહ્માણી અમીય સમાણી, આપીય વાણીય આદિમાતા (વેણુ વાંતા)
**ચરણપ્રમોદ** પસાઉલઇ, હું રચું **શાંતિચરિત્ર** એ સરસ ગાતાં. ૨
જાઉં જી ભામણઇ **સંતિ** સોહામણઇ નામિ હુઇ તુમ્હ તણઇ નવઇ નિદ્ધિ
સુરતરૂ આંગણઇ જે ભણઇ જે સુણઇ, ભણઇ **આનંદ** લહઇ
ઋદ્ધિ વૃદ્ધિ. ૩

**અંતે—**

રાગ ધન્યાસી ઢાલ ૬૩.

શ્રી **આણંદવિમલ** સૂરિ, શ્રી **સૌભાગ્યહર્ષ** સૂરિ,
દીપઇં દોઇ જિસિયા ચંદ સૂર. ૪૯ રચિઉ સંતિ૦
ચિરંશ્રી **ચરણપ્રમોદ** ગુરૂ, **હરષપ્રમોદરે,**
ભણઈ **આણંદપ્રમોદ** રંગિઈ. ૫૦
રચિઉ **સંતિ** વીવાહલુ, ધરી ઊમાહલુ,
તું તુ ત્રિભુવન કેરૂ નાહલુરે. ૫૧ રચિઉ૦ ધ્રૂપદ૦
ભવભય ભંજણુ, દાલિદ્ર ગંજણુ, **વીર મેવાડા** મંડણુરે. ૫૨
ઈંદ્ર ચઉસઠિઇ કરઇં, સ્નાત્ર ચઉસઠિરે,
ઢાલ ચઉસઠિ રચ્યા ધવલબંધિ. ૫૩
**સંતિ** સમરથ દેવા, નિજપદ દેવા,
માગું ભવિ ભવિ તુઝ પયકમલ સેવા. ૫૪
**પાટણમાંહિ એકાણુઆ માંહિરે,**
ગુરૂ પુણ્યિ ગાઇઓ **સંતિ**નાહહે. ૫૫
નવરસ સાગર ભણઈ જે નારિનર,
સુખ આગર સંપતિ લહે એ. ૫૬
નામિ નવનિદ્ધિરે, અષ્ટ મહાસિદ્ધિરે,
ભણે **આણંદ** લહે ઋદ્ધિ વૃદ્ધિ. ૫૭ રચિઉ૦

—(૧) પોથી ૪૩ પંચાયતી જૈન શ્વે. ભં. જયપુર શહેર. (૨) ૨૨–૧૧ નં. ૪૭૦૧ સેં. લા. વડો. (૩) ૨૧–૧૧ દા. ૭૨ નં. ૭૦ સંઘભંડાર પાટણ. (૪) ઇતિ નવરસ રંગ સાગર નામા ધવલ

શ્રી પાસચંદ સૂરીંદ વર, ચરણ યુગ પણમેવિ,
બ્રહ્મ શિષ્યિ એ વર્ણવ્યઉ, સુસઢ ચરિત્ર સંખેવિ. ૨૪૧
મહાનિશીથઇં એહનઉ, છઇ સંબંધ વિચાર,
અપર ગ્રંથિ દીઠઉ જિ વલિ, તિહથી એ ઉદ્ધાર. ૨૪૨
ભુવન ગ્રહ સર ચંદ મિત, વરસિ કહ્યઉ ઉધરિ રંગ,
ભણઉ ગુણઉ મંગલકરણ, જિમ હુઇ સુખ અભંગ. ૨૪૩

—(૧) ઇતિ શ્રી મહાનિશીથાદિ ગ્રંથાનુસારતઃ સુસઢ ચરિત્ર વર્ણનઃ ગ્રંથાગ્ર ૪૫૦. ૧૯-૧૧ દા. ૭૧ નં. ૩૮ ડે. (૨) પત્ર ૧૧ ગ્રં. ૨૫૨ દા. ૩૦ નં. ૪૮ લીં.

(૧૯૬) +સુધર્મગચ્છ પરીક્ષા (૧-૧૫૪).

—લ. સં. ૧૬૨૫, ૫-૨૩ બી. ડી ૯૨૦એ૦ નં. ૧૮૮૧.

(૧૯૭) સુદર્શનશેઠ ચોપઇ (૧-૧૫૪).

—સંવત્ ૧૮ સાલ ૪૮, ૬૩-૭ નં. ૧૨-૧૨. ગુ૦

(૧૯૮) ૧૮પાપસ્થાન પરિહારભાષા (૧-૧૫૫).

—(૧) આમોદની પ્રત હવે દે. લા. પુ. લા. નં. ૯-૨૫૧. (૨) સં. ૧૭૩૪ આશ્વન માસે તૃતીયા તિથૌ બુદ્ધવાસરે ૭-૧૬ દા. ૬૩ નં. ૨૫ સંઘ ભં. પાટણ. (૩) સં. ૧૭૮૪ વૈ. શુ. ૧૩ ઇલિમપુરે સાધ્વી લાલ પઠનાર્થં. પત્ર ૧૩ પો. ૮૩ નં. ૨૧૫૪ જિ. ચા. (૪) પત્ર ૧૧ થી ૧૬ એક ચોપડો નં. ૨૪૭૧ મુક્તિ૦

(૧૯૯) નેમિનાથ ધવલ-વીવાહલુ ૪૪ ઢાલ (૧-૧૫૭).

(૧) ગ્રંથમાન ૧૯૩ પત્ર ૨૮ દા. ૩૦ નં. ૪૦ લીં. (૨) ૨૧-૧૧ ગ્રંથાગ્રં ૪૫૦ સં. ૧૬૧૫ આસો સુદ ૭ રવૌ લખિતં સાધસેવક લાલજી પારિખ શ્રી સૂરજી પઠનાર્થં જૈ. એ. ઇ. નં. ૧૧૯૨ (૩) સં. ૧૭૦૬ માઘ શુદિ ૧૦ શુક્રે લિ. ૧૫-૧૩ દા. ૮૦ નં. ૧૩૭ હા૦

(૨૦૦) ઉત્તરાધ્યયન ૩૬ અધ્યયન ગીત લ. સં. ૧૫૯૯ (૧-૧૫૭)

(૧૩૯૮) ગજસુકુમાલ સંધિ કડી ૭૦ સં. ૧૫૯૭
આદિ—
પણમવિ સ્વામી **નેમિ** જિણંદ, જસ સેવઇ સુરનરવઈ ઇંદ
**ગયસકમાલ** સંધિ મનરંગઈ, પભણિ જિમ **અંતગડ** અંગઈ ૧
પંચમ ગણધર જિમ વલિ ભાસઇ, ચરમ કેવલી તેમ પયાસઇ
કાલ તેહનઇ સમઇ સુજાણ, નયર **બારવઇ** નોપમ ઠાણ. ૨
અંતે—
સુષરાજ તે રાજા સાધઇ, જિનવર વચન વિશેષઇ આરાધઇ
**ગયસુકુમાલ** સદા ગુણ ગાવઇ, તે નર ઋદ્ધિ વૃદ્ધિ શિવ પાવઇ ૬૯
**સિદ્ધસેદ** વરસહ **મુનિચંદ**, દેવકોટિ માહે જિમચંદ,
**સંજિમમૂરતિ** તે ચિર નંદઈ, **ગયસુકુમાલ** સદા જઉ વંદઇ. ૭૦

—(૧) પં. સામંતેન લિ૦ ।। ૪-૧૧ નં. ૪૧૩ મ. જૈ. વિ. (૨) ૪-૧૨ અનંત નં. ૨.

આ પરથી ૨૧૩ નંબરના સંયમમૂર્ત્તિએ ઉદાયી રાજાની સંધિ રચીને આ સંધિ પણ રચી હોય તો તેમનો સમય સં. ૧૫૭૯ આવે. ૨૧૩ નં. નીચેના ટિપ્પણ પ્રમાણે આ સંયમમૂર્ત્તિ પહેલા ને જૂના હોઈ શકે છે.

---

## ૧૧૧ બ્રહ્મ-વિનયદેવસૂરિ (પાર્શ્વ૦) (૧-૧૫૨)

(૧૯૫) સુસઢ ચોપાઇ. સં. ૧૫૯૪.
આદિ—
સુખકર શ્રી જિનશાસનરાય, **વીર** જિણિંદહ પ્રણમઉ પાય,
શ્રી ગુરૂ ચરણઈ નામી સીસ, **સુસઢ** કથા ભાખિવા જગીસ. ૧
અંતે
દૂહા
નરપતિ આણા ભંજતાં, લબ્ભઇ નિગ્રહ એક,
જિણ આણાં ભંજ્યઇ સહઇ, પરભવિ દુખ અનેક, ૨૩૯
ચઉથ છટ્ઠ માસખમણ, પ્રમુખ સયલ તપ સાર,
જિણ આણાસઉં આચરઉ, જિમ પામઉ ભવ પાર. ૨૪૦

શ્રી પાસચંદ સૂરીંદ વર, ચરણ યુગ પણમેવિ,
બ્રહ્મ શિષ્યિ એ વર્ણવ્યઉ, સુસઢ ચરિત્ર સંખેવિ. ૨૪૧
મહાનિશીથઇં એહનઉ, છઇ સંબંધ વિચાર,
અપર ગ્રંથિ દીઠઉ જિ વલિ, તિહથી એ ઉદ્ધાર. ૨૪૨
ભુવન મહુ સર ચંદ મિત, વરસિ કહ્યઉ ઉધરિ રંગ,
ભણઉ ગુણઉ મંગલકરણ, જિમ હુઇ સુખ અભંગ. ૨૪૩

—(૧) ઇતિ શ્રી મહાનિશીથાદિ ગ્રંથાનુસારતઃ સુસઢ ચરિત્ર વર્ણનઃ ગ્રંથાગ્ર ૪૫૦. ૧૯-૧૧ દા. ૭૧ નં. ૭૮ ડે. (૨) પત્ર ૧૧ ગ્રં. ૨૫૨ દા. ૩૦ નં. ૪૮ લીં.

(૧૯૬) +સુધર્મગચ્છ પરીક્ષા (૧-૧૫૪).

—લ. સં. ૧૬૨૫. ૫-૨૩ બી. ડી ઙેકો૦એ૦ નં. ૧૮૮૧.

(૧૯૭) સુદર્શનશેઠ ચોપઇ (૧-૧૫૪).

—સંવત્ ૧૮ સાલ ૪૮, ૧૩-૭ નં. ૧૨-૧૨. ગુ૦

(૧૯૮) ૧૮પાપસ્થાન પરિહારભાષા (૧-૧૫૫).

—(૧) આમોદની પ્રત હવે દે. લા. પુ. લા. નં. ૯-૨૫૧. (૨) સં. ૧૭૩૪ આશ્વિન માસે તૃતીયા તિથૌ બુધવાસરે ૭-૨૬ દા. ૧૩ નં. ૨૫ સંઘ ભં. પાટણ. (૩) સં. ૧૭૮૪ વૈ. શુ. ૧૩ ઇલમ-પુરે સાધ્વી લાલા પઠનાર્થં. પત્ર ૧૩ પો. ૮૩ નં. ૨૧૫૪ જિ. ચા. (૪) પત્ર ૧૧ થી ૧૬ એક ચોપડો નં. ૨૪૭૧ મુક્તિ૦

(૧૯૯) નેમિનાથ ધવલ-વીવાહલુ ૪૪ ઢાલ (૧-૧૫૭).

(૧) ગ્રંથમાન ૧૯૩ પત્ર ૨૮ દા. ૩૦ નં. ૪૦ લીં. (૨) ૨૨-૨૧ ગ્રંથાગ્રં ૪૫૦ સં. ૧૬૨૫ આસો સુદ ૭ રવૌ લખિતં માધમેરાક લાલજી પારિખ થી સૂરજી પાનાર્થે જૈ. એ. ઇ. નં. ૧૧૬૨ (૩) સં. ૧૭૦૧ માઘ શુદિ ૧૦ શુક્રે લિ. ૧૫-૧૩ દા. ૮૦ નં. ૧૬૩ હા૦

(૨૦૦) ઉત્તરાધ્યયન ૩૬ અધ્યયન ગીત લ. સં. ૧૫૯૯ (૧-૧૫૭)

આદિ— ઢાલ મોહણગારરે નંદરે વણનાહલઉ.
(બીજી પ્રતમાં-વચન તુહ્માંરાં હો જિનજી મનિ વસ્યાં એ ઢાલ)
શ્રી ગુરૂ ગોતમ ગુણ હઇયડઈ કહિઇસિઉં વિનય વિચાર
સ્વામી સોહમ ગણધરનઇ કહિઇ ઉત્તરાધ્યયન મઝારિ. ૧
વિનય કરીજઇ રે ભવીયણ ભાવસિઉં જેહથી લહીઇ નાંણ,
અનુક્રમિ સમકિત ચારિત્ર ગુણગ્રહી પાંમીજઇ નિરવાંણ. આંકણી.

—(૧) સં. ૧૫૯૯ કા. શુક્લ પંચમ્યાં શ્રી સ્તંભતીર્થે શ્રી સ્તંભનાધીશ શ્રી પાર્શ્વનાથ પ્રસાદાત્ વિહિતં ઉત્તરાધ્યયન ષટત્રિંશદ ભાષા ત્રિશક્તં સમાપ્તં ૨૭-૧૧ પો. ૧૨૬ મો. સુરત. (૨) સં. ૧૬૪૯ વર્ષે કર્ત્તિક સુદિ ૩ ભૃગુવાસરે. ૧૯-૧૩ દે. લા. પુ. લા. સુરત નં. ૧૪૮-૩૯૬ (૩) સં. ૧૬૫૭ વૈ. વ. ૯ શુક્ર બાઇ સોમા પઠનાર્થં ૪૦-૧૧ દા. ૧૬ નં. ૩૭ ઘોઘા ભં. (૪) સં. ૧૬૭૧ ચૈત્ર શુદિ દુતીયા લિખિતં કાયસ્થ માથુર સુદર્શનેન આગરે કોટો ૧૮-૧૩ દા. ૭૨ નં. ૭૨ સંઘભંડાર પાટણ. (૫) ૩૨-૯ દા. ૭ નં ૫૭ ખેડા ભં. (૬) શ્રી અંચલગચ્છ આચાર્ય શ્રી પુણ્ય (સાગર...) સં. ૧૬૫૨ કા૦ શુ. ૧ ગુરૌ લિ૦ ૧૫-૧૭ દા. ૮૨ નં. ૧૦૩ હા. (૭) એક ચોપડો પત્ર ૧૩ થી ૪૩ પ્રત નં. ૨૪૭૧ મુક્તિ૦ (૮) પત્ર ૧૪ દા. ૩૦ નં. ૫૧ લીં. (૯) ૪-૨૦ અપૂર્ણ નં. ૫૧૮ મ૦ જૈ૦ વિ૦ (૧૦) લ. સં. ૧૫૯૯ સેં. લા. વડોદરા. (૧૧) ૧૩-૧૧ જૂની પ્રત પ્રથમનાં ૩ પત્ર નથી દા. ૩૬ ડા. અ. ભં. પાલણપુર.

**(૨૦૨) નાગિલ સુમતિ ચોપઇ** સં. ૧૬૧૨ આસો શુદિ ૮ ગુરૂ
(૧-૧૫૮)

આદિ—
બાલપણા લગિ શીલઇધીર, નીલ કમલ દલ કંતિ શરીર,
**સમુદ્રવિજય શિવાદેવીનંદ, નેમિ** નમૂં આણી આણંદ. ૧
જસુ ગુણ તણઉ ન લાભે પાર, અતિશય ચઉત્રીસ સોહે સાર,
વચનતણા અતિશય પાંત્રીસ, તાસુ ચરણ વંદો નિશિદીસ. ૨

મનશુદ્ધિઇ સંભારૂં સદા, સરસ વચન આપે **શારદા**
તસુ અણુસારે કરૂં ચોપઇ, સુણો સુયણ એકમના થઈ. ૩
ત્રિણિ તત્ત્વ છે જગમાહિં સાર, દેવ અને ગુરૂ ધર્મ વિચાર,
તે દેખાડે શ્રી ગુરૂ સાચ, એ છે નિશ્ચલ આગમ વાચ. ૪૪૪
શ્રોતા દેખી ગુરૂ નય કહે, **બ્રહ્મ** કહે તો સાચૂં લહઇ. ૫૨૧

અંતે—

એ ચઉપઇ ભણી કરી, રાખી હિયે સુજાણ,
જે નવિ કહસ્યે લૌકિકનેં, તસુ **નેમીસર** આણ. ૬૧૨
સાચું કહતાં સમકિત સહી, તિણિ લેજ્યો લાહો એ કહી,
સાધુ ગુણેં જિણવરને નામિ, એ વિસ્તરજ્યો ઠામેં ઠામિ. ૬૧૩
સંવત **સોલે બારોત્તરે**, આસો સુદિ સાતમિ દિન ગુરે
**નાગિલ સુમતિ** તણી ચોપઇ, ગુરૂ પ્રસાદિ સંપૂરણ થઇ. ૬૧૪

—ઇતિ ગુરૂતત્ત્વ પરીક્ષાધિકારે સુમતિનાગિલ ચઉપઇ સમાપ્તા.
(આમાં સુધારાવધારા છે તેથી કવિની પોતાનીજ પ્રત જણાય છે.)
૪૫-૧૨ દા. ૪૫ નં. ૪૨ વ ડે.

**(૧૪૦૦) સુપાર્શ્વજિન વિવાહલો** સં ૧૬૩૨

આદિ—

સુંદર સગુણ સુહામણઉએ, નમૂં દેવ **સુપાસ** નિધિ જસ તણઉએ,
નમિય વલિ અવર સવિ જિણવરૂએ, સવિહૂં જિનનાથના ગણધરૂએ. ૧
શાસનદેવતિ સંભરીએ, વલિ **સારદા**ના ગુણ મનિ ધરીએ
કરિસુ **સુપાસ**જિણવર ચરીએ, સુણતાં હુઇ સંપદા બહુ પરીઇએ. ૨

અંતે—

ચઉસઠિ ઇંદ્ર તિહાં મિલઇએ, તિહાં કરઇ લોકાચાર ભ૦
**જંબુદ્વીવ પન્નતિ** છઇ એ, મોક્ષગમન આધિકાર ભ૦ ૫૨
તેહ તિહાંથી જાણિવઉ એ, કહતાં વિસ્તર થાઇ ભ.
ઉછવ નંદીસરિ કરી એ, સુર સુરલોકઇ જાઈ. ભ. ૫૩

આદિ— ઢાલ મોહણગારરે નંદરે વણનાહલઉ.
(બીજી પ્રતમાં-વચન તુહ્મારાં હો જિનજી મનિ વસ્યાં એ ઢાલ)
શ્રી ગુરૂ **ગોતમ** ગુણ હઇયડઈ કહિઇસિઉં વિનય વિચાર
સ્વામી **સોહમ** ગણધરનઇ કહિઇ **ઉત્તરાધ્યયન** મઝારિ. ૧
વિનય કરીજઇ રે ભવીયણ ભાવસિઉં જેહથી લહીઇ નાંણ,
અનુક્રમિ સમકિત ચારિત્ર ગુણગ્રહી પાંમીજઇ નિરવાંણ. આંકણી.

—(૧) સં. ૧૫૯૯ કા. શુકલ પંચમ્યાં શ્રી **સ્તંભતીર્થે** શ્રી **સ્તંભનાધીશ** શ્રી **પાર્શ્વનાથ** પ્રસાદાત્ વિહિતં ઉત્તરાધ્યયન ષટત્રિંશદ ભાષા ત્રિશક્તં સમાપ્તં ૨૭-૧૧ પો. ૧૨૬ મો. સુરત. (૨) સં. ૧૬૪૯ વર્ષ કર્ત્તિક સુદિ ૩ ભૃગુવાસરે. ૧૯-૧૩ દે. લા. પુ. લા. સુરત નં. ૧૪૮-૩૯૬ (૩) સં. ૧૬૫૭ વૈ. વ. ૯ શુક્ર બાઇ **સો**મા પઠનાર્થં ૪૦-૧૧ દા. ૧૬ નં. ૩૭ ઘોઘા ભં. (૪) સં. ૧૬૭૧ ચૈત્ર શુદિ દુતીયા લિખિતં કાયસ્થ **માથુર સુદર્શનેન આગરે** કોટા ૧૮-૧૩ દા. ૭૨ નં. ૭૨ સંઘભંડાર પાટણ. (૫) ૩૨-૯ દા. ૭ નં ૫૭ ખેડા ભં. (૬) શ્રી **અંચલ**ગચ્છ આચાર્ય શ્રી પુણ્ય (સાગર...) સં. ૧૬૫૨ કા૦ શુ. ૧ ગુરૌ લિ૦ ૧૫-૧૭ દા. ૮૨ નં. ૧૦૩ હા. (૭) એક ચોપડો પત્ર ૧૩ થી ૪૩ પ્રત નં. ૨૪૭૧ મુક્તિ૦ (૮) પત્ર ૧૪ દા. ૩૦ નં. ૫૧ લીં. (૯) ૪-૨૦ અપૂર્ણ નં. ૫૧૮ મ૦ જૈ૦ વિ૦ (૧૦) લ. સં. ૧૫૯૯ સેં. લા. વડોદરા. (૧૧) ૧૩-૧૧ જૂની પ્રત પ્રથમનાં ૩ પત્ર નથી દા. ૩૬ ડા. અ. ભં. પાલણપુર.

**(૨૦૨) નાગિલ સુમતિ ચોપઇ** સં. ૧૬૧૨ આસો શુદિ ૮ ગુરૂ

આદિ— (૧-૧૫૮)

બાલપણા લગિ શીલઇધીર, નીલ કમલ દલ કંતિ શરીર,
**સમુદ્રવિજય શિવાદેવી**નંદ, **નેમિ** નમૂં આણી આણંદ. ૧
જસુ ગુણ તણઉ ન લાભે પાર, અતિશય ચઉત્રીસ સોહે સાર,
વચનતણા અતિશય પાંત્રીસ, તાસુ ચરણ વંદો નિશિદીસ. ૨

સંવત સોલવરસ ચઉત્રીસ, કરી ચઉપઇ ધરી જગીસ,
ભણતાં ગુણતાં મંગલ કરઉ,જિહાં જિનધર્મ તાં લગિ વિસ્તરઉ. ૩૨૫

—૨ પ્રકાશમાં. સં૦ ૧૬૪૫ આસો વદિ ૫ રવૌ પં. સકલપ્રમોદગણિ ચેલા પદ્મપ્રમોદ લ૦ ૧૨-૧૫ દા. ૬ નં. ૩૫ ખેડા ભં.

(૧૪૦૨) સાધુવંદના કડી ૧૩૮.

આદિ—

અમરનરવૃંદ નિતુ જાસ અહનિશિ નમઇ,
કેવલજ્ઞાન સુખ સંગમઈ જે રમઈ,
સિદ્ધ અનંત તે ભાવ ધરિ વંદિયઇ;
ચ્યારનઈ વીસ જિણ નામિ આણંદિયઈ. ૧
કાલ અતીત અનંત મુણિવર થયા,
અછઇ જયવંત જે હુસ્યઇ આગામિયા,
જોડિ કરકમલ તસુ શિરકમલ નામિયઇ;
અભિનવ આણંદ જેહથી પામિયઈ. ૨

અંતે— ૧૩ ઢાલ રે જીવડા દુલહઉ માનવભવ લાધુ.
ગૃહવાસિઈ શીલ સોવન કસિયૂં, કષ્ટ કસઉટઇ જાચૂં,
સેઠિ સુદરસણ દરસણ રૂડઉં, સીલ દીપાવ્યઉં સાચૂં.
× × ૧૪ ઢાલ રે પ્રાણી રોહિલઉ નરભવ સાર.
સાધુ કયવન્નઉ નામ સોભાગી સાલ અનઇ મહાસાલ,
ગાગલિ પિઢર યશોમતી જાણીઇ, પંચ એ સુગુણ રસાલ.
× × × ×
આજ સમઇ જિકો સાધુ શિરોમણિ, વ્રત તપ સમિતિ પ્રતિપાલ,
તાસુ પદપંકજ શ્રી બ્રહ્મ વંદઇ સદા, જોડિ કર કરકમલ ત્રિણુકાલ.
એમ આગમિ અનઇ અવર ગ્રંથઇ વલી, સાધુના સંભરી નામ
ભાવ સુદ્ધિઇ જિકો પ્રહસમઇ, નિતુ નમઇ, તે લહઇ અવિચલ ઠામ.

—૯-૧૨ લ. સુ.

(૧૪૦૩) શાંતિનાથ વિવાહલો.

શોક નિવારી મન તણુઉ એ, ભોગવઈ સુરના ભોગ ભ.
મન સુધિ જિન આરાધતાં એ, લહિયઈ સયલ સંયોગ ભ. ૫૪
શ્રી **વિનયદેવ** સૂરિ ઇમ ભણઈ એ, વંદઉ સામિ **સુપાસ** ભ.
એહ ભણુઉ વીવાહલઉ એ, જિમ પુહચઇ મન આસ ભ. ૫૫
ચરિત્ર થકી એ ઉધર્યઉ એ લવલેસઈ સંબંધ ભ.
મિછાદુક્કડ તેહનૂં એ, જે કહ્યઉં સૂત્ર વિરૂદ્ધ, ભ. ૫૬
**યુગલ ભુવન રસ ચંદ્રમા** એ, ધરસિ રસાસુત વારિ ભ.
ફલતી આશા અભિનવી એ, માસિ તેરસિ દિનિ ધારી ભ. ૫૭
એહ રચ્યઉ વીવાહલઉ એ, નાંદઉ જાં જિણ ધર્મ ભ.
ભણતાં સુણતાં સુખકર એ, જાણઉ સૂધઉ ધર્મ. ૫૮

—ગ્રંથાગ્ર ૫૮૧. આર્યા મનકાં આર્યા અમરાં પઠનાર્થં ૧૫-૧૧

ડા. અ. ભં. પાલનપુર.

**(૧૪૦૧) ભરત બાહુબલિ રાસ.** કડી ૩૨૫. સં. ૧૬૩૪.

**આદિ—**

શ્રી **આદીશ્વર** ચરણે નમૂં, **ચક્કેસરિ**નઈ ધ્યાનિઇ રમૂં,
ગાઉં **બાહૂબલિ** મુનિરાય, પામી સહિગુરૂ તણુ પસાય. ૧
**ઋષભદેવ** લ્યઈ દીક્ષા જિસઇ, દીધૂં રાજ **ભરત**નઇ તિસઈ,
**બાહૂબલિ**નઈ દ્યઇ દેશ, બહુલી નામિઇં રિદ્ધિ પ્રદેશ. ૨
દેશાઇ કેતુ દીધઉ વલી, પુત્ર અઠાણૂંનઈ મનિ રલી,
આદરઇ સ્વામી સંયમભાર, પાલઇ સૂધઉ નિરતીચાર. ૩

**અંતે—**

**આવશ્યક નિર્યુક્તિ** ગતિ વિચાર, **વ્રત્તિ**માંહિ છઈ તસુ વિસ્તાર,
વલી ચરિત્ર જોઇનઇ કહ્યઉં, પંડિત નરને વચને લહ્યઉં. ૩૨
અક્ષર કાન્હઇ માત્રઇ જેય, હીણઉં અધિકઉં ભાખ્યઉં તેહ,
પંડિત જન તે સાચઉં કરઉ, અભિનિવેસ મનનઉ પરિહરઉ. ૩૨
શ્રી **બાહૂબલિ** ઉત્તમ સાધુ, ખામૂં તે સાખિઈ અપરાધ,
કરજોડી વંદઉં નિસિદીસ, કહઇ શ્રી **વિનયદેવસૂરીસ.** ૩૨

—સંવત ૧૬૬૬ વર્ષે માઘ શુદિ ચતુર્થી ગુરૌ મુ૦ રાજવિમલેન લિપિ૦ ૧૦-૧૩ દા. ૮૩ નં. ૧૫૯ હા.

(૧૪૦૫) પ્રકીર્ણ કૃતિઓઃ—

પ્રથમાસ્રવદ્વાર કુલક. કડી ૯૨.

આદિ—

**ગોયમ** નઈ **સોહમ** ગણધર ચરણે લાગું,
મતિ કવિત કરવાની, મન રંગઇ માગું;
દસમઇ અંગિ બોલ્યા પંચઇ આશ્રવદ્વાર,
મિથ્યાતી અવિરત લોકતણા આચાર.
દ્વાર અધર્મ પક્ષના કરણી જેહની આદિ ન દીસઇ,
કેવલ પાપ બંધના કારણુ જાણુઉ વિશ્વાવીસઇ. ૧

અંતે—

દસમઇ અંગઇરે **વીર** જિણંદ કહઇ પહિલું દ્વાર અધર્મ,
સમકિત વિરતિ નહિ જસુ એ, સહી જાણુઉ એહજ મર્મ. ૯૦
પાછલિ કરણી બોલ્યા તે સહૂ, પાપ કરવાનાં ઠામ,
સૂત્રઇ વિવરીરે ભાખ્યાં તે સહૂ, પાપી નરનાં નામ. ૯૧
નિર્મલ મતિ કરિ સમકિત વિરતિસું, પાપકર્મ કરઉ દૂરિ,
અવિચલ પદવીરે પામઉ તેહથી, ભણુઈ **વિનયદેવસૂરિ**. ૯૨

—૩-૧૫ દા. ૮૨ નં. ૧૭૮ હા.

૯૨ જિનરાજનામ સ્ત.

કેવલન્યાની પહિલા દેવ, બીજા નિર્વાણી કરૂ સેવ. ૧
તિહૂં કાલઇ અનંતા દેવ, તેહની મન સુધિ સારઉ સેવ,
મનથી તુમ્હે મ કરસઉ દૂરિ, ઇમ બોલઇ શ્રી **વિનયદેવસૂરિ**. ૩૧

—ઉપરની પ્રત સાથે છેવટે.

અંતકાલ આરાધનાફલ ૧૨૪ કડી.

ચુપઇ.

વંદિય ચઉવીસમઉ જિણિંદ, **ગોયમ** સ્વામી પમુહ મુણિંદ,
ભણિસુ સંક્ષેપઈ **આરાધના**, જે ગુણતાં હુઇ સુભ ભાવના. ૧

આદિ— ઢાલ માઈ ધન્ન સુપન્ન.

આરાધૂં ભાવિઇ સંતિકરણુ શ્રી સંતિ,
ગુરૂઆ ગુરુ વંદઉ ટાલી મનની ચંતિ.
નિર્વાણી નામઈ શાસનદેવિ સંભારૂં,
સોલમ જિનવરનું **ધવલ** રચિસુ હઉં સારું. ૧

અંતે—

**ઉત્તરાધ્યયનની વૃત્તિ** પ્રમુખ થકી, ભાખ્યઉ એ અધિકાર,
આપમતિઇ કાંઇ હીણુ અધિક કહ્યઉં, સાચ વિશુધ કરઉ સાર. ૨૧૫
**શાંતિ** જિણેસર સ્વામી સોલમઉ, ગાયઉ મન ઉલ્લાસ,
શ્રી **બ્રહ્મ** કહઇ નિતુ સેવા સારતાં, પૂરઈ વંછિત આસ. ૨૧૬
આણંદ આણીરે જગગુરૂ ગાઇઅઇ.

—પઠનાર્થં બેન **મોતીકુઅર** ૧૫-૧૪ નં. ૨૩૩૦ મુક્તિ.

**(૧૪૦૪) વાસુપૂજ્ય સ્વામિ ધવલ.**

આદિ—

ચઉવીસઈ જિણ ચરણે લાગીઇ, વર **શ્રુતદેવી** પાસઇં માગીઈ,
લાગીઇ પાએ શ્રી સુગુરૂનઇ, **ધવલ** રચિસુ સુહામણું.
**વાસુપૂજ્ય** જગગુરૂ બારમાનું, ચરિત્ર જાવ ત્રિણ્ઈ તણું,
ધાતકી ખંડઈ પૂરવ દિશિ ગિણિ આહાવિદેહિ વખાણીઇ.
ભલ વિજય મંગલાવતી, નયરી રતન સંચય જાણીઅઇ. ૧

અંતે—

સદાફલી ફ્લ જિમ તડકીનઈં સાધુ સહિત સિધિ પામઇ,
શ્રી **વિનયદેવસૂરિ** બે કરજોડી, ભાવઈ મસ્તક નામઈ.

× × × ×

નંદીસર વરિ કરી અઠાહી, દેવલોકિ સુર જાઈ,
પૂજઈ દાઢ આશાતન ટાલઈ, હિયડઇ હરખ ન માઇ.
રચ્યઉં **ધવલ** જિમ ચરિત્રિ વખાણ્યઉં, જાણી ગુરૂમુખિ મર્મ,
તા થિર પઢઉ ગુણઉ ભવિયણજણ, જાં વરતઇ જિણ ધર્મ. ૨૯

શાંતિકરણુ **શાંતિ** જિણુ, સોલસમઉ જિણુરાય,
ચક્રવર્તિ વલી પંચમઉ, સોવન વન જસ કાય. ૨
ગઢ **ગિરિનારિઇં** ગાજતુ, **રાજમતી**નુ કંત,
તીર્થંકર બાવીસમઉ, **નેમિનાથ** ગુણવંત. ૩
શ્રી **જીરાઉલિ** રાજીઓ, મહિયલિ મહિમાવંત,
આસપૂરણુ **આસસેન** તન, ચિર પ્રતપઉ જયવંત. ૪
શ્રી **સિદ્ધારથ** કુલ તિલઉ, કંચણુવાન સરીર,
**વર્દ્ધમાન** વંદઉ સદા, સૂરઉ સાહસ ધીર. ૫
સેવિઉ સવિ સંપદ દીઇ, શ્રી **ગૌતમ** ગણુધાર,
નવનિધિ નામ જપંતડાં, નિત નિત જયજયકાર. ૬
જસ નામિઇ જસ વિસ્તરિઇ, કવિજન દિઇ બહુમાન,
તે ગુરૂપાય નમંતડાં, વસુધા વાધઇ વાન. ૭
**સરસતિ** સરસ વચન રસ, વિરચઇ અવિરલ ધાર,
જાસ પસાઇં નીપજઇ, કવિત ખીજ વિસ્તાર. ૮
તે **સરસતિ** મુઝ મુખિ વસઈ, આપિઇં નિરમલ બુદ્ધિ,
આપઈ હુ **કૃતકર્મ**નઉ, બોલિસુ સરિસ ચરિત્ર. ૯

અંતે— વસ્તુ

એક પદથી એક પદથી રાય **કૃતકર્મ**,
નવરંગી નવયૌવની ચ્યારિ નારિસું રાજસુંદર.
પામઈ લીલા અતિ ઘણી, તેજવંત મહિમા પુરંદર,
છેડઈ સંયમ આદરી પામિઉ શિવપુર રાજ;
સકલ શાસ્ત્રનઇ ગ્રણુમતાં, નિશ્ચઈ સીઝઈં કાજ. ૨૩૭

—(૧) આદિમા શરૂ કરેલ છે કે:–તપાગછનાયક ભટ્ટારિક શ્રી શ્રી શ્રી **સોમ**વિમલસૂરિ ગુરૂભ્યો નમઃ–(તેથી તે સૂરિના શિષ્યે લખેલ) ૧૪–૧૧ દા. ૭૦. નં. ૧૦૧ ડે૦ (૨) સં. ૧૬૨૭ માર્ગશીર્ષ શુદિ ૭ કૃષ્ણુદાસ લ૦ પરી દેવચંદ, એક ચોપડો પૃ. ૭૭ થી ૯૦ નવાં ૬૯ થી ૮૩ રા. ડાહ્યાભાઇ મોતીચંદ સુરતવાલા વકીલ પાસેનો.

× × ઇણિભવિ પરભવિ સુખ ઘણા આપઇ,
બ્રહ્મ કહઇ અવિચલ પદિ થાપિઇ. ૧૧૯
ધન્ન અણગાર શ્રી મેઘકુમાર,
ગયસુકુમાલ નમૂં નિત વાર. ૧૨૦
× × એહ આરાધના જે જન કરસઇ,
તે સુખ સંપદા નિશ્ચઇ વરસઇ. ૧૨૪

—૧૦–૧૧ પોથી નં. ૧૦ પ્રત કવિ સમયમાં લખેલી. જિનદત્ત ભં. મુંબઈ.

[ તેમણે જિનહિતા નામની દશા શ્રુત સ્કંધ ટીકા રચી છે. નં. ૧૦૮૯ સન ૧૮૯૧–૯૫ ભાં. ઇ; અને જંબૂદ્વીપ પ્રજ્ઞપ્તિપર વૃત્તિ પણ અણહિલવાડમાં રચી છે. તેમાં પોતાને ચાલુક્ય વંશના રાજપુત્ર (**शिष्योस्त्ययं ब्रह्ममुनिर्विपश्चिच्चालुक्य वंशोद्भव राजपुत्रः**) તરીકે અને સાધુરત્ન પંડિત શિષ્ય પાર્શ્વચંદ્રસૂરિના શિષ્ય તરીકે જણાવેલ છે. આ બીજી વૃત્તિ રચવામાં પોતાના ગચ્છના વિજયદેવસૂરિએ સંશોધન કર્યું હતું. પ્રત નં. ૧૭૮૨ પ્ર. કા. વડો૦ ]

---

## ૧૧૨ કવિયણ (૧–૧૫૯).

**(૨૦૪) તેતલીપુત્ર રાસ** ૧૫૯૫ (આ રાસના કર્ત્તા નં. ૪૯ના સહજસુંદર છે તેથી અહીંથી તે કાઢી નાંખવો, અગાઉ પૃ. ૫૬૧ માં મૂકેલ છે.)

---

## ૧૧૩ કલ્યાણજય (જયકલ્યાણ) શિષ્ય (એમ સુધારો) (ત૦ સૌભાગ્યહર્ષ સૂરિ શિ.) (૧–૧૬૦)

**(૨૦૬) કૃતકર્મ રાજાધિકાર રાસ** સં. ૧૫૯૪ (૧–૧૬૦).

**આદિ—**

સકલ મૂરતિ કલ્યાણકર, આદિહિં આદિ જિણિંદ,
શ્રી વિમલાચલ મંડણઉ, પણમઉ આદિ જિણંદ;

તેહ મહીંય ચઉથઇ ઉપાંગિ, જેહ અરથ દુર્ઘટ અવગમ,
**જંબુદ્વીપ પનત્તિ** જેહ, તેહનું ઉધ્રિત જેહ,
**ક્ષેત્રસમાસ** જે મહિયલિઈ, તેહનું વિવરણ એહ. ૫ × ×
એ લઘુક્ષેત્રસમાસથી, વિરચિઉ સારોદ્ધાર,
**જંબૂદ્વીપ** વિવરણા, બોલીઇ ટબુ લગારિ. ૩૯૯
શ્રી **ઉદયરત્ન સૂરિ** તણઇ, સાનિધિ કહીઉં એહ,
શિષ્ય **મતિસાગર** વીનવઇ, પ્રણમું શ્રી ગુરૂ તેહ. ૪૦૦
હિવઈ બીજુ અધિકાર હું, બોલું હરષ ધરેવિ,
લવણસમુદ્રની વિવરણા, ચુપૈ બંધિ સંખેવિ. ૪૦૧

—ઇતિશ્રી ક્ષેત્ર સમાસે વિવરણે જંબૂદ્વીપાધિકારે પ્રથમોલ્લાસઃ

અંતે— દૂહા

આગમ ગછિ ધંધુકીયા, શ્રી **અમરરત્ન** સૂરીંદ,
તસ પટિ પાપ તિમિર હરઇ, શ્રી **સોમરયણ** સૂરિચંદ. ૫૭૧
તસ અનુક્રમિ ગુરૂ દીપતા, શ્રી **ગુણનિધાંન** સૂરિરાય,
તાસ પાય ઉદ્યોતકર, ચિર પ્રતિપુ ગુરરાય. ૫૭૨
શ્રી **ઉદયરત્ન** સૂરીશ્વરહ, મહિમા ગરૂઅડિ મેરૂ,
તાસ સીસ મુનિવર મુકટ, પંડિત શ્રી **ગુણમેરૂ**. ૫૭૩
તેહનુ શિષ્યહ વીનવઈ, **મતિસાગર** જસ નાંમ,
જે કાંઇ કૂડૂ કવિઉ, ખમિયો કરૂંય પ્રણામ. ૫૭૪
ગહન અર્થ એહમાં ઘણાં, હું સિઉં લહૂઅ ગમાર,
હિત આંણી મઝ ઊપરિઇ, કરિયો ખરૂ વિચાર. ૫૭૫
સંવત **પનરચુરાણુઈ**, આસોઈ બુધવારિ,
રચીઉ એ સૂત્ર ઊપરિઈ, **પત્તન** નયર મઝારિ. ૫૭૬
ચુપૈ દૂહા થઇ પંચસઇ, અહિતુત્તિર અભિરામ,
તાં રહિયો એ મહિતલઇ, સાયર સુર દૂ ર્નંમ. ૫૭૭

ઢાલ

ઇણિ પરિઇ રચીરૂ રાસ સુગતિઇ ભાવિ ભમતિઈ સુખ કરઈ,

(૩) ૧૨-૧૪ દા. ૬૩ નં. ૪૩ સંઘ ભંડાર પાટણ. (૪) ૧૧-૧૩ નં. ૧૬૪. હડર ભં.

---

## ૬૭૭ **કમલમેરૂ** (અં.)

**(૧૪૦૬) કલાવતી ચોપઇ** સં. ૧૫૯૪ જે. શુ. ૩ બુધ કવિંદામાં.

સંવત **પનરચઉહિાણો** સાર, જેઠ સુદિ તીજ બુધવાર,
શ્રી **વિધિ** પક્ષ ગચ્છ ઉદાર, નયર શ્રી **કવિંદા** મઝાર. ૯૩
વાચકશ્રી **કમલમેરૂ** પાસઉ, કિયો કવિત મન ધરિ ઉછાહઉ...

—(૧) **અંચલગચ્છે** વા૦ **તેજસમુદ્ર** ગણિ શિ૦ ઋષિ **વેણા** લિખિતં. પત્ર ૭ નં. ૧૫૦ જેસલ. ભ. ભં. (૨) પ્રાયઃ આ કવિકૃત સં. ૧૬૮૩ શ્રા. શુ. ૨ ભૃગુદિને વાસ્તવ્ય **દાવબંદિરે** લિ. મુ. વિ. છાણી.

---

## ૨૩૭ **મતિસાગર** (૧) (આગમ ગચ્છે સોમરત્નસૂરિ પટ્ટે ગુણનિધાનસૂરિપટ્ટે ઉદયરત્નસૂરિ શિ. ગુણમેરૂ શિ.) (૧-૪૯૬)

**(૧૪૦૭) લઘુ ક્ષેત્રસમાસ ચોપઇ** સં. ૧૫૯૪ આસો. પાટણ.

**આદિ—**

**સરસતિ** સામિણિ કરૂં જુહાર, જેહના ગુણ અપારાવાર,
તે **સરસતિનું** ધ્યાંનજં ધરી, રચસિઉં ચુપૈ હરષિઇં કરી. ૧
**આગમ** ગછિ ગુરૂઆ ગુરરાય, શ્રી **સોમરયણ** સૂરિ વંદૂં પાય,
તસ પટિ શ્રી **ગુણનિધાંન** સૂરિંદ, તસ પટ્ટોધર સૂરિં નરિંદ. ૨
શ્રી **ઉદયરયણ** સૂરિ મહિમાવંત, શમદમ સંયમ સદા ઝલકંત,
તે સહિગુરની અનુમતિ લહી, **ક્ષેત્રસમાસ** અહ્નો રચિસિઉં સહી. ૩
તસુ પરિવારિ પંડિત **ગુણમેરૂ**, તાસુ સીસ કહિ હરિષ ધરેવિ,
ચુપૈ બંધિ કરિસું હું સોઇ, એહ વિચાર સુણિયો સહુ કોઇ. ૪

વસ્તુ

જૈન શાસનિ જૈન શાસનિ મૂલ સિદ્ધાંત,
**સોહમ** સામિ પ્રકાસીઉ અછઇ, સાર પણયાલ આગમ.

ચઉપઈ.

ચઉપઈ દૂહા થઇ પંચસઇ, ઊપરિવલી પંચાસ.
ભાવ સહતિ જે સંભલઈ, ભવિઆ પુહચઇ આસ. ૪૯

ઢાલ

એહ અર્થ નિરૂપમ અમૃત ઉપમ સુણ્ં શ્રવણે સુખ કરઇ,
વિચાર કરતા ચિત્ત ધરતાં કર્મ કોડિની દુખ હરઇ.
તાં રહુ રાસ પ્રકાશ ઉતમ મેરૂ ધ્રુ શશિ દણ્યર
શાસનદેવિ પસાઉલઇ શ્રી સંઘ ચતુર્વિધ જયકરૂ. ૫૫૦

(૧) સાત ઉલ્હાસ; સં. ૧૬૩૯ કા. શુદિ ૧૪ મંગલે પં. સૌભાગ્યમાણિક્યગણિ શિ૦ પુણ્યસાગર ગણિ શિ. પં. રાજહર્ષ ગણિ શિ. ચેલા દેવજી લખિતં. ૧૮–૧૭ ન. ૨૫૪ જશ. વડવા ભાવનગર. (૨) ગ્ર. ૧૯૦૦ સં. ૧૬૧૮ વૈ. શુ. ૫ શનૌ અહમદાવાદ વાસ્તવ્ય મુનિ કમલકીર્ત્તિ વાચનાર્થં વિ. દા. શા. સં. છાણી.

---

## ૬૭૭ શિવસુંદર

(૧૪૦૭ક) લુંકટ મત નિર્લોઠન રાસ ગા. ૭૯ સં. ૧૫૯૫
—પત્ર ૨ પ્રાચીન સુંદર પ્રત નં. ૨૬૨૦ અભય૦

---

## ૬૭૮ પુણ્યરત્ન (નં. ૧૬૦ આંચલિક પુણ્યરત્નથી ભિન્ન)

(૨૯૯) નેમિરાસ-યાદવ રાસ ગા. ૬૪ લ. સં. ૧૫૯૬ (૧-૨૪૭)

—(૧) સં. ૧૫૯૬ આસો શુ. ૨ ભ૦ હંસસંયમસૂરિ શિ. પં. પદ્મહંસ ગણિ લિ૦ સં. થાવર ભાર્યા સુશ્રાવિકા લખા પઠનાર્થં ૪–૧૧ દા. ૮૨ ન. ૯૬ હા. (૨) પત્ર ૪ પ્રત ૧૭મી સદીની પો. ૮૩ નં. ૨૨૧૯ જિ. ચા. (૩) સં. ૧૬૬૬ લિ. કલ્યાણ ઋષિ પઠનાર્થં પત્ર ૪ પો. ૬૧ જય. (૪) સં. ૧૬૯૬ શાકે ૧૫૬૧ મહા કૃષ્ણ એકાદશ તિથૌ વાર જીવ મુનિ પ્રતાપશીલિખિકૃત હથીયાણા મધ્યે ૩–૧૪ નં. ૩૧૬૯ વિ. ને. (૫) ઇતિ [illegible]

સિદ્ધાંતસાર વિચાર મીઠુ દીઠુ દરશનિ દુખ હરઇ,
જીરાઉલુ શ્રી પાસ પ્રણમી નમી સરસતિ બહુ પરે,
જે ભાવિ ભણસિઇ અર્થ સુણસિઈ નવઇ નધિ હુઇ તેહ ધરે. ૫૭૮

—(૧) ઇતિ શ્રી લઘુક્ષેત્ર સમાસ વિવરણે સંપૂર્ણ નામ ષષ્ઠોલ્લાસઃ ૨૩–૧૫ નં. ૧૧૪૧/૫૧૦ દે. લા. પુ. લા. (૨) ભક્તિવિજય ભં. ભાવ. નં. ૨૮ (વે૦) (૩) અગરચંદ ભેરૂદાન બાંઠીયા લાયબ્રેરી વીકાનેર (૪) અપૂર્ણ પ્રત ૫–૧૮ નં. ૪૦૩ મ. જૈ. વિ.

**(૪૬૧) સંગ્રહણી રાસ** ઢાલ બંધ (સુધારોઃ—સં. ૧૬૦૫ પોષ (૧–૪૯૬)

**અંતે—** પહેલાં ઉમેરો.

સદ્દગુરૂ ચરણ પસાઇ કરી, અહમદાવાદ નયર મનિ ધરી,
ઋષભ પસાઈ પૂગી આસ, એતલઇ હુઉ બીજુ ઉલ્હાસ.
વૃદ્ધ સંઘયણિ થિકી ઉદ્ધરી, શ્રી શ્રીચંદ્ર મુનીશ્વર કરી,
વડી માહિઇ છઇ એતલા વિચાર, ચઉવીસ દંડક તણા પ્રકાર. ૫૩૭
શરીરનઇ અવગાહન મિલી, સંઘયણિ સંજ્ઞા સંઠાણ મિલી,
કષાય લેશ્યા ઇંદ્રી સમુઘાત, દૃષ્ટિ દર્શન જ્ઞાનની નાત. ૩૮
યોગ ઉપયોગ ઉપપાતિ વિચારિ, ચ્યવન સ્થિતિ પર્યાપ્તતિ વિચાર.
દિગાહાર સંજ્ઞા જૂજૂઇ જાતિ, ગત્યાગતિ દેવીની ભાતિ. ૩૯
એહ માહિઇથી કેતલાં કહ્યાં, કેતલા એક ગ્રંથાંતરિ રહ્યાં,
સંઘયણિ તણુઉ સૂધઉ વિચાર, હેમસૂરિ જે ગછ મલધાર. ૪૦
તેહનઇ સીસેઇએ એહજિ ભણ્યુ, સંઘયણિ પ્રકરણ નામ તસ તણું.
તેહ ઊપરિ ભાવ બહુ ધરી, ચુપૈ બંધ યુગતિઇ એ કરી. ૪૧
ગૂઢ અર્થ એહ માહિ છઇ બહૂ, હું મૂરખ નવિ જાણઉં સહૂ,
જ્ઞાનવંત જે સૂત્રના ધાર, કરયો એ સૂધઉ વિચારિ. ૪૨

**અંતે—** ૪૭ એટલે ૫૪૭ મી કડી પછી મૂકો (૧–૪૯૭)

પાસ પસાઇ અચલ સુખ, લહીઇ સંપતિ કોરિ,
વલી વલી ભાવઈં નમું, દોઇ કર મસ્તક જોડિ. ૪૮

